# આદર્શ રમણી

અથવા

## [illegible]નો મહામંત્ર.

: લેખક :

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
અમદાવાદ.



: પ્રકાશક :
કાળીદાસ કચરાભાઇ બુકસેલર
અમદાવાદ.

મૂલ્ય. રૂા. ૩-૮-૦.

# સમર્પણ.



શ્રી લુણાવાડા નરેશ નામદાર મહારાણાશ્રી શ્રી. વીરભદ્રસિંહજી સાહેબ બહાદુરનાં સકળ સદ્‌ગુણાલંકૃત ધર્માનુરાગી સાહિત્યપ્રેમી વિદ્યાવિભુષિત અખંડ સૌભાગ્યવંતાં નામદાર મહારાણીશ્રી. શ્રી. મનહરકુંવરબા સાહિબાને આ 'આદર્શ રમણી યાને જીવનનો મહામંત્ર' નામક સુબોધક પુસ્તક રત્ન સાદર સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

શ્રીસર્વેશ્વર સદા સર્વદા આપ મહારાણીશ્રીને દીર્ઘાયુ સમર્પી અહર્નિશ સુખ-આનંદ સમર્પો—

—એજ સુમંગળમયી શુભાશિષ—

કૃપાભિલાષી.

સત્યેન્દ્રપ્રસાદ મહેતા.



શ્રી. લુણાવાડાનરેશનાં સત્ચારિત્ર્યશીલ સાહિત્યપ્રેમી વિદ્યાવિભુ-
ષિત અખંડ સૌભાગ્યવંતાં નામદાર મહારાણીશ્રી
**શ્રી. મનહરકુંવરબા સાહેબ.**

# પરિચય.

He most lives, who thinks most,
Feels the noblest, acts, the best.

તેનું જીવન સફળ છે કે જે સુવિચારો સેવે છે, ઉત્તમ લાગણીઓને હૃદયમાં સ્થાન આપે છે અને ઉચ્ચ ચારિત્ર્યને અનુસરે છે.

શ્રી પરમાત્માની પરમકૃપાના પરિણામે આ આદર્શરમણી યાને જીવનનો મહામંત્ર નામક નવચેતન પ્રેરક પુસ્તક એક એવાં પુણ્યશાળી–સૌજન્યશીલ રાજ્યદેવીને સમર્પવાનો સુયોગ પ્રાપ્ત થાય છે કે જેઓશ્રી એક આદર્શ–કાર્યદક્ષ અને સાચી રાજપૂતાઈની ભાવનાથી ભરપુર પ્રભાવશાળી નરેન્દ્રનાં રાજતનયા છે—

અને એક સુસંસ્કારી–સુશિક્ષીત પ્રજાવત્સલ રાજેન્દ્રનાં મહારાણી છે.

**આ** રાજદેવી અન્ય કોઈ નહિ પણ હાલના ઘનઘોર પણ પરીવર્તન યુગમાં એક તેજસ્વિ તારલાની માફક પ્રકાશતા–પ્રજાપ્રેમી ધર્મપરાયણ ઝાલાકુળભુષણ શ્રી. **વાંકાનેર**નરેશ નામદાર મહારાણાશ્રી સર શ્રી **અમરસિંહજી** સાહેબનાં રાજકુંવરીબાશ્રી શ્રી. **મનહર કુંવરબા સાહેબ.**

**આ**શ્રી મનહરકુંવરબા સાહેબનાં શુભલગ્ન બે વર્ષ ઉપરજ સુરાજ્યનાં સ્વપ્ન સફળ કરનાર અને ટુંક સમયમાંજ પોતાના રાજ્યને સુવ્યસ્થિત બનાવવાનો સુયશ પ્રાપ્ત કરનાર–ક્ષાત્રોચિત ગુણોથી વિભુષિત–સાહિત્યવિલાસી સોલંકી કુળરત્ન **લુણાવાડાધિપતિ** શ્રીમંત મહારાણાશ્રી. **શ્રી વીરભદ્રસિંહજી** સાથે થએલ હોવાથી હાલ તેઓશ્રી લુણાવાડાના **મહારાણી પદે** વિભુષિત થએલાં છે.

**શ્રી.** મનહરકુંવરબા બાલ્યકાળથીજ વાંચનપ્રેમી હોવાના કારણે વિવિધ પુસ્તકોના વાંચન-મનનથી અનેક સદ્‌ગુણોથી અલંકૃત થએલ છે. આ લખનારનાં લખેલાં પુસ્તકો પ્રત્યે એ રાજ્યલક્ષ્મિની બાલ્યકાળથીજ અપૂર્વ મમતા-શુભ ભાવના હોવાના કારણે ઉત્તેજનનાં જળ સીંચી પ્રયત્નને પ્રેરક બળ સમર્પ્યું છે, અને હજી પણ કાર્ય પરત્વે એની એજ અમીદ્દષ્ટિ ધરાવી ઉદાર સ્હાય સાથે ઉત્કર્ષ ભાવના દર્શાવી રહ્યાં છે.

પરોપકારપરાયણ મહારાજા વિક્રમદેવ, વિદ્યાવિલાસી ભોજ રાજ સમા ભુપતિઓ આ ભૂમિપરથી પધારી ગયા પછી અ દેશમાં શારદાના ઉપાસકો-કળાકારો વગેરેની કેવી સ્થિતિ થઈ પડી છે એ હવે કોઈનાથી અજાણ નથી. રત્નગર્ભા આ ભૂમિમાં અનેક રત્ન-હીરા સુવર્ણ આદિ ઉત્પન્ન થાય છે; પરંતુ સમયના પરિણામે તે અત્યારે ઢંકાએલાં રહે છે. તેને આજે નથી કોઈ શોધનાર-જોનાર કે ઉત્તેજનનાં જળ સીંચનાર, આજનું જોવું શોધવું ફક્ત ઉપરનુંજ છે. પણ જે સારૂ-સારૂ જોવાનું જ્ઞાન ધરાવી શકે છે, એતો અવશ્ય સારૂં શોધી શકે છે. આવા વિષમ સમયમાં શ્રી **મનહરકુંવરબાશ્રી** સમાં ગુણજ્ઞ-કદરશાળી રાજદેવીનો કંઈક પ્રકાશ જણાતાં કોને આનંદ ન થાય ?

દેશીરાજ્યોમાં આજે પણ કેટલાક સાહિત્યપ્રેમી-દયા-ધર્મી રાજાઓ વિદ્યમાન છે કે જેઓ પોતાના શુભ કર્તવ્યથી ભારતમાતાનું ગૌરવ વધારી રહ્યા છે. આવાં પવિત્ર રાજસ્થાનોમાં રાજાઓ ઉપરાંત રાજદેવીઓ-રાજનંદિનીઓ પણ પોતાના સત્ચારિત્ર્યશીલ આદર્શથી સતી શીરોમણી સીતાદેવી-સાવિત્રી-દમયંતી આદિ સતી માતાઓની યાદ તાજી કરાવે છે.

**પ્ર**થમથીજ ઇતિહાસ અને રાજામહારાજાઓનાં પરાક્રમોનાં પુસ્તકોના વાંચન પ્રેમના પરિણામે હિંદના રાજા-મહારાજાઓ પ્રત્યે

અનેરી શુભ ભાવનાઓ ઉદ્દભવેલી. આ પછી વાંચન વધતાં પેપરો-દ્વારા યા વાતો સાંભળતાં રાજા રજવાડાઓની સાંપ્રત સમયની પરિસ્થિતિ વિચારતાં મનમાં સ્વાભાવિકજ પ્રશ્ન ઉત્પન્ન થતો કે દેવતાઓના વંશજોના રાજ્યમાં શું અત્યારે આવુંજ ચાલી રહ્યું હશે? રજવાડું એટલે ખટપટનું સ્થાન. રજવાડું એટલે અનેકવિધ સારી ખોટી ઘટનાઓનું ધામ. પરંતુ આ ભાવના પૂર્ણ પોસાય તે પહેલાં પૂર્વના કોઈક શુભ સંસ્કારના યોગે યાતો દૈવયોગે મારાં લખેલાં પુસ્તકો દ્વારા એક સુસંસ્કારી **રાજબાળાનો** પરિચય થયો, અને પછી પરસ્પરના પત્રોદ્વારા એ પરિચયની વૃદ્ધિ થતાં એક સગાં **ભાઈ બ્હેન** સમાન સ્નેહ સંધાયો. આ બ્હેન તે **ગણોદઠાકોર** સાહેબ શ્રી **નટવરસિંહજી**નાં કુંવરીબા શ્રી **વિજયાકુંવરબા,** કે જેઓ મહારાણીશ્રી **મનહરકુંવરબાશ્રી** સાથે **બાલ્યાવસ્થામાં રહેલાં છે અને હાલ ધ્રાંગધ્રામાં અ. સૌ. નામદાર મહા-રાણી સાહેબશ્રી આનંદકુંવરબાશ્રી** કોટડાવાળાં સાથે રાજમહા-લયમાં રહે છે. **શ્રી. વિજયાકુંવરબા** હજી કુમારિકા છે. વયે નાનાં છે પણ અનેકવિધ શુભ ગુણોથી અલંકૃત છે.

લેખકોને પત્રો-પુસ્તકોદ્વારા દૂર-દૂરનાં સજ્જનોનો સમાગમ-પરિચય થાય છે. એ અનુસાર મને જે જે મહારાજા-રાજા સાહેબો તથા રાજદેવીઓ વગેરેનો શુભ પરિચય થયો છે તેમાં મને જે સૌજન્યતા-નિરાભિમાનતા અને સાચી ક્ષત્રિયવટનાં દર્શન થયાં છે; તેને માટે પ્રભુનો ઉપકાર માનવો ઘટે છે.

**ઝાલા** કુળભુષણ વિશુદ્ધ હૃદયના નામદાર ધ્રાંગધ્રા રાજેન્દ્ર **શ્રીમાન મહારાણાશ્રી સર ઘનશ્યામસિંહજી** સાહેબ બહાદુર જી. સી. આઈ. ઈ. કે. સી. એસ. આઈ. નાં સૌજન્યશીલ ધર્મપ્રેમી-નિરાભિમાની-સુસંસ્કારી **અ. સૌ. નામદાર મહારાણીશ્રી શ્રી આનંદકુંવરબા સાહેબ** તથા **અ. સૌ. મહારાણી શ્રી નવલ-કુંવરબા સાહેબ** સાથે સમસ્ત રાજકુટુંબનો તો હું પ્રથમ-થીજ કૃપાપાત્ર છું. તેમાં આજે એજ ઝાલા કુળદિપીકા અને

સોલંકી કુળપ્રકાશિતા લુણાવાડાનાં અ. સૌ. નામદાર મહારાણીશ્રી **શ્રી મનહરકુંવરબાશ્રીની** પરમકૃપા અને શુભ ભાવનાની વૃદ્ધિ થાય છે, અને આ લખનારને એક રાજપૂત દેવીના સુસંસ્કારી હૃદયનાં–વિશુદ્ધ ભાવભીના હૃદયનાં દિવ્ય દર્શન થાય છે.

અ. સૌ. બાશ્રી મનહરકુંવરબાશ્રી વાંકાનેર રાજ્યના ના. રાજરાણા શ્રી. અમરસિંહજી સાહેબ બહાદુરનાં દ્વિતીય કુંવરીબા થાય છે. પુણ્યપ્રતાપી માતુશ્રીનું શુભ નામ **પુષ્પકુંવરબા સાહેબ.** દીર્ઘાયુષી માર્કંડ ઋષીના વંશજ હોવાના કારણે માર્કંડ ગોત્ર ઉપ-રથી પ્રથમ મકવાણા કહેવાતા, અને પછી સાક્ષાત મહાદેવ અને સતી પાર્વતી માતાના અવતારસમા શ્રી. હરપાળદેવ અને શ્રી. શક્તિમાતાના વંશજ તરીકે ઝાલાકુળ જગતમાં સુવિખ્યાત થયું. આ વિશુદ્ધ ઝાલાકુળના ધર્મપરાયણ–પુણ્યપ્રતાપી મહારાણા સર શ્રી અમરસિંહજી સાહેબ આજે વાંકાનેરમાં પ્રશંસનિય રાજ્ય અમલ ચલાવી રહ્યા છે.

વાંકાનેર રાજ્ય કાઠીયાવાડ–ઝાલાવાડ પ્રાંતમાં આવેલું છે. પાટનગર વાંકાનેર મચ્છુ નદી અને પાતાળીઆ નામક વાંકળા વચ્ચે પાવડી પને આવેલું છે. અનુભવી–કાર્યદક્ષ રાજેન્દ્રના સારા રાજ્ય-વહિવટના પરીણામે વાંકાનેર રાજ્ય આજે આબાદ–સુખી અને સમૃદ્ધિવાન શહેર ગણાય છે. તેની ચારે તરફ મજબૂત કિલ્લો આવેલો છે. શહેરના રસ્તા સ્વચ્છ અને લાઇટોની પૂરતી સંખ્યાના કારણે શહેર સુંદર જણાય છે.

નામદાર મહારાણા રાજ સાહેબ શ્રી. અમરસિંહજી સાહેબનો શુભ જન્મ સંવત ૧૯૩૫ ના પોષ શુકલ ૧૧ ને શનીવાર તા. ૪ જાનેવારી સને ૧૮૭૯ ના શુભ દિવસે થએલો છે, તેઓશ્રીના પિતાશ્રી રાજ સાહેબ શ્રી બનેસિંહજી સાહેબના સ્વર્ગવાસ સમયે વિદ્યમાન મહા-રાણાજી ફક્ત બેજ વર્ષની વયના હતા. એક સદ્‌ગુણશાળી–પ્રજાપ્રેમી રાજન થવાને લાયકના તમામ સદ્‌ગુણો બાલ્યકાળથીજ તેઓશ્રીમાં

જણાતા હતા. ઇ. સ. ૧૮૮૭ માં તેઓશ્રી રાજકોટ રાજકુમાર કોલેજમાં દાખલ થયા હતા. આ કોલેજમાં રાજકુમારને યોગ્ય કેળવણી પ્રાપ્ત કરી તેઓશ્રી કેપ્ટન હેંકોક સાહેબની સાથે હિંદના પ્રવાસે પધાર્યા. હિંદુસ્થાનની મુસાફરી પૂર્ણ કરી એજ સાહેબ સાથે તેઓશ્રી યુરોપની મુસાફરીએ સીધાવ્યા હતા.

આજે કેટલાક રાજા-મહારાજા યુવરાજો અને ધનવાનો યુરોપના પ્રવાસે જાય છે અને ત્યાં એશઆરામ-મોજ મજાહ વગેરે અનિચ્છનિય કાર્યોમાં પાણીના પૂરની માફક દ્રવ્યનો વ્યય કરે છે. વર્તમાન પત્રોમાં તથા જનતાના મુખેથી આવું ઘણી વખતે સાંભળવામાં આવે છે. આપણા દેશમાં લગભગ દોઢસો વર્ષથી અંગ્રેજો રાજ્ય કરે છે. તે ક્યા સદ્‌ગુણોના પ્રતાપે ? તેઓ દેશ વિદેશમાં ફરતાં જેટલું ખર્ચ કરે છે તે પોતાના અને પોતાના દેશના ફાયદાને માટે કરે છે. તેઓના સ્વદેશાભિમાન-સાહસ-હિંમત સ્વચ્છતા નિયમિતતા-કાર્યદક્ષતા આદિ ગુણો ખરેજ સ્તુતિ પાત્ર છે. આવા બાહોશ માણસોના સમાગમમાં આવ્યાને આજે વર્ષોનાં વર્ષો વિત્યાં છે, છતાં આપણે તેઓના ઉપરોક્ત ગુણોમાંથી કેટલા ગુણો ગૃહણ કર્યા છે ? અમારી નમ્ર માન્યતા મુજબ તો ઘણાએ અંધ અનુકરણમાંજ અઢળક દ્રવ્યનો ધુમાડો કર્યો છે.

સર અમરસિંહજીએ અંગ્રેજી શિક્ષણ બરાબર પચાવી યુરોપ પર્યટનમાં ઘણું જાણવા જેવું જાણી લીધું છે. શીખવા જેવું શીખી લીધું છે અને અનુભવવા જેવું અનુભવ્યું છે. એ અનુભવના પ્રતાપે આજે તેઓશ્રી પોતાની પ્રજાનું શુભ કરી રહ્યા છે. કાઠીયાવાડમાં આજે વાંકાનેર રાજ્યની પ્રજા સુખી આબાદ જણાય છે, તે એના કર્તવ્યનિષ્ટ રાજાના સુરાજ્ય અમલના પ્રતાપેજ. આજે જ્યારે વર્તમાન પત્રોમાં-જનતાની વાતોમાં દેશી રાજ્યના જુલ્મ-દુઃખ વગેરેનીજ વાતો બહુધા સાંભળવા-વાંચવામાં આવે છે, ત્યારે વાંકાનેર રાજ્યના પ્રૌઢ-પ્રતાપી રાજાની કાર્યદક્ષતા-નિરાભિમાનતા તથા પ્રજા

પ્રેમની વાતો સાંભળવામાં આવે છે. આનું નામજ સુરાજ્ય કહેવાય. આવા રાજવીઓએજ દેશ-વિદેશની કરેલી મુસાફરી-સફર સફળ ગણાય. દ્રવ્યનો વ્યય સાર્થક લેખાય અને અંગ્રેજી વિદ્યા ભણવાનું પણ લેખે લાગ્યું મનાય. અમે જો કે સર અમરસિંહજી સાહેબના પ્રત્યક્ષ દર્શન-સમાગમનો લાભ પ્રાપ્ત કરી શક્યા નથી પરંતુ એટલું તો જાણી શક્યા છીએ કે આ કહેવાતા સુધારા-પરીવર્તનના યુગમાં શ્રી મહારાણા સાહેબ એક બાહોશ-રાજનીતિજ્ઞ-સાહિત્ય પ્રેમી કર્તવ્ય-શીલ રાજન છે. સાહિત્ય પ્રત્યેના પ્રેમથી પ્રેરાઈ તેઓશ્રીએ અનેક સાહિત્ય સેવકોને સંતોષ્યા છે. "ઝાલાવંશ વારિધી" નામક એક મહાન ઐતિહાસીક ગ્રંથ ઘણા ખર્ચે તૈયાર કરાવી ઐતિહાસીક ગ્રંથોમાં એક અમૂલ્ય ગ્રંથનો વધારો કર્યો છે, તેઓશ્રીની કાર્યદક્ષતા તથા સુરાજ્ય વ્યવસ્થાથી આજે તેઓશ્રીની સર્વત્ર પ્રશંસા થાય છે.

યુરોપના પ્રવાસેથી પાછા પધાર્યા બાદ તેઓશ્રી લાયક ઉમ્મરના થવાથી તા. ૧૮ માર્ચ સને ૧૮૯૯ ના રોજ પોલીટીકલ એજંટ કર્નલ હંટર સાહેબે પૂર્ણ દબદબા ભરેલો દરબાર ભરી રાજ્યની સ્વતંત્ર સત્તા તેઓશ્રીને સોંપી હતી. આ વર્ષે ભારે દુષ્કાળ પડવાથી પ્રજાનાં દુઃખનો પાર નહોતો. ખેતીવાડીનાં ઘણાં જાનવરો મરી ગયાં હતાં. આવા આફતના સમયે શ્રી રાજસાહેબે જસવંતસર તથા વિનયસાગર નામનાં બે તળાવ ખોદાવી તથા માળવામાંથી બળદો મંગાવી રાજ્યની દુકાળ પીડિત પ્રજાને રાહત આપી શુભાશિષ પ્રાપ્ત કરી હતી. ઈ. સ. ૧૯૧૧ ની સાલમાં દિલ્હી કોરોનેશન દરબારમાં શ્રી રાજસાહેબને આમંત્રણ હોવાથી તેઓશ્રી દિલ્હી પધાર્યા હતા. સને ૧૯૧૪ માં યુરોપિય મહાયુદ્ધ જાગ્યું તે સમયે યુદ્ધમાં જવા તેઓશ્રીએ માગણી કર્યા ઉપરાંત માણસો તથા ધનની સારી સહા-યતા બ્રીટીશ સરકારને કરી હતી. સને ૧૯૧૫ માં પોતે જાતેજ સરકારની મદદે ફ્રાન્સની રણભૂમિ પર ગયા હતા. તેઓશ્રીની આવી અનેક વિધ અમૂલ્ય સેવાઓથી સંતુષ્ટ થઈ બ્રીટીશ સરકારે

શ્રી રાજરાણા સાહેબને કેપ્ટન અને કે. સી. આઈ. ઈ નો માનવંત ચંદ્રક સને ૧૯૧૮ માં સમર્પણ કર્યો છે. સને ૧૯૩૧ ની સાલમાં વાંકાનેર રાજ્યના રાજકર્તાઓને સરકારથી વંશ પરંપરાની ૧૧ તોપની સલામી ભોગવનાર રાજ્ય તરીકે સ્વીકારવામાં આવેલું છે.

રાજ્યનું સારું યા ખોટું દેખાવાનો આધાર ઘણા ભાગે રાજકર્મચારીઓ ઉપર હોય છે, આજે દેશી રાજ્યો સંબંધી જે ઉહાપોહ થાય છે, તેમાં ઘણા ભાગે રાજ્યના અમલદારોજ કારણ ભૂત હોય છે. રાજ્યનું ભલું ઇચ્છનારા ભાવનાશીલ અમલદારો તો સ્વાર્થ સાથે રાજ્યની સારી સેવા બજાવી રાજ્યની કીર્તિ વધારે છે; પણ જ્યાં રાજ્યના અમલદારો મનના મેલા અને કેવળ સ્વાર્થ ભાવનાથીજ પોસાએલા અને કાર્યકુશળ નહિ હોવાના કારણે આજે કેટલાંક દેશી રાજ્યોની રાજ્ય વ્યવસ્થા–કારભાર અવગણાય છે, આમાં ક્યાંક રાજા પણ અપવાદ રૂપ હશે પરંતુ સર્વત્ર એમ માનવું કહેવું એ અસ્થાને છે.

વાંકાનેર રાજ્યના રાજા અને અમલદારો સદ્‌ગુણ યુક્ત–પ્રજા વત્સલ હોવાના કારણે વાંકાનેર આજે સુરાજ્ય ગણાય છે, રાજ સાહેબ જાતેજ પ્રજાની દાદ–ફરિયાદ સાંભળે છે. ફરવા જતાં પણ પોતાનાં પ્રજા જનોને પાસે બોલાવી સુખ–દુઃખ પૂછે છે અને ફરીયાદ–દુઃખ તરતજ દૂર કરે છે. રાજ્યનાં દરેક નાનાં–મોટાં કાર્ય પ્રત્યે તેઓશ્રી જાતેજ દેખરેખ રાખે છે. રાજ્યમાં લાયક અમલદાર–નોકરની યોગ્ય કદર થાય છે, ઘણું ખુશી થવા જેવું તો એ છે કે વાંકાનેર રાજ્યમાં વેઠની નિંદનિય પ્રથા બીલ્કુલ છેજ નહિ. રાજ સાહેબ પોતાની ખેડુ પ્રજાની ઉન્નતિને માટે ઘણી કાળજી ધરાવે છે. એક ખેડુતબેંક પણ સ્થાપવામાં આવી છે. ઉપરાંત રાજસભા સ્થાપેલી છે. તેમાં પ્રજાના અગ્રેસરો તથા રાજ્યના અમલદારો નિયમિત સમયે એકત્ર મળી રૈયતની હાડમારીઓ તથા રાજ્યમાં કરવાના સુધારા વધારા વગેરે વિષયો વિચારે છે અને તેનો નિર્ણય

થતાં તત્કાળ અમલ પણ થાય છે. મેસરીયા તાલુકામાં મચ્છુ નદીનો બંધ બાંધી ખેડુતોને સુખી કર્યા છે. મહારાણા શ્રી અમરસિંહજી સાહેબ નરેન્દ્ર મંડળની સ્ટેન્ડીંગ કમીટીના પણ એક માનનિય સભ્ય છે, રાજ મહાલય વાંકાનેરથી દક્ષિણ તરફ એક ડુંગરી ઉપર બંધાવેલો હોવાથી ઘણો આકર્ષક-સુંદર જણાય છે. પત્થરની ખાણો હોવાથી રાજ્યને સારી આવક થાય છે. મકાન પત્થરનાં બાંધેલાં છે. વાંકાનેરથી આશરે સાતેક માઈલ દૂર મોરબી રાજ્યના સીમાડા નજીક **જડેશ્વર** મહાદેવનું એક પુરાતન ધામ જોવા જેવું છે. શ્રી રાજસાહેબના મહેલની પાછળ શ્રી ઘોળેશ્વર મહાદેવનું એક સુંદર શિવાલય આવેલું છે.

શ્રી અમરસિંહજી સાહેબને ત્રણ કુંવર સાહેબો અને ત્રણ કુંવરીબા સાહેબો છે, યુવરાજશ્રી **પ્રતાપસિંહજી** કર્તવ્ય પરાયણ અને સુશિક્ષીત છે, એક સત્યનિષ્ટ રાજનના તમામ સદ્ગુણો કુંવર અને કુંવરી સાહેબોમાં ઉતરેલા છે, યુવરાજશ્રી અહિંની કેળવણી પૂર્ણ કરી યુરોપ જઈ સારી કેળવણી લઇ આવ્યા છે, અને એ કેળવણી તથા અનુભવનો ઉપયોગ પોતાની પ્રજાના કલ્યાણાર્થે કરી રહ્યા છે. અત્યારની કેળવણી લીધેલા અને વિલાયત જઈ આવેલા કેટલાકોમાં ધર્મ-નીતિ પ્રત્યે કંઈક અંશે જે અભાવ જણાય છે તે આ વિશુદ્ધ હૃદયના યુવરાજશ્રીમાં નથી. આવા ધર્માનુરાગી રાજા અને યુવરાજ પોતાની પ્રજાનું શુભ કરે-ઇચ્છે એમાં શું આશ્ચર્ય? યુવરાજ શ્રી પ્રતાપસિંહનું શુભ લગ્ન રાજપૂતાનામાં આવેલા **ડુંગરપુર** સ્ટેટના હાલના ના. મહારાજા મહારાવળ શ્રી લક્ષ્મણસિંહજી સાહેબનાં બ્હેનશ્રી સાથે થએલું છે, અને શ્રીઇષ્ટ કૃપાએ **શ્રી દિગ્વીજયસિંહ** નામક યુવરાજ-કુમાર રત્નની પણ પ્રાપ્તિ થએલી છે, કૃપાળુ પરમાત્મા યુવરાજ કુમાર શ્રી દિગ્વીજયસિંહને દીર્ઘાયુ સમર્પી સદા-સર્વદા કુશળ રાખો. કુંવર જન્મની ખુશાલીમાં શ્રી રાજસાહેબે એક ભવ્ય દરબાર ભર્યો હતો. આ શુભ પ્રસંગે શ્રી રાજસાહેબના

જામાત્ર લુણાવાડા નરેશ શ્રી વીરભદ્રસિંહજી ખાસ પધાર્યા હતા. આ શુભ અવસરે શ્રી રાજસાહેબે ગરીબ ખેડુતો તથા પ્રજાના કલ્યાણને અર્થે એક લાખ રૂપીઆની ઉદાર સખાવતો કરી હતી.

દ્વિતીય કુમાર **શ્રી ચંદ્રભાનુસિંહજી** રાજકોટ કોલેજમાં અભ્યાસ પૂર્ણ કરી વિલાયત ગયા હતા અને ત્યાંની કેળવણી-નિરીક્ષણ વગેરે પરિપૂર્ણ કરી હાલ વાંકાનેર પધાર્યા છે. તૃતિય કુમાર **શ્રી રસિકચંદ્રસિંહજી** રાજકોટ કોલેજનો અભ્યાસ પુરો કરી હાલ પુના કોલેજમાં વધુ અભ્યાસ કરે છે.

મોટાં કુંવરીબા **શ્રી તખ્તકુંવરબા** સાહેબનાં લગ્ન બંગાળામાં આવેલા મયુરભંજ સ્ટેટના મહારાજા સાથે થયાં હતાં; પણ દૈવની ગતિ ગહન હોવાથી હાલ તેઓ શ્રી વિધવાવસ્થામાં છે.

દ્વિતીય કુંવરીબા સાહેબ તે **શ્રી મનહરકુંવરબાસાહેબ.** રાજતનયાઓમાં જેટલા સદ્‌ગુણો-આદર્શો સંભવી શકે તે તમામ થી શ્રી. મનહરકુંવરબાશ્રી વિભુષિત છે. બાલ્યકાળથી જ વિદ્યાપ્રેમ હોવાના કારણે બાશ્રીએ આજ પર્યંત અનેક પુસ્તકો વાંચી-વિચારી અનુપમ જ્ઞાન ગ્રહણ કર્યું છે. રાજર્ષિ સમાન સર્વ સદ્‌ગુણશાળી પિતાશ્રીએ બાશ્રીને યોગ્ય કેળવણી આપવામાં પુષ્કળ કાળજી રાખેલી જણાય છે. ખાસ યુરોપીયન ગવર્નેસ રાખી શ્રી મનહરકુંવરબાશ્રીને મેટ્રીક સુધીનો અભ્યાસ કરાવ્યો છે. ગાયન-વાદન પ્રત્યે સારો આદર હોવાથી તેમાં પણ બાશ્રીએ સારી કુશળતા પ્રાપ્ત કરી છે. હારમોનિયમ-પિયાનો આદિ વાજીંત્રો પર સારો કાબુ મેળવ્યો છે. ઉપરાંત ભરત-ગુંથણ કામ પણ સારી રીતે શીખેલાં છે.

જ્યારે પડદાની અનિષ્ટ પ્રથા આ દેશમાં પ્રચલિત નહોતી ત્યારે આવી મહાદેવીઓ રાજકારભાર ચલાવી પ્રજાનું પાલન કરતી. શત્રુઓને સમરભૂમિમાં પોતાના ક્ષાત્રતેજ-વીરત્વનાં દર્શન કરાવતી. સતીત્વના પ્રભાવે ત્રૈલોક્યને ડોલાવતી અને અનેક જનહિત કલ્યાણકારી કાર્યો સાથે તેમનાં પવિત્ર દર્શનથી પ્રજાને પાવન કરી સતીમાતા-વીરાંગના-વીરતનયા તરીકે પોતાનાં શુભ નામ અવનિમાં અમર-યશસ્વિ કરતી. આજે પણ એવી સતીમાતાઓ-વીરાંગના-

ઓનાં પુણ્ય નામોચ્ચારથી ભારતીય જનતા પોતાને પાવન કૃતાર્થ થએલ માને છે. પરંતુ આજે એ સમય નથી. આજે અનેક અનિષ્ટ રૂઢી બંધનોના કારણે અનેક દેવીઓ-સતી માતાઓ મહારાણીઓ -કુમારિકાઓ એકજ સ્થાને પૂરાઇ રહેવાથી તેમના સદ્‌ગુણોની સુવાસ સંસારને શી રીતે અર્પી શકે? ભણેલા ગણેલા ભલે એમ માને કે ભારતદેશ આજે સુધારામાં ઘણો આગળ વધી રહ્યો છે પણ અમે એમ માનવાની સ્પષ્ટ ના પાડીએ છીએ. આજનો સુધારો ઉપરનો છે, અંદરનો નથી. ભારતીય જનતાને જ્યાં સુધી કુરૂઢીઓ રૂપી જળો વળગેલી છે ત્યાં સુધી ભારતનો ઉદ્ધાર નથી. જેનાથી ભારતની ભવ્યતા નષ્ટ થઇ છે એ કારણો હજી એનાં એજ કાયમ છે. દેશના રક્ષક મનાતા રાજપૂતોની અત્યારે કેવી શોચનિય સ્થિતિ છે તે હવે કોઇનાથી અજાણ નથી. પરસ્પરના દ્વેશ-મિથ્યાકુળાભિમાન, *વરવિક્રય અનેક પત્નીઓ આદિ અનેક કુરૂઢીઓના કારણે આજે અનેક રાજપૂત બાળા-માતાઓ છૂપા નિઃશ્વાસો નાખી રહી છે. સ્ત્રી સન્માનના કારણે સમરક્ષેત્રમાં પ્રાણની આહુતી આપનારા વીર રાજપૂતોના વંશજોમાં આજે સ્ત્રી સન્માન કયાં છે? એક પત્નીવૃત્તની દૈવી પવિત્ર ભાવનાઓ કયાં છે? એ ક્ષાત્ર તેજ કયાં છે? આજે તો વરની કિંમતો સારી ઉપજતી હોવાથી રાજા-ઠાકોરો ધનની લાલચથી લલચાઈ યા અન્ય કારણે અનેક સ્ત્રીઓ સાથે લગ્નથી જોડાય છે. શ્રી રામચંદ્રજીના વંશજો હોવાનું ગૌરવ ધરાવતા એ પ્રભુ-દેવના વંશજો આજે ભગવાન રામચંદ્રજીના એક પત્નીવૃતના આદર્શનું કેટલું-કેવું પ્રતિપાલન કરે છે એ વિચારવા અમે તેઓનેજ વિનવિએ છીએ. દેશની આવી સ્થિતિ હોવા છતાં સંતોષની વાત છે કે હજી આ દૈવી ભૂમિમાં કયાંક-કયાંક એ આદર્શ નજરે

---

* બીજાં ક્ષત્રિય રાજ્યોને અનુકરણ કરવા યોગ્ય દાખલો વાંકાનેર-લુણાવાડાના નૃપતિઓએ વરવિક્રયની અધમ પ્રથાને નાબુદ કરીને પાડયો છે. જે એક મહાન પ્રશંસનિય કાર્ય કર્યું છે.

પડે છે અને એવાં નર-નારી અથવા તો રાજદંપતિ પોતાના એ પ્રભુ તુલ્ય વડિલોના આદર્શનું પ્રતિપાલન કરી પોતાનું દૈવી જીવન સફળ-ઉજ્વળ કરી રહ્યાં છે.

**શ્રી.** મનહરકુંવરબામાં વિશુદ્ધ રક્ત વ્હેતું હોવાથી રાજમહેલમાં રહેવા છતાં તેમના સદ્‌ગુણો છૂપાઇ રહ્યા નથી. લગ્ન સંબંધ બંધાયાને હજી પૂરાં ત્રણ વર્ષ પણ વિત્યાં નથી એટલામાં તો પોતાના અનેક સદ્‌ગુણોના કારણે એવાં અનેક સુકાર્યો કર્યાં છે કે જેથી લુણાવાડાની જનતા ઉપરાંત બહારના માણસો પણ તેમના સદ્‌ગુણોની મૂક્ત કંઠ પ્રશંસા કરી રહ્યા છે.

**શ્રી.** મનહરકુંવરબાશ્રીનાં શુભ લગ્ન સોલંકી કુળરત્ન સુસંસ્કારી લુણાવાડાધિપતિ **શ્રીમાન વીરભદ્રસિંહજી** સાથે તા. ૨૯ જાન્યુઆરી ૧૯૩૧ ના ગુરૂવારે થયાં હતાં. એક ભાવનાશીલ ભુપતિ હયેવાળે. લગ્ન કરવા પધારવાના હોવાથી વાંકાનેર શહેરને સારી રીતે શણગારવામાં આવ્યું હતું. અનેક રાજામહારાજા ઠાકોર-યુરોપિયન મ્હેમાનો-પ્રતિષ્ઠિત સજ્જનો તથા ગ્રામ્યજનોથી વાંકાનેર શહેર માનવમેદનીથી ઉભરાયું હતું. ધ્વજા-પતાકા-રોશની-મંડપો-ઉતારાઓ-તંબુઓની સુંદર ગોઠવણીથી વાંકાનેર આનંદજનક -સુરમ્ય ભાસતું હતું. શ્રી ઝાલા અને શ્રી સોલંકી કુળનો આ ઐતિહાસીક લગ્ન સમારંભ હતો. દેવ હરપાળ અને સોલંકીકુળના પુણ્ય પ્રતાપી રાજનોના શુભાશિર્વાદ આ નવ રાજદંપતિ પર ઉતર્યા હતા.

આ શુભ અવસરે ગુજરાત-કાઠીયાવાડ-કચ્છ તથા રાજપૂતાનાના ઘણા રાજા-મહારાજા-તાલુકદારો તથા ડેપ્યુટેશનો વાંકાનેર આવ્યાં હતાં. શ્રી ઝાલાકુળભુષણ **ધ્રાંગધ્રાધિપતિ** નામદાર મહારાણા શ્રી. **ઘનશ્યામસિંહજી** સાહેબ બહાદુર પોતાનાં આપ્તજનો સાથે વાંકાનેર પધાર્યા હતા. **મયુરભંજથી** ગંગા સ્વરૂપ મોટાં બ્હેન શ્રી તખ્તકુંવરબા સાહેબ પોતાનાં બ્હેનને શુભાશિર્વાદ સમર્પવા પધાર્યાં હતાં. શ્રી મનહરકુંવરબાનું મોશાળ **વળા** થતું હોવાથી શ્રી. **વળા** યુવરાજ સાહેબ શ્રી **ગંભીરસિંહજી** સમસ્ત રાજકુટુંબ સાથે પધાર્યા

હતા. આ ઉપરાંત **મોરબી–પાલીતાણા–ડુંગરપુરના** શ્રી મહારાજા સાહેબ **લાઠી ઠાકોર સાહેબ, શ્રી શાહપુરાના યુવરાજ સાહેબ** વગેરે રાજા–મહારાજા સાહેબો પોત પોતાના રસાલા સાથે વાંકાનેર પધારી લગ્ન મંડપની શોભામાં અપૂર્વ વધારો કરી રહ્યા હતા. વિશેષ વિશિષ્ટતાતો એ હતી કે કાઠીયાવાડ એજન્સીના **એ. જી. જી.** સાહેબ **ઓનરેબલ મી. ઇ. એચ. કીલી** સાહેબ સાથે અનેક યુરોપીયન અમલદારો અને સન્નારીઓએ વાંકાનેર પધારી આ અદ્વિતીય શુભ લગ્ન પ્રસંગ પૂર્ણ આનંદથી અવલોક્યો હતો. લગ્નના શુભ દિવસે ના. લુણાવાડા નરેશ શ્રી. વીરભદ્રસિંહજી લગભગ છસો માણસોના રસાલા સાથે સ્પેશિયલ ટ્રેઈનમાં વાંકાનેર પધાર્યા. તેઓશ્રીની સાથે જાનમાં ના. બારીયા મહારાજ સાહેબ–વાંડાશિનોરના ના. નવાબ સાહેબ–ખાંધુ દરબાર–મુલથાન મહારાજ સાહેબ તેમજ લુણાવાડા રાજ્યના ભાયાતો–જાગીરદારો પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને પરગણાના પટેલો વગેરે હતા. વાંકાનેર રાજ્યમાં આનંદ ઉલ્લાસનો પાર નહોતો, ઘણીજ ધામધૂમથી સામૈયુ કરવામાં આવ્યું અને પછી વાંકાનેરની પશ્ચિમે કે જ્યાં જાનના ઉતારા માટે એક ભવ્ય–રમણીય કેમ્પની રચના રચવામાં આવી હતી ત્યાં જાનને ઉતારો આપવામાં આવ્યો હતો. શુભ મૂહુર્તનો સમય થતાં તેજ રાત્રે શાસ્ત્રોક્ત વીધિ અનુસાર લગનક્રિયા કરવામાં આવી. ભાટ–બ્રાહ્મણોએ મંગળ આશિર્વચનો ઉચ્ચારી વરકન્યાને શુભાશિષ સમર્પી. વાંકાનેર રાજ્યના અમલદારોની કાર્યદક્ષતા–વિનય–વિવેક વગેરે નિહાળી લગ્ન પ્રસંગે આવેલા દરેકના મુખમાંથી આનંદ અને વાહવાહના પ્રશંસનિય ઉદ્ગારો નીકળતા. મહેમાનોના આનંદને માટે બે સુંદર એરોપ્લેનો મુંબાઈથી ખાસ મંગાવવામાં આવ્યાં હતાં. પાંચ દિવસ જાનને વાંકાનેર રાખી અપૂર્વ સત્કાર કરવામાં આવ્યો, અને પછી શ્રી મનહરકુંવરબાને સારો દાયજો આપી જાનને વિદાય કરવામાં આવી હતી.

પ્રથમથીજ સુસંસ્કારી ક્ષાત્રોચિત સદ્‌ગુણોથી શોભતા ભાવના-શીલ * લુણાવાડા નરેશને એક સત્ચારિત્ર્યશીલા-વિદ્યાવિભુષિતા-સુશિલ શ્રી. મનહરકુંવરબા જેવાં મહારાણી મળવાથી સુવર્ણ અને સુગંધનો વિરલ સંયોગ થયો. અપૂર્વ ભાવના-વિશુદ્ધ સદ્‌ગુણોની સુવાસ વધુ વાર છાની રહી શકતી નથી. લુણાવાડાની રમ્ય ભૂમિમાં પગ મૂકતાં જ શ્રી. મનહરકુંવરબાશ્રીના સદ્‌ગુણનાં દર્શન થયાનો એક નાનો સરખો દાખલો આ સ્થળે આપવો અસ્થાને તો નહિં જ ગણાય. લુણવાડા સ્ટેશનેથી પોતાનો સામાન રાજમહેલે લાવતાં ત્રીજોરી લાવનાર મજુરોને મજુરી આપવા બાશ્રીએ રૂપિઆ પંદર રાજ્યના ખાનગી મંત્રીને આપ્યા. શ્રી મન-હરકુંવરબાના વિશુદ્ધ હૃદયથી અપરિચીત મંત્રીએ જણાવ્યું કે "આ રાજ્યમાં વેઠની પ્રથા છે" તેથી મજુરી આપવાની જરૂર નથી. આ સાંભળી દયામય હૃદય કંઈક દુભાયું, પણ એ સાથે જ ફર્માન થયું કે "આ રાજ્યમાં ગમે તેમ હોય પણ મારે મારા કામમાં વેઠની જરૂર નથી. રૂપિઆ મજુરોને વ્હેંચી આપો" કેવી સુંદર-વિશુદ્ધ ભાવના? બાબત જો કે નજીવી છે; પણ જે નજીવી બાબત પર પૂરતું ધ્યાન આપે છે તે જ આગળ ઉપર મહાન કામ કરી શકે છે. આ નાનકડો પ્રસંગ શ્રી મહારાણી સાહેબની ગરીબો પ્રત્યેની દયા-મમતા અને સૌજન્ય સૂચવે છે.

અ. સૌ. શ્રી. મહારાણી સાહેબે રાજભુવનમાં પધાર્યા પછી થોડા દિવસમાં જ તેમની ચકોર-ચપળ નજરે સઘળી વસ્તુ સ્થિતિ જાણી લીધી. સ્વ. મહારાણી શ્રી. સજ્જનકુંવરબા સાહેબ કે જેઓશ્રી મહારાણી સાહેબનાં વડાં સાસુજી થાય, તેઓશ્રીના સ્વર્ગ-વાસ પછી રાજકુટુંબમાં જે નિસ્તેજતા જણાતી હતી તે તત્કાળ

---

*ના. લુણાવાડાનરેશ શ્રીમાન મહારાણા શ્રી. વીરભદ્રસિંહજી સાહેબનો પરિચય અમારા 'રાજપૂત પ્રતિજ્ઞા' નામક પુસ્તકમાં આપવામાં આવેલ છે.

દૂર થઈ. પરસ્પરનો અવિશ્વાસ દૂર થવાથી સઘળે આનંદ છવાઈ રહ્યો. શ્રી મહારાણીસાહેબને પોતાના કુટુંબ પ્રત્યે ઘણો પ્રેમ છે. પોતાના દિયર-દેરાણીને પોતાની પાસે રાખે છે. ભાયાતોમાંથી પોતાના સમાન વયની મહિલાઓને હમ્મેશાં રાજમહેલે પોતાની પાસે પ્રેમથી બોલાવી સાચી રાજપૂત દેવીઓ સમાન સુસંસ્કારી ભાવનાઓ તેમનામાં પ્રેરી રહ્યાં છે. ધર્મ પ્રત્યે સારી-અચળ શ્રદ્ધા હોવાના કારણે વ્રત-વ્રતાદિના કઠીન નિયમોનું પ્રતિપાલન કરે છે, દર સોમવારે શ્રી. ભુણેશ્વર મહાદેવનાં દર્શને પધારે છે. તે વખતે શહેરની વયોવૃદ્ધ અને ભક્ત-ભજનભાવવાળી સ્ત્રીયોને શિવાલયમાં બોલાવી ભગવાનનાં ભજન-કિર્તન શ્રવણ કરે છે, અને પછી સૌને દાન દક્ષિણાથી સંતોષે છે. શ્રીમાન મહારાજા શ્રી. વીરભદ્રસિંહજીએ કન્યાશાળામાં એક અંગ્રેજી કલાસ ખોલાવ્યો છે. શ્રી. મનહરકુંવર બાશ્રી ત્યાં વખતો વખત પધારી કન્યા કેળવણીનું કાર્ય બારીકાઇથી અવલોકે છે, અને પોતાની પસંદગીના ગરબા બાળાઓ પાસે ગવરાવી બાળાઓને ઈનામ આપી ખુશી કરે છે. રાજમહેલનાં તમામ કાર્ય પ્રત્યે તેઓશ્રી બારીક નજર રાખે છે. આળસ-પ્રમાદનું તો નામ નિશાન નથી. રાજમહેલમાં પધાર્યા પછી જામદારખાનાના તમામ નાના મોટા દાગીના જાતે જ તપાસ્યા હતા. શ્રી. મનહર કુંવરબા વયના પ્રમાણમાં વધુ બુદ્ધિશાળી અને ગંભીર છે. વાચન પ્રત્યે સારો પ્રેમ હોવાથી કોઇપણ સાહિત્ય સેવકને તેઓશ્રીના તરફથી નિરાશ થવું પડતું નથી. પૂર્વના પુણ્યે જ રાજ્ય અને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. જગતમાં દ્રવ્ય પ્રાપ્ત કરવામાં જેટલી મુશ્કેલી રહેલી છે એનાથી વધુ મુશ્કેલી તેના સદ્‌વ્યયમાં સમાએલી છે. મોટા રાજ્યના રાજાઓ-વિપુલ ધન ભંડારના માલીકો આ જગતમાં આવ્યા અને ચાલ્યા ગયા. સાથે કંઈ જ ના લઈ ગયા. આ સૂત્રો બાશ્રી બરાબર સમજતાં હોવાથી દ્રવ્યનો ઉદાર હાથે સદ્‌માર્ગે વ્યય કરી પોતાની ઉદારતાનો સુપરિચય કરાવી ઉજવળ કીર્તિ

પ્રાપ્ત કરી રહ્યાં છે. પોતાના વડિલબંધુને ત્યાં કુંવરસાહેબની જન્મ વધામણીનો ટેલીગ્રામ મળતાં બાઈશ્રીએ ખૂબ ખુશી થઈ શ્રી રણછોડરાયજીના મંદિરમાં શહેરની ભક્ત મંડળીઓ એકત્ર કરી ભજન સમારંભ ઉજવ્યું હતું, અને એ ભક્ત મંડળને ભોજન–દક્ષિણા આદિથી સંતુષ્ટ કરવામાં આવ્યું હતું. ઉપરાંત શ્રી રણછોડજીના મંદિરમાં તથા શ્રી લુણેશ્વર મહાદેવમાં જરીના વાઘા વગેરે કિંમતી પોશાક સમર્પણ કરી પોતાની ધર્મભાવના પ્રદર્શિત કરી હતી.

શ્રીમંત મહારાણાસાહેબ અને અ. સૌ. શ્રીમતી મહારાણી સાહેબ નિરંતર નવનવા આદર્શ રચે છે. બન્ને અપૂર્વ સહકારથી રાજ્યતંત્ર ચલાવી પ્રજા કલ્યાણની શુભ ધગશ ધરાવી રહ્યાં છે. આ આદર્શ રાજદંપતિ આજે અન્યને ખરેખર દ્રષ્ટાંત રૂપ છે. ટુંકમાં મહારાણીશ્રીએ અલ્પ સમયમાં જ પોતાના અનેક વિધ સદ્દગુણોથી પ્રજાનાં તેમજ રાજ્યકુટુંબનાં દિલ જીતી લીધાં છે. વિશેષમાં શ્રી મનહરકુંવરબાશ્રીએ પિતૃ–માતૃ અને શ્વસુર કુળ ઉજાળ્યાં છે. આવાં અનેક સદ્દગુણ યુક્ત રાજ્ય લક્ષ્મી શ્રીમંત મહારાણાશ્રીને પ્રાપ્ત થવાથી અમો નામદારશ્રીને અભિનંદન સમર્પીએ છીએ. હૃદયની ઐક્યતા સંસારને સુરમ્ય–સ્વર્ગ બનાવે છે. એ ઐક્યતા આપ રાજદંપતિએ પ્રાપ્ત કરેલી હોવાથી અમે ઇચ્છીએ છીએ કે આપ બન્ને શ્રી સીતા–રામ સમા આદર્શ જીવનમાં ઉતારી એક આદર્શ રાજદંપતિ તરીકે જગતમાં યશસ્વિ થાઓ. ભારત-વર્ષમાં શ્રીમાન મહારાણા સમાન સુસંસ્કારી જન કલ્યાણકારી ભાવનાશીલ રાજાઓ ઉત્પન્ન થાઓ. ગૃહે ગૃહે શ્રીમનહરકુંવરબા સમાન સદ્દગુણશાળી આદર્શ સન્નારીઓનાં દર્શન થાઓ.

શ્રી વિશ્વ નિયંતા પ્રત્યે અમારી પ્રાર્થના છે કે સોલંકી કુળ રત્ન ના. મહારાણાશ્રી શ્રી **વીરભદ્રસિંહજી** સાહેબ તથા **અ. સૌ. શ્રીમતી મહારાણીશ્રી શ્રી. મનહરકુંવરબા સાહિબાને** દીર્ઘાયુ સમર્પી સદા–સર્વદા સુખ–આનંદ સાથે સોલંકી વંશની અભીવૃદ્ધિ કરો. એજ નિરંતરની હૃદયેચ્છા.

શાહપુર–**અમદાવાદ.**<br>
તા. ૨૫ સપ્ટેમ્બર–૧૯૩૩.

કૃપાભિલાષી.<br>
**સત્યેન્દ્રપ્રસાદ મહેતા.**

# પ્રસ્તાવના

એક સંસ્કૃત કવિએ કહ્યું છે કે :—

आदित्यस्य गतागतैरहरहः संक्षीयते जीवितम्
व्यापारैर्बहु कार्यभार गुरुभिः कालो न विज्ञायते।
दृष्ट्वा जन्म जरा विपत्ति मरणं त्रासश्चनोत्पद्यते
पीत्वा मोहमयी प्रमाद मदिरा मुन्मत्त भूतंजगत्॥

ભાવાર્થ:—"સૂર્યના ઉગવા અને આથમવાથી જીવનનો દરરોજ ક્ષય થાય છે. કામોનો ભાર એટલો બધો હોય છે કે વખત ક્યાં ગયો તે પણ જાણી શકાતું નથી. અનેક લોકોનાં જન્મ ઘડપણ વિપત્તિઓ અને મરણ આ જગતમાં જોયાં ને તેથી ત્રાસ પેદા થતો નથી. એવા પ્રકારની મોહવાળા પ્રમાદરૂપી મદિરા પીવાથી જગત જાણે ઉન્મત્ત બન્યું હોય એમ લાગે છે."

"દરેક જીવનમાં કોઇની કંઇક કંઇક કથા હોય છે. એ કથાને ઉંચા આદર્શ અને સિદ્ધાંતો સાથે ગુંથવાથી તે નવલકથા બને છે. નવલકથાઓમાં Romance (જુની વિરરસની કથાઓ) નું તત્ત્વ ઉમેરાવાથી તે ઘણીજ રસમય બને છે. આથી જ સાહિત્યમાં નવલકથાઓનું સ્થાન ઘણું ઉંચું છે. એમાં ઉપદેશ અને આનંદ બન્નેનો સમાવેશ થાય છે.

નવલકથાઓ કેટલીક હેતુ વાળી હોય છે. કેટલીક સામાજિક, કેટલીક ઐતિહાસિક એમ ભિન્ન ભિન્ન પ્રકારની નવલકથાઓ હોય છે. ઇતિહાસનો આધાર લઇને જે નવલકથા લખાય તે ઐતિહાસિક, સમાજની ઘટનાઓ ઉપરથી જે નવલકથાઓ લખાય તે સામાજિક.

શ્રીયુત સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા ઘણા લાંબા સમયથી ગુજરાતી આલમમાં નવચેતન પ્રેરક અને સુબોધક નવલકથાઓના લેખક તરિકે જાણીતા છે.

શ્રી. મહેતાની સાદી અને સરળ ભાષા, સરિતાના પ્રવાહ જેવો તેમનો સળંગ કથા પ્રવાહ, અને સંસારના માર્ગો ભૂલેલા માટે તેમનો યોગ્ય ઉપદેશ તથા અદ્દભુત અને વિસ્મય ઉપજાવે એવા પ્રસંગો શ્રી મહેતાની નવલકથાઓમાં ખાસ દષ્ટિએ પડે છે. તેમની નવલકથાઓ વાંચનાર એક ખાસ વર્ગ ઉત્પન્ન થયેલો છે અને બૃહદ્ ગુજરાતમાં બધે તે વંચાય છે.

અંગ્રેજી લેખક જોન લૉકી (Johan Locke) એક ઠેકાણે લખે છે કેઃ-" We are born with faculties and powers capable of almost anything, such at least as would cary us farther than can be easily imagined; but it is only the exercise of those powers which gives us ability and skill in anything and leads us toward perfection."

ઉપરના સિદ્ધાંત પ્રમાણે શ્રી. મહેતાએ નવલકથાઓમાં પોતાની શક્તિઓનો ઉપયોગ કરવા માંડયો. આ નવલકથા—આદર્શ રમણી **અથવા જીવનનો મહામંત્ર "** અડાજણ-સુરતથી પ્રગટ થતા વિશ્વજ્યોતિ માસીકમાં થવા લાગી. અને અન્ય નવલકથાઓ માફક આ નવલકથા પણ વાચકોમાં આદરને પાત્ર થઇ.

આ નવલકથામાં ૧૮૫૭ ના બળવાના સમયનાં કેટલાંક પાત્રો તથા તે સમયની પરિસ્થિતિનું લેખકે બહુજ સરસ રીતે વર્ણન કરેલું છે. વાર્તાનો આરંભ આબુગિરિ ઉપર આવેલા એક નાના સરખા ગામડામાંથી થાય છે અને ત્યાર પછી આ વાર્તાનાં પાત્રો યોગવશાત્ ચંદ્રાવતી, નવીનપુર વગેરે સ્થળોએ જાય છે.

કુમુદકાન્ત અને સુરબાળા એ બે ભાઇબ્હેન છે. અને કુમુદકાન્ત જનસેવા અને પ્રભુસેવા માનનારો છે જ્યારે સુરબાળા એકાન્ત

વનમાં જઈ, તત્ત્વચિંતન કરી પ્રભુનો સાક્ષાત્કાર કરવા ઇચ્છે છે. આ બે પાત્રોમાં શૈલેન્દ્ર અને કમિલિનીનો ઉમેરો થાય છે. શૈલેન્દ્ર એક જાગીરદાર છે ને તે ત્યાં પ્રારબ્ધ વશાત્ આવી ચડે છે અને તેના સહવાસથી સુરબાળાના હૃદયમાં પવિત્ર પ્રેમના અંકુરો ઉદ્દભવે છે.

પર્વતમાં રહેનારા આસુરી પ્રકૃતિના ભિલ્લ લોકો એક ધનાઢ્યની પુત્રી કમિલિનીને દેવીનો ભોગ આપવાની તૈયારીમાં હોય છે એવામાં કુમુદકાન્ત તથા સુરબાળા તેને બચાવે છે. કમિલિનીને પોતાના જીવન રક્ષક કુમુદકાન્ત તરફ પ્રેમ ઉત્પન્ન થાય છે. શૈલેન્દ્ર સુરબા-ળાને પરણવાનું વચન આપીને પોતાને ઘેર જાય છે.

શૈલેન્દ્રના ગયા પછી ત્યાં તેનો કુટીલ કારભારી કૃષ્ણશર્મા તથા તેની પત્ની તેમની પરિમળ નામની પુત્રીને શૈલેન્દ્ર સાથે પર-ણાવવાનો આગ્રહ કરે છે. આ પ્રસંગ ધનની લોલુપતા રાખનાર માણસો હાલ પણ છે તેનો ખરેખરો ચિતાર આપે છે. પોતાની પુત્રીઓ શ્રીમંતોની સાથેજ પરણાવવી જોઈએ એમ માની કેટલાક અથાગ પરિશ્રમ લે છે તથા કુટીલ કર્મો કરે છે. આ વાર્તામાં તેનો આબેહુબ ચિતાર આપેલો છે. વાર્તાની ગુંથણી એવી સરસ છે કે વાચનારને છેવટ સુધી ઇંતેજારી રાખવી પડે છે.

પ્રથમાવૃત્તિમાં અધૂરી રહેલી આ વાર્તા દ્વિતીયાવૃત્તિમાં પૂરી કરવામાં આવી છે. આશા છે કે આ સંપૂર્ણ પુસ્તક જેટલોજ અથવા તેથી વધારે વાચકોના વધારે આદરને પાત્ર થશે.

| | |
|---|---|
| તા. ૧૫-૯-૩૩<br>અમૃતલાલની પોળ<br>ખાડીઆ, **અમદાવાદ** | **ગૌરીશંકર મોતીરામ ભટ્ટ**<br>બી. એ. એલ. એલ. બી.<br>એડવોકેટ મુંબાઈ હાઈકોર્ટ. |

# નિવેદન.

गुणाधिके पुंसि जनोनुरज्यते
जनानुराग प्रभवा : हि संपद :

પ્રસ્તુત પુસ્તક 'આદર્શરમણી અથવા જીવનનો મહામંત્ર' વાચકોના કરકમળમાં મૂકતાં આજ મને ઘણો આનંદ થાય છે. આ વાર્તા પ્રથમ અડાજણ–સુરતથી પ્રકટ થતા 'વિશ્વજ્યોતિ' માસિકમાં પ્રતિમાસ ચાલુ વાર્તા તરીકે પ્રગટ થવા માંડી હતી; પણ પાછળનો ભાગ બાકી રહ્યો એટલામાં મારી શારીરિક સ્થિતિ એકાએક બગડી ગઈ અને તેથી તે વાર્તા તેમાં પુરી આપી શકાઈ નહિ. વાર્તાનું વસ્તુ રસમય અને આકર્ષક હોવાથી તે વાંચકોમાં ખૂબ વખણાઈ હતી એટલે તેને પુસ્તકાકારે પ્રગટ કરવાની માગણી ચારે તરફથી થવા લાગી. જ્યાં સુધી તબિયત સારી નહતી ત્યાં સુધીતો એ માગણી તરફ ધ્યાન આપી શકાયું નહિ; પણ તબિયત સુધરતાંજ પ્રસ્તુત વાર્તાને પુસ્તક રૂપે પ્રગટ કરવાનું કાર્ય પૂર્ણ કરવામાં આવ્યું. પ્રથમાવૃત્તિમાં પણ વાર્તા પૂર્ણ થઇ શકી નહિ. પરંતુ શ્રી પ્રભુકૃપાએ આ નવી આવૃત્તિમાં વાર્તા સંપૂર્ણ થાય છે.

નવલકથાના સાહિત્યનો વિકાસ કેવી રીતે થયો અને કયાં થયો તે સંબંધમાં વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. કેટલાક વિદ્વાનો એમ કહે છે કે અતિ પ્રાચીન કાળથી જ કલ્પિત કથાઓ તરફ આ દેશના લોકોની રૂચિ રહેતી આવી છે. બીજા વિદ્વાનો એમ કહે છે કે વાર્તાનું સાહિત્ય અરબસ્તાનમાંથી આવેલું છે. આ બેમાંથી ગમે તે સત્ય હોય; પરંતુ એટલું તો નક્કી છે કે નવલકથાના સાહિત્યને ચાલુ જમાનામાં પૂર્ણ સહાયતા મળી છે. વાર્તાદ્વારા મનુષ્યની આંતરિક અને બાહ્ય વિલક્ષણતાઓ, પ્રવૃત્તિઓ, આદર્શો અને મનોભાવનાઓ સુંદર રીતે દેખાડી શકાય છે. જેમ જેમ શિક્ષણનો પ્રચાર વધતો જાય છે, તેમ તેમ પ્રજાના આદર્શો ખીલતા જાય છે. આ આદર્શોની ખીલવણીમાં અને પ્રજાજીવનને ઉન્નત બનાવવામાં સેવાધર્મનો બોધ–

આદર્શ રજુ કરતી સારી નવલકથાઓ અતિ અગત્યનો ભાગ ભજવે છે અને તેથી નવલકથા સાહિત્યનું મુખ્ય અંગ દરે છે.

મારા હાથે લખાએલી અને પ્રગટ થએલી અન્ય નવલકથાઓ કરતાં આ વાર્તાની શૈલી અને રસ નિરાળાં છે; કારણ કે જે માસિકમાં તે પ્રગટ થતી હતી, તે માસિકના ઉદ્દેશાનુસાર તેનું કલેવર ઘડવામાં આવેલું હતું. આર્યબાળાઓનો ઉંચો આદર્શ તેમાં રજુ કરાએલો હોવાથી હું છેવટ સુધી તેને વળગી રહ્યો છું. આ પુસ્તકમાં સંતોષ, સદ્ગુણ અને આનંદ મેળવવા જેવું ઘણું ગુંથાયું છે; પણ આ બાબત મારા વિદ્વાન મિત્ર ગૌરિશંકરભાઇએ તે સઘળું અવલોકી જઇને પોતાનો અભિપ્રાય આ સાથે પ્રગટ કરેલો હોવાથી હું આ સ્થળે વિશેષ લખવાની આવશ્યકતા જોતો નથી. મારી અન્યવાર્તાઓ પેઠે આ વાર્તા પણ વાંચકોનો ચાહ એકસરખો મેળવી શકશે એવી મને સંપૂર્ણ આશા છે.

છેવટમાં પરમકૃપાળુ પરમેશ્વરે ઘણા લાંબા સમયે પણ આ વાર્તા પૂર્ણ કરી નવારૂપમાં બહાર પાડવાનો સુયોગ આપ્યો છે તેને માટે શ્રી વિશ્વનિયંતાનો મારે આભાર માનવો ઘટે છે.

તા. ૨૫-૯-૧૯૩૩<br>અમદાવાદ.

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.



# અનુક્રમણિકા.

# આદર્શ રમણી

અથવા

# જીવનનો મહામંત્ર.

---

૧

## ઘટનાચક્ર.

વસંતઋતુ ચાલતી હતી. વૃક્ષો નવપલ્લવિત્ થઇને ફુલી ફાલી રહ્યાં હતાં. સખ્ત ઠંડી દૂર થઇ હતી. અર્બુદ ગિરિરાજની શોભા અવર્ણિય બની રહી હતી. પાર્વતિય પ્રદેશમાં કુદરતની લીલા અલૌકિક ભાસતી હતી. લીલાં ઝાડ પાન, રંગબેરંગી પુષ્પો, ખળખળ અવાજ સાથે વહેતા પાણીના ઝરા અને સર્પાકારે વ્હેતી નાની નદીયોના દ્રશ્યથી સર્વત્ર નંદનવનનો આભાસ થતો હતો. જગતની અશાન્તિ અત્રે ક્યાંઇ પણ જોવામાં આવતી નહોતી. આવા મનહર પ્રદેશમાં એક નાનું ગામડું આવેલું હતું. ગામમાં આશરે પચાશેક ઘર હતાં. વસ્તી ભીલલોકોની હતી. ભીલલોકો અજ્ઞાન અને ભોળાં હતાં. શરીરનો રંગ શ્યામ પણ હૃદય ઉજળાં હતાં. તેમના હૃદયમાં અશાન્તિનું નામ નિશાન નહોતું. સઘળાં પવતવાશીયો જાણે સંતોષની પ્રતિમાઓ હોય એમ જણાતાં હતાં. નગર નિવાસી જનોની માફક તેમનામાં સ્વાર્થ, આડંબર, દ્વેષ અને કુસંપનું સ્વપ્ને પણ દર્શન થઈ

શકે એમ ન્હોતું. ગામનાં ઘર બહુધા માટીનાં બનાવેલાં હતાં. વાંસનાં કેટલાંક ઝુંપડાં પણ નજરે પડતાં. આ ગામની વચ્ચોવચ્ચ એક નાનકડું ઘર આવેલું હતું. આ ઘરમાં બે માણસો રહેતાં હતાં. તે બન્ને ભાઈ બ્હેન થતાં હતાં. ભાઈનું નામ કુમુદકાન્ત અને ભગિનીનું નામ સૂરબાળા હતું. સૂરબાળાની ઉમ્મર આશરે સોળેક વર્ષની હતી. કુમુદકાન્ત તેનાથી બે વર્ષે નાનો હોય એમ અનુમાન થતું હતું. બાઈ બ્હેન શરીરે ઉજવળ અને સદ્ગુણી હતાં. ભીલલોકોનાં તે અત્યંત પ્રીતિ પાત્ર હતાં. આવાં સુંદર અને સદ્ગુણશાળી ભાઈ બ્હેનનું આ પહાડી પ્રદેશમાં રહેવું એ આશ્ચર્યકારક હતું, પણ ભાગ્ય ચક્રના ભેદ કંઇક નિરાળાજ હોય છે.

આ બન્ને ભાઈ–બ્હેન તેમના બાલ્યકાળમાં એક મોટા નગરમાં રહેતાં હતાં. તેમનો પિતા જમીનદાર હતો. તેમની માતા બન્નેની બાલ્યાવસ્થામાં જ પંચત્વને પામી હતી. પિતાએ પુત્ર–પુત્રીનું સારી રીતે જતન કર્યું હતું. જમીનદારનું નામ રામનાથ હતું. તે સ્વભાવે શાન્ત અને ઉદાર હતા. ગરીબ ખેડુતોના તો તે માબાપ ગણાતા. ખેડુતોની ઉન્નતિને અર્થે રામનાથ અધિક પ્રયાસ કરતા. જીંદગીનાં થોડાંક વર્ષ સુખમાં ગુજાર્યાં બાદ ઉપરા ઉપરી દુષ્કાળ પડયા. ગરીબ ખેડુતો હાલ હવાલ થયા. રામનાથે ખેડુતોનું રક્ષણ કરવામાં પોતાનું સર્વ ધન ખર્ચી નાખ્યું. આથી તેમને દેવું કરવું પડયું. ઘરબાર જમીન વગેરે લખી આપી નાણાં ઉપાડયાં. દેવું પુષ્કળ વધી ગયું. લેણદાર સખ્ત ઉઘરાણી કરવા લાગ્યો. બાળક–બાલીકાની ઉમ્મર આ વખતે ભાગ્યેજ આઠ–દશ વર્ષની હશે. રામનાથ લેણદારના સખ્ત ત્રાસથી કંટાળ્યો. અધૂરામાં પૂરૂં બે ત્રણ સાલ લાગલાગટ દુકાળ પડયો. મહામારીનો ઉપદ્રવ પણ ચાલ્યો. ઘણા ખેડુતો મરી ગયા. આવા વખતમાં રામનાથના લેણદારે કોર્ટમાં દાવો કરી હુકમનામું મેળવ્યું અને જપ્તીમાં જે આવ્યું તે લઈ ગયો; પણ તેનું લેણું પૂરૂં થયું નહિ. લેણદારે છેવટે ઘરપર ટાંચ લગાવી. આ વખતે

રામનાથ મરકીના ભોગ થઇ પડયા હતા. તેમના પ્રાણ જવાની તૈયારીમાં હતા. પાસે તેમનાં બે બાળકો દીનવદને અને સજળ નયને તેમની તરફ જોઈ રહી બેઠાં હતાં. બિચારાં બાળકોને ખબર ન્હોતી કે તેમનો બાપ તેમને નિરાધાર કરી પરલોકમાં જવાની તૈયારી કરી રહ્યો છે. તેઓતો બિચારાં એમજ સમજતાં હતાં કે બાપુને તાવ આવ્યો છે તેથી સૂઈ ગયા છે. પ્રાણ પ્રયાણ સમયની અપૂર્વ શાન્તિ વ્યાપિ રહી હતી. રામનાથથી બોલી શકાતું નહોતું, પણ તેમની ખુલ્લી રહેલી આંખ્યો બન્ને બાળકો તરફ દયામય દ્રષ્ટે જોઇ રહી હતી. સમય સમયનું કામ કરતો હતો. રામનાથનું મન બાળકો તરફ ખેંચાઈ રહ્યું હતું. મારાં બાળકો નિરાધાર થશે; તેઓ કોના રક્ષણમાં રહેશે, તેમનું શું થશે ? લેણદાર ઘરબાર લઈ લેશે, મારાં બાળકો ક્યાં જઈ રહેશે વગેરે ચિંતાથી રામનાથના હૃદયમાં અતી કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યુ હતું. અંતકાળ નજીક હતો, પણ જીવ જવાને ઇચ્છતો નહોતો. તેમની દ્રષ્ટિ બાળકો તરફજ લાગી રહી હતી. બિચારાં બાળકોએ બાપુને બોલાવવા બે ત્રણ વખત કોમળ બૂમો પાડી હતી; પણ અંતકાળની નજીક પહોંચેલા રામનાથને બાળકોની કરૂણ બૂમો કેવી રીતે સંભળાઇ શકે ? થાકી કંટાળી બન્ને બાળકો દયાર્દ્રવદને પિતાના મુખસામે ટગર ટગર જોઇ રહ્યાં હતાં. એ અરસામાં એક વૃદ્ધ સાધુએ ત્યાં પ્રવેશ કર્યો. આ સાધુ રામનાથનો ઓળખીતો હતો. રામનાથે પહેલાં તેને સારી મદદ કરેલી આથી તે સાધુ રામનાથનો ઉપકારી હતો. સાધુપર રામનાથની નજર પડી. રામનાથે હાથ ઉંચો કર્યો. સાધુ નજીક ગયો. રામનાથે બન્ને બાળકો તરફ હાથ લંબાવ્યો. સાધુએ તેમના મનનો ભાવાર્થ સમજી તેમના કાનમાં કહ્યું કે; “ બાળકોની ફિકર કરશો નહિ. હું જીવીશ ત્યાં સુધી તેમનું પાલન કરીશ. ” સાધુના આ શબ્દો રામનાથને બરાબર સંભળાયા. તે પછી તેમણે તરતજ પ્રાણ મૂકયો. આ વખતે તેમનો લેણદાર ઘર કબ્જે લેવા આવ્યો. સાધુએ તેના

પગે પડી કાલાવાલા કર્યાં; પણ તે વ્યાજ ખાઉ કાંધીઆને લેશમાત્ર પણ દયા ઉત્પન્ન થઈ નહિ. સુખ સાહ્યબી ભોગવનાર જમીનદાર રામનાથના ભાગ્યનું આ કેવું પરીવર્તન ? લેણદારે ઘરનો કબ્જો લીધો. રામનાથના શબને આંગણે સુવાડવામાં આવ્યું. નિર્દોષ કુમળાં બાળકોને પણ લેણદારે ઘરમાંથી બહાર કાઢયાં. સાધુ અને અન્ય દયાળુ સજ્જનોએ રામનાથના શબને ઠેકાણે પાડયું. રામનાથના મરણથી સાધુને ઘણું લાગી આવ્યું. તેણે નગર નિવાસ ત્યાગી એકાન્ત સ્થળમાં રહેવાનો નિશ્ચય કર્યો અને પછી તે બન્ને બાળકો સાથે નગરમાંથી નીકળી આણુ પ્રદેશમાં આવી ઉપરોક્ત ગામમાં રહેવા લાગ્યો. બન્ને બાળકો જાણે પોતાનાંજ છે એમ સમજી તેણે પૂર્ણ પ્રેમથી બાલકોનું પાલન કરવા માંડયું. સાધુના વાત્સલ્ય પ્રેમથી દિવસો વિતતાં બન્ને નિર્દોષ બાળકોના મનમાંથી તેમના પિતાનો શોક પણ કંઇક અંશે ઓછો થયો. ભાઈ-બ્હેન બાવાજીની પાસે રહી પહાડી પ્રદેશમાં આમતેમ ફરી આનંદ માણવા લાગ્યાં. ગૌર સુંદર અને શોહામણાં બન્ને ભાઈ બ્હેનને પર્વત નિવાસી ભીલ જનો અતિ પ્રેમથી રમાડવા લાગ્યાં. બાવાજીને સઘળાં ભીલ પ્હાડી બાવાજીના નામથી સંબોધતા. બાવાજી દરેકને શુભ ઉપદેશ આપતા. ભીલ લોકો સુધરી ગયા. બાવાજીના પ્રયાસથી ભીલલોકોમાંથી ચોરી-લુંટફાટ દારૂ હિંસા વગેરે દુર્ગુણ દૂર થયા. પરીણામે બાવાજી દેવ રૂપે અને બાળકો દેવબાળકો તરીકે ભીલલોકોમાં મનાવા લાગ્યાં. બાવાજીએ બન્ને બાળકોને પણ સારૂં જ્ઞાન આપ્યું. આત્મજ્ઞાનનું અમૃત ભાઈ અને બ્હેનના હૃદયમાં રેડયું. દિવસો મહીના વિતવા લાગ્યા. સમય તેનું કામ કરવા લાગ્યો. બન્ને બાળકો સમજદાર થયાં. સૂરબાળાએ ભીલ બાલિકાઓ તથા સ્ત્રીયોને અને કુમુદકાન્તે ભીલલોકોને અક્ષરજ્ઞાન શીખવવાનું શરૂ કર્યું. આ અરસામાં બાવાજીનો દેહાંત થયો. બન્ને ભાઇ બ્હેન અને ભીલમંડળના શોકની સીમા રહી નહિ. ભીલ લોકોએ પૂર્ણ દાદ-માદથી સાધુના શબને જમીનમાં સમાધી

લેવરાવી. સમાધીસ્થળ આ ગામથી થોડેક દૂર આવેલું હતું. એક ઉંચા શિખરની તળેટીમાં વહેતી સરિતાના કિનારે બાવાજીને સમાધિસ્થ કર્યાં હતા અને તે ઉપર એક દેરડી ચણી લેવામાં આવી હતી. દર મંગળવારે એ સમાધી આગળ ભીલલોકો એકત્ર થઈ ભજન કિર્તન ગાતાં. કુમુદકાન્ત અને સૂરબાળા દરરોજ સાયંકાળે સમાધીના દર્શને જતાં. વર્ષો વિતવા લાગ્યાં. આનંદી–રમતીયાળ બાળકો ગંભીર બન્યાં. બાવાજીના જીવતાં તેમણે પિતાની સ્થિતિ જાણી હતી. બન્ને ભાઈ બ્હેન કોઇ કોઈ વખતે પિતાને અને બાવાજીને યાદ કરી રડતાં, પોતાની જન્મભૂમિમાં પણ એકાદ વખત જઇ આવવાની તેમની ઇચ્છા થઈ હતી. આ ભાઇ બ્હેન ભીલ લોકોમાં પૂજ્ય મનાતાં, તેમની દરેક આજ્ઞાઓ ભીલ લોકો વગર વિલંબે માન્ય કરતાં. આ નાનકડા ગામમાં પૂર્ણ અનંદ અને સ્વાતંત્ર્ય સુખ વશી રહ્યું હતું, ઝેરવેરને તો આ સ્થળે સ્થાનજ ન્હોતું. આજે રાત્રિનો સમય છે. પૂર્ણિમાની રાત્રિ હોવાથી આકાશમાં નીશાનાથ પૃથ્વી પર્યટન કરી રહ્યા છે. ગિરિશૃંગો શ્વેતચંદ્રકાથી ઉજ્વલ સ્ફટિક સમ જણાય છે. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી છે. ભીલ લોકો ગાઢ નિદ્રાને આધિન થએલાં છે. મધ્યરાત્રિ વીતિ ચૂકી છે, ચંદ્રિકા ઝગઝગી રહી છે.

આ વખતે સૂરબાળા જાગૃતાવસ્થામાં બેઠેલી જણાય છે. આ વખતે તેનું મુખ કંઇક વિચારવશ દેખાય છે, આથી તેના મુખ પર ગંભીરતાની શાન્ત છાયા પ્રત્યક્ષ અવલોકાય છે. જ્યારે સર્વ સૃષ્ટિ નિદ્રાની સુખદ છાયામાં પડેલી છે; ત્યારે આ પ્હાડી બાળા રાત્રિ વિતવા છતાં જાગે છે. આશ્ચર્ય! સુરબાળા એકાગ્રતાથી કંઇક વિચારમગ્ન થઇ હોય એમ જણાય છે. તેનો દેખાવ આ વખતે અલૌકિક ભાસતો હતો. જાણે આરસની પ્રતિમા હોય એવી રીતે સ્થિરતાથી બેઠેલી હતી. જાડી ખાદિની શ્વેત કફની તેણે પરીધાન કરેલી હતી, માથાનો કૃષ્ણકેશકલાપ પૃષ્ટ ભાગ પર સર્પાકારે લટકી રહ્યો હતો, તેની ચપળ ચક્ષુઓ શાન્ત અને તેજોમય જણાતી હતી. દેખાવ

આનંદ જનક હતો, કોઈ દેવકન્યા ધ્યાનસ્થ થઇ હોય એવું દ્રશ્ય જણાતું હતું. આવી અવસ્થામાં ઘણો સમય વ્યતિત થયો. મોટું મળસકું થવા આવ્યું. શ્વેતચંદ્રિકામાં ફિકાશ આવવા લાગી, થોડી વાર પછી પ્રભાત થશે એવું જણાવવાને પ્હાડોની ખીણોમાં વસતા મયુરોએ ટહુકાર કરી મૂકયા. ધ્યાનસ્થ સૂરબાળા જાગૃત થઇ. તેની દૃષ્ટિ નજીકનાં વ્યાઘ્રચર્મ પર સૂતેલા ભાઈ પર પડી. સૂરબાળા ભાઇના મુખ તરફ જોઈ રહી, તેની આંખ્યોમાં એકાએક ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. તે આત્મગત્ બોલી; "વિધાતા! તારા લેખ અજબ છે, આ મારો ભાઈ અને એક શ્રીમાન જમીનદારનો પુત્ર, આ વખતે તેનો કેવો દેખાવ છે? અરેરે આ દેખાવ તો સારો છે, પણ જાગીરદારના મૃત. શબને લેણદારે ઘરની બહાર જમીનપર સૂવાડયું, તે દસ્ય શું કાળજું કંપાવે એવું નાહ કે? પણ કોનું કાળજું કંપાવે? કોનું કાળજું કંપે? એ તો જેને વિત્યું હોય તે જ જાણે. જગતનાં મનુષ્યોમાં સ્વાર્થની સગાઈ છે. જગતનાં જનો દ્રવ્યનાં ગુલામ છે. પૈસા મેળવવા અનેક કાળાંધોળાં થાય છે અને માનવની અમૂલ્ય જીંદગી પાણીના પૂરની માફક વહી જાય છે. સારૂં થયું કે એ જંજાળમાંથી છુટી અમે અહિં આવ્યાં. અહા! કેવી અપૂર્વ શાન્તિ? જગતનાં સ્વાર્થી મનુષ્યોને આવી શાન્તિ કયાંથી મળે? જાગીરદારના પુત્ર! મારા વ્હાલા ભાઈ! તું અત્યારે જેવી શાન્તિમાં સૂતો છે; તેવી શાન્તિ નિદ્રા તને કોલાહલ પૂર્ણ નગરમાં ભાગ્યેજ મળત, ઉંઘ; મારા વ્હાલા બંધુ? નિરાંતથી ઉંઘ." આમ બોલતી સૂરબાળા કંઇક વિચાર આવતાં એકાએક ઉભી થઈ અને ઘરની બહાર નીકળી. ચંદ્રિકા નભમંડળમાં ધીમે ધીમે વિલુપ્ત થતી હતી અને તેની જગાએ પ્રભાતનું પ્રકાશિત તેજ છવાતું હતું, વૃક્ષ-કુંજમાં કોયલ ટહુકાર કરી પ્રભાતના પ્રભાવને વધુ વધારી રહી હતી. સૂરબાળાએ પાળેલાં બે હરીણનાં બચ્ચા ઘર આગળ બાંધેલી ઝુંપડીમાં ઉંઘતાં હતાં. સૂરબાળાના પગના અવાજથી બન્ને

હરીણબચ્ચાં તેની પાસે દોડી આવ્યાં, બાળાએ તેમને પંપાળ્યાં અને રમાડયાં. આ પછી કંઇક વિચાર આવતાં તે આગળ ચાલી. બન્ને હરીણ તેની પાછળ ચાલ્યાં. ભીલગણમાંથી હજી કોઈ જાગૃત થયું ન્હોતું, એકાદ ઝુંપડામાંથી નાનાં બચ્ચાંનો રડવાનો અવાજ સંભળાતો હતો. પ્રભાતના આંછા પ્રકાશમાં દેવબાળા સમાન શોભતી સૂરબાળા નિર્ભયતાથી પ્હાડી પ્રદેશમાં આગળ વધતી હતી. આ મોટા મળસકે તે ક્યાં જતી હશે ?



૨.

## ભાઈ-બ્હેન.

ભાસ્કર ભગવાને જગતને દર્શન દીધાં હતાં. જગત પ્રવૃત્તિમય બની રહ્યું હતું, પણ આ પાર્વતિય પ્રદેશમાં તો હજી શાન્તિનું જ સામ્રાજ્ય વ્યાપેલું હતું. પ્રભાતનાં બાળ કનકકિરણોથી ગિરિશ્રૃંગો સુરમ્ય જણાતાં હતાં.

સૂરબાળા આવા સુરમ્ય સમયે આગળ ચાલી જતી હતી. તેનું મન આ વખતે એટલું તો વિચારવશ હતું કે તેને પોતાનું પણ ભાન રહ્યું નહોતું. આ પ્રભાતના પુણ્યમય અંહરમાં જાણે ઉષાદેવી વનલીલા નિહાળવા નીકળ્યાં હોય એવો સૂરબાળાનો દેખાવ થઈ રહ્યો હતો. સૂરબાળા આ વખતે એટલી બધી વિચારવશ હતી કે પક્ષીઓના કલરવ, જળના ધોધનો ગંભીર અવાજ અને વૃક્ષપત્રોનો ખડખડાટ વગેરે કંઈ પણ તેના કર્ણમાં પ્રવેશી શકતું નહોતું. આવી રીતે તેણે લગભગ એક કલાક ચાલ્યા કર્યું અને અંતે પાણીના એક ધોધ નજીક આવતાં તેનું મન વિચારમૂક્ત થયું. સૂરબાળા જે સ્થળે ઉભી હતી, ત્યાંથી થોડેક દૂર પાણીનો એક વિશાળ કુંડ આવેલો હતો. ઉંચા પ્હાડ પરથી પાણીનો ધોધ કુંડમાં પડતો હતો. ધોધનો અવાજ ઘણે દૂર સુધી સંભળાતો.

આ કુંડમાંથી સરિતાની ઉત્પત્તિ થતી હતી અને તે ત્યાંથી નીકળી સર્પાકારે વાંકી ચૂંકી વહન કરી સાગરને મળતી હતી. આ સ્થળનો દેખાવ અદ્‌ભુત હતો. શિખરપરથી નીચે પડતા પ્રચંડ ધોધ તરફ સૂરબાળા એકાગ્રતાથી જોઈ રહી. તેનું મુખ ગંભીર બન્યું, તે ધ્યાનસ્થ જેવી જણાવા લાગી. એવામાં તેની પાછળથી અવાજ સંભળાયો. " સૂરબાળા. "

આ અવાજ તેણે સાંભળ્યો નહિ. અવાજ કુમુદકાન્તનો હતો. જાગૃત થતાં તેણે બ્હેનને ઘરમાં જોઇ નહિ, આથી તે આશ્ચર્ય પામી તેને શોધતો આ સ્થળે આવ્યો અને છેક નજીક આવી તેણે બ્હેનનું નામ ઉચ્ચાર્યું.

સૂરબાળાને ધ્યાન નિમગ્ન જોઈ પુનઃ કુમુદકાન્ત બોલ્યો; " બ્હેન ? "

શબ્દ સૂરબાળાના કર્ણમાં પ્રવેશ્યો. બાળા ધ્યાનમુક્ત થઈ. તેણે મુખ મલકાવી ભાઇ તરફ દૃષ્ટિ કરી પૂછયું.

" કુમુદ ! તું અહિં શા માટે આવ્યો " ?

" તે પહેલાં તું મને જણાય કે તું મને ઉંઘતો મૂકી અહિં કેમ આવી છો ? "

" ગઇ આખી રાત્રિ મારૂં મન અસ્વસ્થ રહ્યું હતું; તેથી પરોઢ થતાં આ તરફ ચાલી આવી. "

" તારૂં મન શાથી અસ્વસ્થ થયું હતું ? " કુમુદકાન્તે પૂછયું.

" જગતના વિચારોએ મારા હૃદયમાં દુઃખ ઉત્પન્ન કર્યું છે. "

" આપણે શામાટે જગતના વિચાર કરી દુઃખી થવું જોઇએ ? "

" ભાઇ ! જ્યાં સુધી મનુષ્યજીવન છે, ત્યાં સુધી જગતના વિચાર કાયમ છે. આપણે જગતમાં શું કામ આવ્યાં છીએ, તે તને અને મને બાવાજીએ સારી રીતે સમજાવ્યું છે. "

"બ્હેન! ખૂબ વિચાર કરી જોતાં મને તો એમજ સમજાય છે કે બધું ખોટું છે. માણસે પોતાના સુખને માટે ધ્યાન આપવાની જરૂર છે. જીંદગી દુઃખને માટે નથી; પણ સુખને માટે છે. મનુષ્ય પોતેજ પરમાત્મા છે, તો શામાટે તેણે દુઃખી થવું જોઇએ?"

કુમુદનું બોલવું સાંભળી સૂરબાળાને હસવું આવ્યું. તેનું વદન-કમળ એક માધુર હાસ્યથી પ્રફુલ્લ બની રહ્યું.

"ભાઇ! તું અર્થનો અનર્થ કરે છે. સમય જતાં તને બરાબર સમજ પડશે."

'સમજ પડો યા ન પડો, પણ હું તો એકજ નિશ્ચય ઉપર આવ્યો છું કે, દુનિયાંની દરકાર કર્યા વિના સંસારના અગ્રસ્થાનમાં ઇષ્ટ પ્રાપ્તિને માટે કુદી પડવું. કાર્ય સાધવાથી યા દેહ પાતવાથી એ સૂત્રાનુસાર વર્તવાથીજ વિજયથી પ્રાપ્ત કરી શકાય છે. તમેજ વિચાર કરી જુઓ કે તમારા જેવા વિચારવાળાં જગતમાં કેવાં દુઃખી થાય છે? પિતાજીએ પરોપકારને માટે જીંદગી વ્યતિત કરી. પરિણામ શું આવ્યું? એજ કે નિષ્ઠુર ધનલોભી મનુષ્યના પ્રતાપે ઘરબાર ગુમાવ્યાં અને તેમના શબને મેદાનમાં સ્થાન લેવું પડ્યું. બ્હેન! એ તો નિયમ છે કે જગતમાં જેવાની સાથે તેવા થવાથીજ રહી શકાય છે. બાકી જગતને આત્મભાવે જોનાર સદાકાળ દુઃખી થાય છે."

"ભાઇ! શાન્ત થા. ભગવાન તારા હૃદયમાં સદ્‌જ્ઞાન જરૂર પ્રગટાવશે."

કુમુદકાન્ત હસીને બોલ્યો; "ભગવાન આપણે પોતેજ છીએ; તો શા માટે બીજા ભગવાનની આશા રાખવી?"

"હૃદય સમુદ્રમાં રહેલા ભગવાનને ખોળ્યા વિના મળાતું નથી. કુમુદ જો; આ સૃષ્ટિ સૌન્દર્ય અત્યારે કેવું શોભી રહ્યું છે?"

"હા, પણ તે આપણા પોતાથીજ સુંદર જણાય છે. તું અને હું જોઇએ છીએ ત્યારેજ કહી શકીએ છીએ કે આ સુંદર છે.

બાકી આપણા વિના બધું નકામું. સૂરબાળા! બોલ હવે ક્યાં સુધી અત્રે રોકાવું છે?"

"મારૂં હૃદય શાન્ત થયા વિના હું ઘેર આવનાર નથી."

"તારૂં મન સદાકાળ એવું રહેશે તો શું કરીશ?"

"નિરંતર આવા એકાન્ત સ્થળેજ રહીશ."

"તારા વિચાર અજબ છે. બ્હેન! મને કહે તો ખરી કે તારા મનમાં અત્યારે શું થઈ રહ્યું છે?"

"કુમુદ! મારૂં મન અત્યારે અવનવો આનંદ અનુભવી રહ્યું છે. જો, પ્રકૃતિ દેવી કેવી શાન્ત છે? આ સામે આવેલો ગિરિરાજ કેવા અચળ ભાવથી ઉભો છે? અને આમ આ તરફ જો કે પાણીનો પ્રચંડ ધોધ કેટલા ગંભીર ભાવથી ઉપરથી નીચે પડે છે અને નીચેથી ધોધનું પાણી સરિતા રૂપે બની ખળખળ અવાજે વહન કરે છે? ભાઇ! શું તને એમાં પ્રભુનાં દર્શન થતાં નથી? આ પ્રચંડ ધોધનો અવાજ આપણા ગામ સુધી સંભળાય છે. ગઈ રાત્રે આપણે ઘરમાં સૂતાં હતાં. સમસ્ત સૃષ્ટિએ નિદ્રાનું શરણ સ્વિકાર્યું હતું, તે વખતે પણ આ ધોધવારી ધારા વહાવી રહ્યો હતો. અત્યારે જ્યારે આપણે અહિં છીએ ત્યારે પણ આ વારી ધારા અવિચ્છિન્ન પણે કુંડમાં પડી રહી છે અને જ્યારે આપણે અહિંથી જઇશું ત્યારે પણ આ ધોધનું કાર્ય ચાલુ રહેશે. પર્વતો પણ છે એમના એમજ રહેશે. આપણે જ્યારે જન્મ્યાં નહોતાં ત્યારે પણ આ દેખાવ કાયમ હતો. વળી હવે પછી જ્યારે આપણે આ જગતમાંથી ચાલ્યાં ગયાં હોઇશું ત્યારે પણ આ ધોધ અને પ્હાડ અવિચલ રહેશે; અને તેઓનું કાર્ય કરે જશે. આ ધોધ કયા સમયથી તેનું કાર્ય કરી રહ્યો હશે તેનો પુસ્કળ વિચાર કરતાં પણ હું કંઈ નક્કી કરી શકતી નથી. આ સર્વને ઘણા સમયથી વિરામ નથી; કષ્ટ નથી; થાક નથી. પ્રભુ જાણે કે ક્યારે વિરામ પામશે! કુમુદ! આ સઘળી ઇશ્વરી રચના છે, તું તે દયાળુ પ્રભુને પ્રણામ કર."

સૂરબાળાએ આટલું કહી પ્રભુને પ્રણામ કર્યા. કુમુદકાન્તે પણ પ્રભુને શિર નમાવ્યું. તેણે ગંભીર વદને ધોધ અને પ્હાડ તરફ જોયું. તે ઘણીવાર સુધી વારીધારા અવલોકી રહ્યો. બ્હેનના શબ્દોએ તેના હૃદયમાં કંઈક ઉંડી ભાવના ઉત્પન્ન કરી. ભ્રાતા અને ભગિની ઘણીવાર સુધી પ્રચંડ ધોધ તરફ જોઈ રહ્યાં.

આખરે કુમુદકાન્તે બ્હેન પ્રત્યે કહ્યું, "સૂરબાળા! આપણે ક્યાં સુધી આ દેખાવ જોયા કરીશું?"

"મનની તૃપ્તિ થાય નહિ ત્યાં સુધી આ દેખાવ આપણે જોયા કરવો. આ દેખાવમાં આપણને ઇશ્વરનાં સાક્ષાત દર્શન થાય છે."

"જગતનાં મનુષ્યો આવું અનુભવતાં હશે કે?"

"જો તેઓ સર્વમાં ઇશ્વરનું અસ્તિત્વ માની શકે તો આજે જે ઉથલપાથલ થઈ રહી છે તે થાતજ નહિ. આપણા દેશમાં જ્યાં સુધી સત્ય તત્વ સમજવાની શક્તિ હતી; ત્યાં સુધી આ સ્વર્ગ ભૂમિ કેવી કેટલી સુખી હતી? પણ અફસોસ! અત્યારે શું થઇ રહ્યું છે? સત્ય તત્વને બદલે જડ લક્ષ્મી તત્વથી જગતમાં ભયાનક તોફાન મચી રહ્યું છે. દુર્ભાગ્યે દેશ અધોગતિના તળીએ ડૂબતો જાય છે."

"એનું પરીણામ સારૂં નહિ આવે." કુમુદકાન્તે કહ્યું.

"પરીણામ તો પ્રભુને હાથ છે, પણ અનુમાન કરતાં એમ માલમ પડે છે કે, સત્ય તત્વથી વિમુખ થએલા ભારત દેશને દુઃખના દરિયામાં ડૂબવું પડશે. ભાઈ! જ્યારથી શ્રીકૃષ્ણ ભગવાન સ્વધામ સિધાવ્યા અને જ્યારથી કુરૂક્ષેત્ર ભૂમિમાં બળવાન ક્ષત્રિયોનાં બળીદાન દેવાયાં, ત્યારથીજ આ ભવ્ય ભારત ભૂમિની પડતીની શરૂઆત થઈ ચૂકી છે. ભારતનું ભયંકર થતું ભાવી સુધારવાને અનેક સ્વદેશ પ્રેમી જનોએ દેહનાં બળીદાન દીધાં; પણ ભારતની દુર્દશાને રોકી શક્યા નહિ. પશ્ચાત પરદેશી મુસલમાનોના હુમલા થયા. જ્વાળાફથી કુસંપના પ્રચંડ જ્વાળામુખીમાં ઘેરાએલા આ ભવ્ય ભારતપર તેમણે આધિપત્ય જમાવી ઘણાં વર્ષ રાજ્ય કર્યું. અંતે તેઓ પણ સત્ય

તત્વને ભૂલ્યા અને જડવાદને આધીન થઇ મનસ્વીપણે કાર્ય કરવા લાગ્યા. આથી અનેક સત્તાઓ સબળ થઈ. ચોર લુંટારા વગેરે લોકોનું રાજ્ય શરૂ થયું. પરસ્પરમાં ઘોર વિદ્રોહ મચી રહ્યા. આમાં ત્રીજાને લાભ મળ્યો. ઇસ્ટ ઈંડીયા-કંપનીએ આવું જોઈ પરોપકારી વૃત સ્વીકાર્યું. આ પુણ્ય કાર્યથી તેને વિજય મળ્યો. કંપનીનું રાજ્ય સ્થપાયું. લોકોને શાન્તિ મળી. કંપની સરકારની બોલબાલા બોલાઈ. ધનના ભારે બોજાથી અવિશ્રાન્ત થઈ ઘોર નિદ્રામાં ઘોરતા હિંદુસ્થાનને ધનના ભારે બોજાથી હલકો કરવાનું પુણ્ય કાર્ય કંપની સરકારે આરંભ્યું. હિંદ નિવાસીઓ ભારે કામ કરતાં થાકી જાય એમ ધારી કંપની સરકારે મોટી મહેરબાની કરી મોટા મોટા અધિકાર ઉપર તેમના લોકોને નિમ્યા અને હિંદીઓને એશઆરામી બનાવ્યા. સ્થળે સ્થળે કચેરીયો સ્થાપી. લોકોને મોંઘો પણ કંઇક યથાર્થ ન્યાય મળવા લાગ્યો. વેપાર પણ સ્વયં હાથમાં લીધો. હિંદીયોને અનેક વચનોથી વિશ્વાસ આપ્યો. ભોળા વિશ્વાસુ હિંદીઓ ભોળવાયા અને ખરા જીગરથી ઈસ્ટ ઇંડીયા કંપનીને રાજ્ય વધારવામાં મદદ રૂપ થયા. આજે કંપની સરકારની સત્તા ઘણી વધી ગઇ છે. ઉપરથી શાન્તિ જણાયે છે; પણ જનમસમાજના હૃદયની અશાન્તિ દૂર થઈ નથી. પરીણામે શું આવે છે તે જોવાનું છે." આટલું લંબાણ વિવેચન કરી સૂરબાળા શાન્ત રહી.

કુમુદકાન્ત ગંભીર વદને બોલ્યો, "બ્હેન! તું ગમે એવું પરીણામ ધારતી હોય; પણ મને તો પરીણામ વિપરીત લાગે છે. શાન્તિની રક્ષક ગણાતી ફિરંગી સરકાર મને તો અશાન્તિની ઉત્પાદક જણાય છે. સત્તા સબળ થતાં તેણે કેવાં જુલ્મી કાર્યો કરવા માંડયાં છે તે તું જો? આપણા અનેક રાજાઓને રાજ્ય કરવાને નાલાયક ઠરાવી ગાદી પરથી ઉઠાડી મૂકયા છે. સઘળા વેપાર હાથ કર્યા છે. ઉંચા અધીકાર તેમના હાથમાં રાખ્યા છે. બંગાળમાં દુષ્કાળ વખતે મહેસૂલ વસુલ કરવા કેટલા જમીનદારો અને ગરીબ જનો પર સીતમ ગુજાર્યો છે? આ બધાનું પરીણામ મને તો કંઇક જુદું જ ભાસે છે."

" ભાઇ ! અત્યારે કંપની સરકારનો સુખી સૂર્ય ઉગ્યો છે. જ્યાં સુધી આપણા દેશમાં સંપ નથી; સત્ય ધર્મ નથી અને સ્વાર્થની ભાવના દૂર થઈ નથી ત્યાં સુધી કંપની સરકારને ડરવાનું કંઈપણ કારણ નથી. પરંતુ કુદરત એવો પણ સમય લાવશે કે આજની કંપની સરકારના રાજ્ય અમલથી દેશમાં ચારે તરફ પ્રચંડ જ્વાળા-મુખી ફાટી નીકળશે, પશ્ચાત એક નવીન સત્તા સબળ થશે અને તે શાન્તિથી આખા હિંદુસ્થાનપર રાજ્ય ચલાવશે અને તે શાન્તિનું સામ્રાજ્ય કહેવાશે."

" બ્હેન ! એ તો સમય સમયનું કાર્ય કરે જશે. ચઢતી પડતી થયાજ કરે છે. ઘણું કરે તે થોડાને માટે જ. સૂરબાળા ! આપણે અન્ય બાબતપર ઉતરી પડતાં. કહે હવે કે મારા અહિં આવ્યા પહેલાં તું ધ્યાન મગ્ન થઈ શું વિચાર કરતી હતી ? " કુમુ-દકાન્તે પૂછ્યું. સૂરબાળાએ કહેવા માંડયું, " ભાઇ ! ધોધનો આ ગંભીર અવાજ સાંભળીને મ્હારૂં ચિત્ત ઘણું વ્યાકુળ થવા માંડયું હતું, જીવ ગભરાતો હતો. મ્હારા આત્માના ગંભીરતમ પ્રદેશમાંથી કોણ જાણે એક મહાન આકાંક્ષાનો ઉદ્ભવ થતો; તે આકાંક્ષા એ શું તે હું સમજી શકી નહિ. પરંતુ તેના ઉદ્ભવથી પોતાના પ્રતિ મને બહુજ ધિક્કાર આવતો હતો. મનમાં ચિંતવન થતું કે હાય હું શું કરૂં છું ? પ્રચંડ ધોધ કયા પ્રાચીન કાળથી, નહિં રાત કે નહિં દિવસ; વિના થાકે અનુક્રમે વારિધારા વહાવ્યાજ કરે છે. કોઇ જુએ અથવા ન જાણે, કોઇ પ્રશંસા કરે અથવા ન કરે, પણ પર્વતના આ એકાંત ખુણામાં લોક ચક્ષુના અંતરાયે રહીને આ ધોધ પ્રચંડ અવાજથી સર્વદા વારિ વહન કર્યાજ કરે છે. મુહુર્તને વાસ્તે પણ દિલગીરીનો અનુભવ કરતો નથી, દોઇપણ તરફ દ્રષ્ટિપાત ન કરતાં ફક્ત એકજ મન અને એકજ પ્રાણથી સમ ભાવે નિરંતર વારિ વહન કર્યાજ કરે છે. કેટલાક દિવસ, કેટલાક માસ કેટલાં વર્ષો અને કેટલા યુગો પણ ચાલ્યા ગયા, કેટલાંય રાજ્યો ઉત્પન્ન થયાં અને કેટલાંય લય પામ્યા.

કેટલાં કોટી માણસો જન્મ્યાં અને અંતના અંધકારમાં મળી ગયાં, પરંતુ આ ધોધમાં ફેરફાર નથી. તેના પ્રચંડ અવાજને જરાએ વિરામ નથી અને તેના વારિપાતથી જગા ખાલી પણ નથી. ઉત્સાહ તેમજ રહ્યો છે. એકાગ્રતા પણ તેવીજ રીતે છે. આ પ્રચંડ ધોધ-ધારા જાણે પોતાના ભાવમાં પોતે ગુંથાયલી છે. તેમજ જાણે પોતાની વચમાં પોતેજ મળેલો પોતાની શક્તિથીજ શક્તિમાન અને તેથી તેનો પ્રચંડ ગંભીર અવાજ, એ અવાજમાં જાણે કાંઈ ઉન્મત્ત સંગીત–કાંઈ વજ્રનો નાદ, કાંઈક ભીષણ વૈરાગ્ય ગીત અને કાંઈક નૈરાશ્યજનક હાય હાય ધ્વનિ, આવું સાંભળતાં અનુભવતાં અસંત વ્યાકુળ થતી હતી, અંગ પ્રસંગ શિથીલ થઈ આવતાં હતાં અને આત્માના એક ગંભીરતમ પ્રદેશમાંથી એક ભીષણ હાહાકાર ધ્વની ઉત્પન્ન થતો હતો." આટલું કહેતાં સૂરબાળાનો કંઠારોધ થયો, પણ ક્ષણ પછી સ્વસ્થ થઈને બોલી, "ભાઈ! મ્હારી આંખ્યોમાં ઝળઝળીઆં આવે છે, કારણ કે સામાન્ય ધોધની આ એક એકાગ્રતા, આ એક પ્રાણતા ક્યાં? અને ક્યાં અમૃતનાં સંતાન આપણે? હાય, આપણે શું કરીએ છીએ?" સૂરબાળા આગળ બોલી શકી નહિ. આંખ્યોમાં ઉભરાઈ આવેલાં અશ્રુઓથી તેનાં વિશાળ ચક્ષુઓ ઝાકળ બિંદુમય કમળદળની માફક શોભવા લાગ્યાં.

એક લેખકે લખ્યું છે કે સુંદરીના નયનમાંના ઝળઝળીઆં બહુજ સુંદર દેખાય છે. પ્રણયીની પ્રણયાભિમાની નેત્રનાં જે અશ્રુઓ વહાવે છે, તે પ્રિયા પ્રિયતમથી પ્રિયતાના અભિમાનથી દૃષ્ટિમાં અતિ છાની છાની સુંદર જણાય છે, વળી પરાયા દુઃખથી દુઃખિત થઈને સુંદરી જે અશ્રુપાત કરે છે તે સ્વર્ગની શોભાથી ઉદ્ભાસિત થાય છે. તે શોભાનાં દર્શન કરવાને દેવતાઓ પણ વાંચ્છનાઓ રાખે છે. પરંતુ જે સુંદરી આ ક્ષણભંગુર માનવ જીવનની અનિત્યતા અને આત્માનું અમરત્વ હૃદયંગમ કરીને અમૃત પ્રાપ્તિ માટે વ્યાકુળ થાય, અને પોતાની હલકાઈ તથા દુર્બળતા સમજી દુઃખિત ચિત્તે અશ્રુલો-

ચન ઉચ્ચ દૃષ્ટિપાત કરે છે તે સુંદરીના અશ્રુથી ભિંજાયલાં નયનની તુલના નથી. તેના પવિત્ર મુખમણ્ડલની શોભા દેવગણોથી પણ દુર્લભ છે. દેવ ગંધર્વ અને ઋષિગણો જાણે વિસ્મયતાથી અતૃપ્ત નયને તથા સાનંદ ચિત્તે આ શોભાનાં દર્શન વારંવાર કર્યા કરતા હોય છે. તેના પવિત્ર અશ્રુપાતથી વસુંધરા નિશ્ચય પુણ્યવતી થાય છે. અને દેવકન્યા ગણો પણ મણિમયહાર પરિત્યાગ કરીને જાણે તેજ પવિત્ર અશ્રુમાલા કંઠસ્થાને ધારણ કરવા માટે આગ્રહ કરતી હોય તેમ જણાય છે. પણ સુંદરી એટલે શું ? સુંદરી કોણ કહેવાય ?

સુંદરી એજ છે કે સુંદરતાના રહસ્યને જાણનાર સૌન્દર્ય તત્વજ્ઞ. સૌન્દર્યનું બીજું નામ પવિત્રતા છે. વાસ્તવિક પવિત્રતાહિન સૌન્દર્યને સૌન્દર્ય કહેવાય જ નહિ. તે સૌન્દર્ય જુઠી છાયા છે મરૂભૂમિની માયાવિ મૃગતૃષ્ણા માત્ર છે; તેવા સૌન્દર્યના અનુસરણથી તપેલું હૃદય કદી પણ શીતળ થતું જ નથી; અને તરસ્યાં પ્રાણ કદી તૃપ્તિ પામતાંજ નથી. જેનું નામ યથાર્થ સૌન્દર્ય તે નાળીએરના પાણી પેઠે અથવા મણિની ખાણ જેવું હોવાથી દૃષ્ટિ નાખતાં દેખી શકાતું નથી. સૌન્દર્યનું ચોક્કસ રહેઠાણ અંતઃકરણ અને તેનો અનંત પ્રવાહ આત્મા છે. જેનું હૃદય અને આત્મા પવિત્ર છે, તેજ ખરેખર સુંદરી કહેવાય છે. ફક્ત અંગ પ્રત્યંગ નમુનેદાર હોવાથી સ્ત્રી જાતિને સુંદરીમાં ગણી શકાય નહિ. સૌન્દર્યના પ્રાણ સ્વરૂપ પવિત્રતા ન હોય તો રૂપવતિ રમણી સલાટની બનાવેલી પાષાણમય મૂર્તિ માત્ર જ કહેવાય છે. અથવા તેમ પણ કેમ કહેવાય ? પાષાણ પ્રતિમામાં જેમ પવિત્રતા નથી, તેમ અપવિત્રતા પણ નથી. તેથી આ જાતની સ્ત્રીઓ તે પાષાણ પ્રતિમાથી પણ વિશેષ હલકી છે. તેમાં કાંઈ પણ સંદેહ નથી.

સૂરબાળા લાવણ્યમયી બાળા હતી. આત્મસ્વરૂપ નારાયણને મેળવવાની આકાંક્ષા ધરાવનારી રમ્ય રમણી હતી. "અમૃતનાં સંતાન ભારતનાં ભાગ્યવંતાં સંતાન! તમે શું કરો છો ? ક્યાં જાઓ છો ?"

સૂરબાળાના આ શબ્દો સાંભળી કુમુદકાન્ત કંપ્યો. તેના શાન્ત હૃદયમાં અશાન્તિ ઉત્પન્ન થઇ. ભારતની કરૂણ દશાનો ચિતાર નજર સમિપ જણાવા લાગ્યો. ક્ષુધાના કષ્ટથી ટળવળી મરતાં રંક બાળકો, જડવાદના અંધકારમાં ડુબતાં મનુષ્યો; પશ્ચિમના કૃત્રિમ સુધારાનું અનુકરણ કરી મોહમાં ફસાતો જનસમાજ; ભારતને લુંટવા અને પોતે ધનવાન બનવાની રાક્ષસી સ્વાર્થ તૃષ્ણાથી કંપની સરકારની ચારે તરફની દોડધામ, અનેક ધર્મો, કુસંપની આગ દ્વેશ વગેરે વિચારતાં કુમુદકાન્તનું હૃદય શોકથી સંતપ્ત થઇ રહ્યું. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. તેણે આસપાસ દૃષ્ટિ કરી, જગતની અશાન્તિને બદલે ચારે તરફ શાન્તિ પ્રવર્તાએલી જોઇ. પુનઃ તેણે ધોધ તરફ નજર કરી. વારીધારા અવિશ્રાંત પડતી હતી. તેનું વ્યાકુળ મન બોલી ઉઠયું, "અહા ! અહિં કેવી અપૂર્વ શાન્તિ ? જગતમાં કેટલી અશાન્તિ ? જગત અંધકારમાં ડુબે છે. આ સ્થળે તેમાંનું કંઇ નથી. જગતનાં મનુષ્યો ! આ એકાન્ત સ્થળે આવો, આ સ્થળેથી તમને ઘણું જાણવાનું મળી આવશે. શામાટે દુઃખી થાવ છો ?

અહા ! આ વારીધારાથી પણ કેવો અમૂલ્ય ઉપદેશ મળી શકે એમ છે ? ભગવાનની અદ્ભુત રચના આ બ્રહ્માંડ–જગતમાં ઓત–પ્રોત–ભાવે સુપ્રસિદ્ધ છે. સામાન્ય રજકણથી માંડીને સૂર્ય–ચંદ્ર–નક્ષત્ર આદિ સર્વમાં પ્રભુનાં અનંત જ્ઞાન–કરૂણા અને મહિમા ગંભીર અવાજે ગાજી ઉઠે છે. જગતનાં મનુષ્યો માયાના અંધારપટ નીચે ઢંકાવાથી પ્રભુના મહિમાનું રૂડું સંગીત ક્યાંથી સાંભળી શકે?

પણ સંસારના કૃત્રિમ કોલાહલથી દૂર આવીને થોડા વખતને વાસ્તે પ્રકૃતિના ખોળે આશ્રય લેવાથી. તે અપૂર્વ ગીત મનુષ્યોના હૃદયના અંતઃ સ્થળે ધ્વનિત થયાં કરે છે. અને ત્યારેજ મનુષ્યો જીવનનું યથાર્થ લક્ષ્ય સમજવાને શક્તિમાન થાય છે. માણસો તે લક્ષ્યથી ભ્રષ્ટથઇને બહુ દૂર ચાલ્યા જાય છે, તેથી ઘણા દુઃખી પણ થાય છે. સૂરબાળા ! આ ધોધ અને તેના ઉન્મત્ત સંગિત વડે આપણને તે

લક્ષ્ય-ભૂલની વાત સ્મરણ કરાવી દે છે, એ કારણને લીધે આપણા બેઉના આત્માના ગંભિરતમ પ્રદેશમાંથી આજે એક હાહાકાર ધ્વનિ ઉભો થાય છે. ખરૂં જોતાં આ ધોધે આજે આપણા એક શિક્ષા-ગુરૂનું પદ ગ્રહણ કર્યું છે. આ જગતમાં કોઇ પણ વસ્તુ નકામી નથી. એક ક્ષુદ્ર ઘાસના તૃણમાં જે અનંત જ્ઞાન છૂપાઈ રહ્યું છે તે સર્વ શ્રેષ્ટ તત્વજ્ઞ અને જ્ઞાનીઓના ગ્રંથમાં પણ જોઇ શકાતું નથી. જનનિ પ્રકૃતિ આ અમૂલ્ય જ્ઞાનભંડારની અધિષ્ટાતા છે, તેના ખોળામાં આશ્રય લેવાથી તેની કરૂણાને વશ થવાથી આપણને તેના ભંડારનું અપૂર્વ ઔદાર્ય બતાવીને એકદમ સ્તબ્ધ કરી દેછે.

અહા ! કેવું આશ્ચર્ય ! ઉંચે આકાશમાં, આ પ્રચંડ વારી ધોધના જળમાં, વાયુના ઉચ્છ્વાસમાં વૃક્ષ પત્રોના ખડખડ ધ્વનિમાં શાન્ત અરણ્યમાં, ગંભીર પર્વત અને સામાન્ય રજકણમાં, પ્રકૃતિ સર્વદા જે મહાદેવ અને મહાવાકય ઉચ્ચારણ કર્યા કરે છે, તે જેને કર્ણ છે તે સાંભળી શકે છે. આજે આ ધોધના ઉન્મત્ત સંગિતથી પ્રકૃતિ દેવીની સામાન્ય વાણી સાંભળીને મારી ભગિની મહાન વિચારસાગરમાં ડુબી ગઈ છે. સૂરબાળા ! પ્રકૃતિદેવીની યથાર્થ સેવિકા થવાથી તું કેવા અપૂર્વ આનંદ અને સૌન્દર્ય સાગરમાં નિમગ્ન થઇ છે તેનું વર્ણન કરી શકાતું નથી.

હું તો આશિષ આપું છું કે તારૂં મંગળ થાય અને તું પ્રકૃતિ દેવીની ઉપાસના કરીને યથાર્થ રૂપે અમૃતત્વ લાભ મેળવવાને અધિ-કારિણી અને શક્તિશાલિની થા અને યથાર્થ આદર્શ મહિલાના નામથી ઓળખાવાને યોગ્ય થાઓ." આટલું આત્મગત્ બોલી કુમુદકાન્ત શાન્ત રહ્યો.

સૂરબાળાએ ભાઈના સામે હસ્તાવદને નિહાળી પૂછ્યું, "કુમુદ ! શું વિચારમાળા ચાલી રહી છે ?"

"ભગવાનની અને આપણા ભારતવર્ષની માળા કેટલીક વાર ચાલી, પણ અંતમાં આ ધોધના ઉપદેશથી કંઇક શાન્તિ મેળવી

તને આશિષ દીધી."

"શું તેં મને આશિષ આપી?" સૂરબાળાએ પૂછ્યું.

"હા."

"શું આશિષ ઉચ્ચારી?"

"તારા કલ્યાણની અને તારી ઇચ્છા પૂર્ણ થવાની."

સૂરબાળા કંઈ બોલી નહિ પણ ફક્ત હસી. આ પછી પુનઃ તેણે પૂછ્યું. "ભાઈ! આપણે ઋષીગુફા તરફ જઇશું?"

"શું કરવા!"

"જો યોગેન્દ્રનો મેળાપ થાય તો આપણે જાણી લઈએ કે આપણે હવે શું કરવું?"

"મનુષ્યે જગતમાં આવી સત્ય કર્તવ્ય કરવાનું છે. યોગેન્દ્ર પણ તેજ કહેશે, છતાં તારી મરજી હોય તો ચાલો આપણે ત્યાં જઇએ." કહી કુમુદકાન્તે આગળ ચાલવા માંડ્યું. સૂરબાળા તેની પાછળ પાછળ જવા લાગી. ભાઈબ્હેન ધીમે પગલે પ્હાડ પર ચઢવા લાગ્યાં.

---

૩

## દૈવી વાતો કે જ્ઞાનામૃત?

કુમુદકાન્ત અને સૂરબાળા આસપાસની રમ્યલીલા અવલોકતાં આગળ ચાલ્યાં જતા હતાં. થોડેક સુધી પ્હાડ પર ચઢ્યા પછી પુનઃ પાછાં નીચે ઉતર્યાં. માર્ગ નાના મોટા અસંખ્ય પત્થરોથી છવાએલો હતો, કોઈ કોઇ પત્થર પર્વતના અંગમાં દ્રઢભાવે વળગી રહ્યા હતા અને કોઇ કોઇ એકદમ અળગા રહી ગયા હતા. આ બધા પત્થરો ઉપર સાવધાનતાથી પગ મૂકીને ધીરે ધીરે પર્વત પર ચ્હડવું પડે અને કોઇ પણ રીતે પદ સ્ખલિત થાય કિંવા કોઇ પણ પ્રકારે વિખુટા પડેલા પત્થરના કકડા પદભારથી અચાનક ખસી જાય તો પર્વત

પર ચ્હડનારને વિપમવિપદ્ થવાનો ભય પળે પળે રહેતો હતો. કુમુદે સૂરબાળાને સાવધાન કરીને આગળ ચાલવા માંડ્યું. સૂરબાળાએ પણ પોતાના ભાઇએ કરેલી સૂચનાનું વિસર્જન નહિ કરતાં યથાયોગ્ય ધ્યાન આપીને કુમુદની સાથે ચાલવા માંડ્યું. પહેલાં કેટલેક દૂર સુધી આરોહણ કરતાં બન્નેને લગીર પણ કષ્ટનો અનુભવ થયો નહિ, પરંતુ અલ્પ ક્ષણ પછી સુકુમારી સૂરબાળા શ્રમિત થઇ ગઇ. વસંતનો વાયુ સ્પર્શીત થતાં પણ સૂરબાળાના કપાળ ઉપર પ્રસ્વેદનાં બિંદુઓ નજરે પડવા લાગ્યાં. અંતે બાળાએ ચાલી નહિ શકવાથી ભાઇને કહ્યું. " ભાઈ ! જરા થોભો. હું આ સ્થળે જરા વિશ્રાંતિ લેવા ઇચ્છું છું. " એમ કહીને સૂરબાળા એક મોટા પત્થર પર બેસી ગઇ. કુમુદકાન્ત પણ ચાલવાનું બંધ કરી બ્હેનની પાસે બેઠો અને તેના લાલ થએલા મુખમંડળ તરફ જોઇને બોલ્યો, " બ્હેન ! પર્વત આરોહણ કરતાં નિશ્ચય તમને કષ્ટ થતું હશે ! હવે જો આગળ વધવાની ઇચ્છા ન હોય તો ચાલો, આસ્તે આસ્તે નિચે ઉતરીએ ? " સૂરબાળાએ કહ્યું, " ભાઇ ! આપણે જ્યાં જવાનો નિશ્ચય કરીને નીકળ્યાં છીએ, ત્યાં ગમે તે પ્રકારે જવુંજ જોઇએ. "

પાર્વત્યપંથ પર્વતની તળેટી પર્યંત સીધો વિસ્તૃત હતો, પરંતુ ત્યાંથી તળેટીનું ઝરણ, પાણીનો ધોધ ચારે બાજુએ આવી રહેલી મ્હોટી વૃક્ષરાજી અથવા તેઓની ઉંચાઈ વગેરે કાંઇ પણ દષ્ટિગોચર થતું નહોતું. મધ્યે મધ્યે પક્ષીઓનો એક પ્રકારનો અસ્પષ્ટ કલ-રવ તેઓના કર્ણમાં પ્રવેશ કરતો છતાં પણ તે અવાજ એટલો બધો મંદ આવતો હતો કે પક્ષીઓનો તે કલરવ છે એમ જાણી શકાતું નહોતું. સામે દૂર રહેલા કુદરતી દેખાવો એક મનોહર ચિત્રપટ માફક જણાતા હતા. વિસ્તૃત અરણ્ય નાનાં વૃક્ષોથી સુશોભિત ઉદ્યાનની માફક દેખાતું હતું.

પર્વતની નદીઓ અજગરની માફક વક્રભાવે લાંબી જણાતી હતી. મોટા માર્ગ એક પ્રકારની સુક્ષ્મ રેખાની માફક જણાતો હતો

અને તે માર્ગે થઇને જે માણસો પશુઓ જાનવરો અને વાહનો જતાં આવતાં જણાતાં હતાં, તે બધાં બાલક અને બાલિકાના રમવાનાં રમકડાંનાં પુતળાં જેવાં જણાતાં હતાં. સૂરબાળા આ બધું વિચિત્ર દૃશ્ય જોતાં જોતાં અચાનક હસી પડી. કુમુદકાન્તે બ્હેનને હસતી જોઈ કારણ ન સમજી શકાવાથી વિસ્મયતા પૂર્વક તેના મુખ પ્રતિ જોઇ હસવાનું કારણ પૂછ્યું.

સૂરબાળાએ હસતાં હસતાં કહ્યું, "ભાઈ! મનુષ્યો કેવાં તુચ્છ અને તિરસ્કારને પાત્ર છે? તેઓ અન્ન, ધન અને વિદ્યાવૃદ્ધિના ગર્વથી બીજા માણસોને કેટલા તિરસ્કારની નજરે જુએ છે! માણસ માણસના ઉપર કેટલો અત્યાચાર અને પીડા કરે છે? પરંતુ આમ દૂર જુઓ કે માણસોનું સ્વરૂપ કેવું દેખાય છે? જાણે બાલિકાઓને રમવાની ઢીંગલીઓ. આ ક્ષુદ્ર અને તુચ્છ માણસ શું પરમેશ્વરના બનાવેલા આ વિશાળ જગતની ગણત્રીમાં આવી શકે ખરા? દેવતાની નજરે માણસો સામાન્ય કીટ માત્ર છે. જુઓ એવા કીટોમાં પણ માન છે, અભિમાન અહંકાર છે, ક્રોધ છે, દ્વેષ છે, હિંસા અને નાહકનો આવેશ પણ છે. ભાઇ! આજે આ વિષય ઉપર જ્યાં સુધી હું વિચાર કરૂં છું, ત્યાં સુધી મને હસવું આવે છે. મને ઘણીજ ઇચ્છા થાય છે કે જો માણસ એકવાર આ સ્થળે આવીને તેની આકૃતિ જોઇ જાય તો તેનું અભિમાન જરૂર ચૂર્ણ થાય."

કુમુદકાન્તે બ્હેનનું બોલવું સાંભળીને પ્રસન્ન ગંભીર વદને કહ્યું:—"બ્હેન! તમે ખરૂં કહો છે. આ વિશાળ બ્રહ્માંડ મધ્યે આપણે કેટલાં બધાં હલકાં છીએ તે વિચાર કરી જોતાં સંસારમાંનાં અર્ધાં પાપ–તાપ નષ્ટ થઈ જાય છે. આજે પર્વતની આવી ઉચ્ચતા જોઇને માણસની ક્ષુદ્રતા યાદ કરી તમારા મનમાં જેમ ભાવોનો ઉદય થાય છે તેમ મ્હારા મનમાં પણ એક વખત રાત્રે બરોબર એવાજ ગંભીર ભાવોનો ઉદય થયો હતો. હું તે રાત્રિની વાત હજી સુધી ભુલી શક્યો નથી. તમારી વાત સાંભળી મ્હારા મનની તે

વાત તમને જણાવ્યા વિના રહી શકાતું નથી. સાંભળો, એક વખત રાત્રે જ્યોત્સ્નાના પ્રકાશમાં આ પર્વત આવોજ મનોહર દેખાતો હતો. હું તેના ઉચ્ચ શિખર ઉપર ચ્હડવાની લાલસા રોકી શક્યો નહિ. પર્વતની તેવી ગંભીર શાન્ત મૂર્તિ આજ પર્યંત મેં કદી જોઇ નથી. મને બહુજ આનંદ થવા લાગ્યો. હું ધીમે ધીમે ઉચ્ચ ભાગ પર ચઢવા મંડયો, ચઢતાં ચઢતાં હું તેના એક શિખર પર જઈ પહોંચ્યો. ત્યાંથી મ્હેં જે પૃથ્વિની અપૂર્વ શોભા નિહાળી તે શોભા હું માનું છું કે કોઇપણ માણસ પોતે ન જુએ ત્યાં સુધી સમજી શકે નહિ. તે ઉચ્ચ શિખરપરથી ભૂતળની કોઈપણ વસ્તુ સારી રીતે દેખાતી નહોતી. જે કાંઇ જોવામાં આવતું હતું તે બધું ચંદ્રના પ્રકાશથી જાણે મિથ્યા અને સ્વપ્નમય હોય એમ જણાતું હતું. પર્વત શિખરપરથી જે બાજુ દ્રષ્ટિ ફેંકતો તે બાજુ ધવલ જ્યોત્સ્ના અને સ્વપ્નમય રાજ્ય જોવામાં આવતું હોય એમ ભાસવા લાગ્યું. હું જાણે અચાનક ખળભળાટમયી પૃથ્વિ પરિત્યાગ કરીને કોઇ એક નવિન રાજ્યમાં આવી પહોંચ્યો છું એમ લાગવા માંડયું. અને આ પર્વતનું શિખર સ્વર્ગના દેવતાઓની વિહાર ભૂમિ હોય એમ મને સ્પષ્ટ ભાસ થવા લાગ્યો. વળી મને અહિં આવવાનો જરી પણ અધિકાર ન હોય તેમ તે મનોહર રાત્રે ઉંચા પર્વત શિખરોપર વ્યાપેલી નિઃસ્તબ્ધતાથી જણાતું હતુ. મ્હારા અનાધિકાર પ્રવેશે દેવતાઓ અચાનક રમત ગમત બંધ કરી થોભીને ચારે બાજુએથી મારા પ્રતિ તિરસ્કાર સૂચક દૃષ્ટિ ફેંકી રહ્યા. મહાત્માની પાસે જેમ પાપાત્મા તેવી રીતે હું પોતાને ધિક્કાર પાત્ર સમજવા લાગ્યો. હું વિચારતો હતો કે હું શું એટલો બધો અધમ અને હલકો છું કે એવી નિરવ રાત્રે પર્વત શ્રૃંગ પર રહીને આ બધી જડતાહીન શોભાનાં દર્શન કરવાને યોગ્ય નથી? અચાનક વરસાદની એક વાદળીએ આવીને ચંદ્ર મંડળને ઢાંકી દીધું અને તરતજ જ્યોત્સ્ના પ્રભાવ ઝાંખી પડી જઇને તે રાત્રિની શોભામાં અદ્‌ભુત ફેરફાર થઇ ગયો. ઝાંખા દેખાવો વિશેષ ઝાંખા

જોવામાં આવ્યા. સ્થળે સ્થળે ગાઢ અંધકાર વ્યાપી જવાથી ભયંકર દેખાવ જણાવા લાગ્યો અને દૂર—બહુ દૂર તે વિસ્તૃત તામસી વાદળીઓની છાયાના છેડામાં એક શુભ જ્યોત્સ્ના રેખા જાણે નિષ્ફળ આશા જેવી મ્લાન મુખે હાસ્ય કરતી મ્હારી નજર સામેથી પસાર થઇ. જોકે મારા મુખેથી તે દેખાવનું વર્ણન કરી શકવાને હું અસમર્થ છું. મનમાં એક પ્રકારના ભયનો સંચાર પણ થવા લાગ્યો. ક્ષણે ક્ષણે મનમાં એમ થવા લાગ્યું કે આ ભિપણુ પર્વત શ્રૃંગપરથી ઉતરીને ઘેર નાશી જાઉં અને પ્રકૃતિ દેવીની એવી બિહામણી વિકટ રાત્રિ લીલાથી દૂર રહું. એવામા અચાનક મનમાં થઇ આવ્યું કે હું ભગવાનના ખોળામાંજ બેસી રહ્યો છું, જેથી મારે કંઈ પણ ભય રાખવો જરૂરનો નથી. બસ તેજ ઘડીએ હૃદયમાં સાહસ આવી વસ્યું. અને હું આનંદ ચિત્તે પ્રભુની મંગળમય મૂર્તિનું ધ્યાન ધરવા મંડયો. ક્યાં સુધી હું ત્યાં બેસી રહ્યો તે કહી શકતો નથી પરંતુ જ્યારે આંખ્યો ઉઘાડીને જોયું તો મસ્તક ઉપર ધવલ જ્યોતિ ચંદ્ર અને પૃથ્વી જ્યોત્સ્નાના કિરણથી હાસ્યમયિ થઈ રહી છે. આકાશ સામે જોયું તો હજારો તારાઓ ચંદ્રમાના પ્રકાશમાં ઝમઝગી રહ્યા છે. મને વિચાર આવ્યો કે આ અગણુત તારાઓ તે કોણ હશે ? સાંભળ્યું છે કે તેઓ દરેક આ પૃથ્વી કરતાં સો ઘણા મોટા છે ! એવા અસંખ્ય ગ્રહ નક્ષત્રો નભમંડળમાં નિરંતર ફર્યાજ કરે છે. કોટિ કોટિ ગ્રહ નક્ષત્રવાળું બ્રહ્માંડ કેટલું મોટું છે તેની ધારણા કોણ કરી શકે ? શું એનો અંત હશે ? બ્રહ્માંડના કર્તાની મનમાં યોગ્ય ધારણા કરવી, એ શું માનવીઓથી બની શકે તેમ છે ? અફસોસ ! આ વિશાળ બ્રહ્માંડ મધ્યે માણસોની શી વિશાત છે ? બ્રહ્માંડની તુલનામાં આ પૃથ્વી એક રજકણ જેવી છે. તે રજકણ મધ્યે વળી કેટલા કેટલા ખંડો, દેશો સાગરો, વિશાળ સરિતાઓ અને કેટલાં નગરો, ગામો, પર્વતો, અરણ્યો, વૃક્ષો, નદીઓ વગેરે વિદ્યમાન છે. વળી

તેમાંના ન્હાનાંથી ન્હાનાં અને ગણત્રી રહિત જીવ હું પણ છું. અરેરે, આ વિશાળ બ્રહ્માંડમાં મારૂં શું અસ્તિત્વ છે? મારી આટલી મમતા શા માટે? મન અને અભિમાન શા માટે? અહંવૃત્તિ શા માટે? આવી રીતે વિચાર કરતાં મ્હારૂં હૃદય સહસા દ્રવિત-થઇ રહ્યું. બ્હેન! તને શું કહું? તે નિરવ રાત્રે તે પર્વત શ્રૃંગ પર બેઠે બેઠે હું રૂદન કરવા લાગ્યો." આટલું કહીને કુમુદકાન્ત શાન્ત રહ્યો અને આંખ્યોમાં ઉભરાએલાં અશ્રુઓથી તેના ઉભય ગાલો પ્લાવિત થવા લાગ્યા. ભાઇના વચનોથી ભાવમયિ સૂરબાળાનું હૃદય આઘાતિત થયું, તેથી તે પણ અશ્રુને રોકી શકી નહિં.

થોડીવાર પછી સૂરબાળાએ કહેવા માંડયું, "ભાઇ! આ વિશાળ બ્રહ્માંડમાં આપણે ક્ષુદ્ર અને ગણત્રી વગરનાં છીએ તેમાં કાંઈ પણ સંદેહ નથી, પરંતુ આશા અને શાન્ત્વનાર્થે માનવું જોઇએ કે મહાશક્તિ રૂપી સાગરમાં બ્રહ્માંડ રૂપિણી આજ અપૂર્વ લીલા થાય છે, તેથી આપણે જુદાં નથી. આપણે ક્ષુદ્ર જળના પરપોટાની માફક તે મહાસાગરમાં કોઈ વખત તરી આવીએ છીએ અને કોઇ વાર ફરી તેમાંજ છુપાઇ જઇએ છીએ. આપણે નિરાશ થવાનું કંઈ પણ કારણ નથી. આપણે અમૃતનાં સંતાન છીએ. ક્ષુદ્ર હોવા છતાં પણ આપણે તે અમૃતત્વ પ્રાપ્ત કરવાને અધીકારી છીએ. પુજ્ય-પાદ મૂક્ત પુરૂષોએ જે માર્ગમાં ગમન કર્યું છે તે માર્ગમાં થઇને આગળ વધવાથી અમૃતત્વ પ્રાપ્ત કરી શકાય છે. હું તે મહાત્માની કથનીઓને હૃદયમાં ધારણ કરીને ઉત્સાહ ધરાવું છું. આ પર્વતની ઉપર જે ઋષિગુફાઓ કહેવાય છે તેમાં પૂર્વકાલમાં અનેક ઋષિ મુનિઓ અને તપસ્વિગણોએ તપસ્યા કરીને અમૃતત્વ પ્રાપ્ત કર્યું છે. એ કારણથી તે રમ્ય સ્થળો મ્હારી દ્રષ્ટિમાં અતિ પવિત્ર જણાય છે. હું તે પવિત્ર ગુફાઓનાં દર્શન કરવા માટે ઘણીજ આતુર થઈ રહી છું."

"ત્યારે હવે આપણે આગળ ચાલીશુ?" કુમુદકાન્તે પૂછ્યું.

"જઇએ છીએ, ઉતાવળનું શું કારણ છે?"

"ગુફાઓ દૂર છે, વળી આપણે પાછાં ફરવાનું છે."

"હજી આખો દિવસ પડ્યો છે. કદાચ રાત્રિ પડશે તો પણ શું ફિકર છે?"

"ફિકર તો કાંઈ નથી; પણ ભીલગણો આપણે માટે ચિંતા કરશે."

સૂરબાળા ઉભી થઈ અને ભાઈની સાથે ચાલી. બન્ને જણાં આગળ વધવા લાગ્યાં. માર્ગમાં ચાલતાં કુમુદકાન્તે કહ્યું. "બ્હેન! આવતી કાલે મારો વિચાર રંગપુર તરફ જવાનો છે."

"શું કામ?" સૂરબાળાએ પૂછ્યું.

"ત્યાંના કેટલાક અજ્ઞાન ભીલલોકો ઘણાંજ દુષ્ટ કર્મો કરે છે. લુંટફાટ ખૂન એ તેમનો નિરંતરનો વ્યવસાય છે. વળી ત્યાં એક ભૈરવીદેવીનું મંદિર આવેલું છે, એ દેવીને દર રવીવારે એ નર પશુઓ કુમારિકાનું બળીદાન આપે છે."

સૂરબાળા કંપી અને વચ્ચેજ બોલી: "શું કુમારિકાનું બળીદાન?"

"હા."

"આ બધી બીના ત્હેં ક્યાંથી જાણી?"

"આપણા ભીલગણો પાસેથી."

"આ અત્યાચાર જરૂર અને જલ્દી અટકાવવો તે આપણું પ્રથમ કર્તવ્ય છે. અરેરે! આજ સુધીમાં કેટલીએ નિર્દોષ કુમારિકાઓ દેવીના બળીદાન રૂપે હોમાઈ ગઇ હશે? ભાઈ! આવતી કાલે રવીવાર છે. આપણે ત્યાં જઇશું અને તે અજ્ઞાન જનોને સત્ય પંથે ચઢાવવાનો પ્રયત્ન કરીશું."

"શું તું પણ સાથે આવીશ?"

"હા."

"કદાચ લડાઈ થશે તો?"

"ભીલોમાં મોટી થએલી તારી બ્હેનને પણ શસ્ત્ર વાપરતાં આવડે છે."

કુમુદ હસીને બોલ્યો, "એમ! પણ હિંસાનું પાપ નહિ લાગે?"

"સત્કાર્યમાં–નિર્દોષના બચાવમાં અધમની હત્યા કરવી ત્યાં પાપ સંભવેજ નહિ. આપણે પ્રથમ તે મૂઢ જનોને સમજાવીશું, વિનવીશું છતાં નહિ સમજે તો છેવટે છેલ્લો પ્રયત્ન આરંભીશું; પરંતુ કુમારિકાનું બળીદાન અને તેમની દસ્યુ વૃત્તિ સદાને માટે ત્યજાવીશું."

"ઠીક, કાલની વાત કાલે."

આવી રીતની વાતો કરતાં ભાઇબ્હેન માર્ગ કાપવા લાગ્યાં.

---

## ૪

## ઋષિ ગુફા તરફ ગમન.

ભાઇ બહેન છેવટે પર્વતની છેક ઉપરની ભૂમિમાં આવી પહોંચ્યાં. તે સ્થળે આવ્યા પછી તેઓ પર્વતની તળેટી, નિકટનાં અરણ્યો, નદી, ગામ આદિ કાંઇપણ જોઇ શકતાં નહોતાં, પણ કેવળ દૂર ચોતરફ લીલાશવાળી, ઝાંખી દૃશ્ય દેખાઓ, અને નાના મોટા અસંખ્ય પર્વતો મેઘમાલાની માફક દૂર દેખાતી ગિરિ શ્રેણીઓ તેઓ જોઇ રહ્યાં. તે પર્વતપરની ભૂમિમાં નિબિડ અરણ્ય નથી અને કોઇકજ સ્થળ સારૂં, સ્વચ્છ અને તથા દીર્ઘ તૃણો વડે સમાચ્છન્ન ઢંકાયલું દેખાય છે. તેની મધ્ય સ્થળમાં એક તળાવ છે. તેનું જળ અત્યંત સ્વચ્છ અને ખીલેલા કમળદલોથી સુશોભિત દેખાય છે. બહુ વિધવિધ જળચર પક્ષીઓ તેમાં ક્રિડા કરી રહ્યાં છે અને તેના કલરવથી પર્વત પ્રદેશ સર્વદા ગાજી ઉઠે છે. આવું અનુપમ રમણીય સ્થાન જોઇ કોને આનંદ ન થાય? પ્રભુનાં દર્શન કરવા ઇચ્છિનારને પ્રયત્ન કરતાં

આવાં અલૌકિક સ્થાનમાંજ પ્રભુનાં દર્શન થાય છે. સૂરબાળા અને કુમુદકાન્તના આંતરીક આનંદનો પાર ન્હોતો. સૂરબાળાએ પ્રફુલ્લવદને ભાઇને પૂછ્યું, "ભાઈ! આંહીથી ઋષિગુફા કેટલે દૂર છે?"

"પણે દૂર સામે જણાતા તળાવની ઉત્તર દિશાએ મ્હોટા વૃક્ષથી ઘેરાયલું પેલું પર્વતશિખર દેખાય છે; તેજ શિખરમાં તે ચોગેન્દ્રની ગુફા છે."

બન્ને પુનઃ આગળ વધ્યાં અને અંતે નિર્ણિત સ્થળે આવી પહોંચ્યાં. તે સ્થળમાં જઇને જોયું તો તે સ્થાન મ્હોટાં વૃક્ષોથી શોભાયમાન જણાતું હતું. પત્થરની સ્વાભાવિક પગથીઓ અનુક્રમે રહેલાઇથી તે શિખર પર ચઢી શકાય એવી હતી. તે શિખર જાણે એક વિસ્તૃત અખંડ પત્થરમાં બનાવેલું હતું. આ પત્થરના અંગમાં કેટલીક નાની નાની ગુફાઓ જોવામાં આવતી હતી. દરેક ગુફાને એકેક દરવાજો હતો. તે જાણે કોઈએ પત્થરને કોરીને એ દરવાજા કોતરી કાઢેલા હોય તેમ માલમ પડતું હતું. ગુફાનું ધાણુ વધારે ઉંચું ન્હોતું પરંતુ એક લાંબો માણુસ તેમાં ઉભો થઈને વગર શ્રમે હરીફરી શકે તેવું હતું. પ્રત્યેક ગુફા બે ત્રણ માણસો રહી શકે તેવી હતી. ભાઇ બ્હેને ગુફાઓમાં જોયું, પરંતુ એકે ગુફામાં કોઈ પણ માણસ જણાયું નહિ. ગુફાના દ્વાર આગળ બેસતાં સામે રહેલા તળાવની અપૂર્વ શોભા દૃષ્ટિગોચર થતી હતી.

સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. સ્વર્ગના નંદનવનનો દેખાવ આ સ્થળેજ પ્રત્યક્ષ હોય એમ ભાસ થતો. કુમુદકાન્ત આ વખતે ઉંડા વિચારમાં હતો. સૂરબાળા આત્મગત્ વિચારતી હતી કે "આ સ્થળમાં કેટલાએ તપસ્વીઓ તપસ્યા કરીને સિદ્ધ થઈ ગયા હશે? તેઓની પવિત્ર સત્તા આ સ્થળે જાણે હજી પણ વ્યાપી રહેલી છે અને આ સ્થળનો નિર્મળ ઇચ્છવા લાયક વાયુ પણ તેઓના બ્રહ્મ-બિનાદથી હજી સુધી ઝણુઝણીત થઇ રહ્યો હોય એમ જણાય છે."

ભાઈ અને બ્હેને એક ગુફા દ્વાર પાસે પડેલા પત્થર પર સ્થાન

લઇને સામે જણાતા તળાવની રમણીય ગંભીર શોભા અવલોકવા માંડી. ચારે બાજુએ વૃક્ષરાજી નિઃસ્તબ્ધ ભાવે સ્થિર જણાતી હતી. કોઇ ઠેકાણે કદલીવન, કોઈ ઠેકાણે મનોહર જંગલ અને કોઈ સ્થળે તો પુષ્પના છોડવાઓ દૃષ્ટિગોચર થતા હતા. થોડીવાર શાન્ત રહીને સુરબાળાએ ભાઇને કહ્યું: "ભાઈ! મને તો સંસાર ત્યાગીને આ સ્થળમાંજ રહેવાની ઇચ્છા થાય છે. મ્હારી એવી ઇચ્છા છે કે આ ગુફામાં નિરંતર નિવાસ કરી નિર્મળ સરોવરનું સ્વચ્છ જળપાન કર્યા કરૂં અને આ શિખરપરના સુસ્વાદિષ્ટ ફળમૂળ ભક્ષણ કરીને અવશેષ જીવનનો ભાગ વ્યતિત કરૂં. સંસારના અસાર કોલાહલમાં ફરીથી ભળી જવા મારી ઇચ્છા નથી. ધન માન વગેરે આપણને ઇચ્છિત અમૃત્વ પ્રાપ્ત કરવામાં સહાયક થશે નહિ. આપણે થોડા દિવસ માટે સંસારમાં આવ્યાં છીએ અને પછી કયાંય ચાલ્યા જઇશું તે સમજી શકાતું નથી. માટે એટલા સમયની અંદર જીવને ધર્મ માર્ગે ચલાવવાને પ્રયત્ન કરવો તે શું યોગ્ય કર્તવ્ય નથી?"

કુમુદકાન્તે સહાસ્ય વદને કહ્યું. "બ્હેન! જે તમે કહો છો તે સત્ય છે, પરંતુ સંસાર પરિત્યાગ કરીને શાન્ત ભાવે આ ગુફામાં બેસી રહેવું એ મ્હારો મત નથી. સંસાર કોલાહલપૂર્ણ છે તે હું સમજું છું, પરંતુ જેમણે આ રમણીય સ્થાન ઉત્પન્ન કર્યું છે, તેણેજ સંસારને પણ રચેલો છે. તમેજ વિચાર કરો કે આ અસાર કોલાહલપૂર્ણ સંસારનેજ સ્વર્ગ તુલ્ય બનાવવા વાસ્તે કેટલા કેટલા મહાત્માઓ ઉત્પન્ન થઈ ગયા છે અને તેમણે સંસારના ઉદ્ધારાર્થે પોતાના પ્રાણને પણ ત્યાગી દીધેલાના અનેક દાખલાઓ પુસ્તકોનાં પૃષ્ટપર સુવર્ણ અક્ષરે સુશોભિત થઈ રહ્યા છે. સાંભળો, જેમ હું એકલો સ્વાદિષ્ટ વસ્તુઓ ખાઉં અને તમે કદણુ અને કડવી વસ્તુઓ જમો એ વ્યાજબી નથી, પણ મને જે વસ્તુ પ્રિય લાગે, તેનો ભાગ તમને મારે અવશ્ય આપવોજ જોઇએ. મારે અને તમારે આ એકજ દૃષ્ટાંતથી સમજવું જોઇએ. કોઈ કોઈ વખતે આ ઉપરની ભૂમિમાં આવીને હું

અત્યંત આનંદિત થયો હતો કે જેથી તમને પણ તેનો ભાગ આપ્યા વગર હું રહી શક્યો નહિ તેમ રહી શકું નહિ. બ્હેન! માણસોની પ્રકૃતિ તો મેં પ્રથમ કહી હતી તેવીજ છે. આપણે ક્ષુદ્ર માનવ છીએ. આ જગત પણ આપણા હૃદય જેવું અતિ સાંકડું છે. આપણે ફક્ત આપણા પોતાનાં સ્વજન સ્નેહિઓનેજ પોતાનાં ધારીએ છીએ. પરંતુ જે મહાત્માઓ મોટા મનવાળા અને મોટા ગુણવાળા છે તેઓ તો એવા સાંકડા હૃદયને ઉલ્લંઘીને સમગ્ર સંસારને પોતાનો માની લે છે અને આ સંસારના સર્વ જીવોના મંગલ સાધનાર્થેજ પ્રાણ સુદ્ધાંત પણ સમર્પણ કરે છે. પૂર્વના મહર્ષિગણો પણ એમજ કરતા હતા. તેઓ મહારણ્યની નિર્જનતા મધ્યે તપસ્યા કરીને જે અમૂલ્ય તત્વજ્ઞાન પ્રાપ્ત કરતા હતા, તે જ્ઞાનના પ્રચારથી સમાજના કલ્યાણ સાથે ફરીથી જનસમાજમાં આવતા હતા. તેઓ પહેલાં આત્મહિત સાધીને પછી જગતનું હિત કરવા માટે જીવન ઉત્સર્ગ કરતા હતા.

મહર્ષિઓ જડભરતની માફક કદીપણ નિશ્ચેષ્ટ પડી રહેતા ન્હોતા પરંતુ યથાર્થ કર્મવીર બનતા અને રહેતા. બ્હેન! આર્યજાતિમાં હજી પણ જે કાંઇ શ્રેષ્ટતા અને પવિત્રતા રહેલી છે તે બધી તેમના પૂણ્યનું જ ફળ છે. તેઓ કર્મ જીવનનું તાદશ્ય ફળ સ્વરૂપજ હતા. જો કે આજે તે તપસ્યા નથી, તેમ તે કર્મ પણ નથી, ને તેઓનાં જેવો આત્મ ત્યાગ પણ નથી, અને તેથીજ દેશની આવી દુર્ગતિ થઇ છે." આટલું બોલી કુમુદકાન્ત થોડીકવાર મૌન રહી પુનઃ આગળ કહેવા લાગ્યો, "સુરબાળા! સંસાર ત્યાગ કરવો એ મ્હારી સમજ પ્રમાણે ઉચિત નથી. અલબત્ત આટલું નિઃસંદેહ કબુલ કરવું પડે છે કે આ અસાર સંસારના પ્રપંચમાં ડુબી જઇને આપણે કર્તવ્ય ભ્રષ્ટ થવું જોઇએ નહિ. બ્હેન! તમારા કહેવા પ્રમાણે આત્મચિંતવન અને કદી કદી તપસ્યા કરવી એ બધાને વાસ્તે હિતકારક છે અરે પણ આપણું હૃદય જ્યારે રસહીન થતું જાય ત્યારે પ્રકૃતિનાં

એકાન્ત ખોળે જરીવાર વાસ કરવાથી ફરી તે હૃદય રસ યુક્ત થઈ આવે છે. વિશેષ કહું તો આ નિર્જીવ દેહ ફરીથી નવજીવનતાને પ્રાપ્ત થાય છે અને હૃદયમાં પણ ફરીથી નવિન શક્તિ, તથા નવિન ઉત્સાહનો સંચાર થાય છે. પર્વતની ઉપર આ તળાવને તેની નીચે ઝરણું. અને હું ભૂલતો નહોઉં તો તે પ્રચંડ ધોધની અવિશ્રાન્ત ધારાપાતથીજ તમારા મનમાં કર્મ જીવનનું સુંદર દષ્ટાંત તરી આવ્યું છે. પરંતુ વિચાર કરીને તમે જોયું હશે કે તે અવિશ્રાંત જળ ધોધનું મૂળ ક્યાં છે ? બ્હેન ! તમે જાણો છો કે આ તળાવજ તે ઝરણાના વારિપાતનું મૂળ છે. જુઓ એ નિર્મળ વિશાળ તળાવ આ શિખર ઉપર સ્વચ્છ સલિલવાળું પોતાનું વિશાળ હૃદય પ્રસારીને કેવો અમૂલ્ય ઉપદેશ આપી રહ્યું છે ? અને તે પર્વત નીચે ધોધના મુખની અવિશ્રાન્ત ધારાથી તે વારિ કેમ પ્રવાહિત થાય છે ? તે વારિ ધારાથી કેટલા તપેલા જીવો શીતળતાને પ્રાપ્ત કરે છે ? અને તે વારિ ધારામાં સ્નાન કરીને પછી કેટલા દેહો ઠંડા થાય છે ? વળી તે વારિના સિંચનથી કેટલાં સ્થળોએ નંદન વનનું રૂપ ધારણ કર્યું છે ? બ્હેન ! મનુષ્યોનાં કર્મ—જીવન પણ તેવાંજ થવાં જોઇએ. માણસે પહેલાં એકાન્તમાં બેસી તપસ્યા કરીને પોતાનું જીવન ઉન્નત કરવું જોઇએ અને પછી પર્વતની તળેટીમાં વહેતા ઝરાની માફક કર્મક્ષેત્રમાં વિચરીને સદૈવ સંસારના કલ્યાણ સાધનાર્થે તૈયાર રહેવું એ યોગ્ય છે. બ્હેન ! સંસાર ત્યાગવા લાયક નથી. મ્હારી ક્ષુદ્રમતિ પ્રમાણે આ પર્વતમાં એકાન્ત સ્થળે રહેલા તળાવનું જળ જેમ પર્વતની તળેટીના મૂળે જઇ ઝરા અગર સરિતા રૂપે વહન કરે છે, તેમ માણસનું જીવન પણ પ્રાથમિક ઉન્નતિ પ્રાપ્ત કર્યા પછી પરહિતાર્થે સંસારના મયદાનમાં વિચરી જગતની સેવા કરવા માટે હોવું જોઇએ. **જન સેવા એ સાક્ષાત પ્રભુ સેવા છે.** જન સેવાથીજ કાયા અને આત્માનું કલ્યાણ થાય છે ! !"

કુમુદકાન્તનું બોલવું ધ્યાન પૂર્વક શ્રવણ કરી સૂરબાળા વિચાર-

વશ વદને બોલી, " ભાઇ ! તારૂં કહેવું જો કે યથાર્થ છે, પણ જેવું જોઇએ તેવું આત્મચિંતવન સંસારમાં પડયા રહેવાથી થતું નથી. પ્રભુને મેળવવાને માટે તો એકાંત ગુફાવાસનીજ જરૂર છે."

કુમુદકાન્તે ગંભીર અવાજે કહ્યું, "સંસારમાં રહી જે પ્રભુને મેળવે છે તે શ્રેષ્ટ છે. ભગવાન પણ કહે છે કે જે જગતમાં રહી મારૂં ચિંતવન કરે છે, માયામાં તદ્રુપ થતાં નથી અને નિરંતર જનકલ્યાણ કરે છે–ઇચ્છે છે તેવાં ભાગ્યવાન જીવાત્માઓને ધન્ય છે."

સુરબાળા થોડીવાર વિચારમાં રહી બોલી, " ભાઈ ! મારૂં મન માની શકતું નથી. મન એકાન્ત વાસ ઇચ્છે છે ! આપણે યોગેન્દ્ર મહાત્માને મનની અવસ્થા જણાવીશું અને તે જે કહેશે તે પ્રમાણે જીવન નૌકા હંકારીશું."

" મારા ધારવા પ્રમાણે મહાત્મા પણ એમજ કહેશે કે જગતમાં રહીનેજ આત્મકલ્યાણ સાધો."

" તેમની એવી આજ્ઞા થશે તો તેમ કરીશું. ભાઈ ! ચાલો આપણે તેમની ગુફા તરફ જઇએ." સુરબાળા ઉભી થઈ ભાઇની સાથે યોગેન્દ્રની ગુફા તરફ જવા લાગી. મહાત્માની ગુફા ત્યાંથી થોડેક દૂર આવેલી હતી. બંને ગુફા સમિપ આવ્યાં અને અંદર પ્રવેશી જોયું તો યોગેન્દ્ર ત્યાં જણાયા નહિ. આટલામાં ક્યાંક ફરતા હશે જાણી બંને જણાં આસપાસ ફરી વળ્યાં પણ યોગેન્દ્રનાં દર્શન થયાં નહિ. " શું પ્રભુનાં દર્શન આજે નહિ થાય !" આવા વિચારથી બન્નેનાં મન ઉદાશ થયાં. ભાઈ બ્હેન ગુફા સમિપ બેઠાં, તેમને થોડીક વાર થઇ હશે એટલામાં ગુફાની બાજુમાં આવેલી ઝાડી તરફ કંઈક ખડખડાટ થયો અને તે સાથે નારાયણું નમઃશિવાયના શબ્દોચ્ચાર સંભળાયા. ભાઈ અને બ્હેને ચમકીને એ તરફ જોયું તો તેમની અજબ અજાયબીની અંદર યોગેન્દ્ર મહાત્મા આવતા જણાયા. તેમનો દેખાવ આ વખતે અદ્દભુત હતો. યોગેન્દ્ર શાન્ત ગંભીર વદને પ્રભુ નામનું

રટણ કરતા ચાલ્યા આવતા હતા. હાથમાં કમંડલ પકડેલું હતું. લલાટપર ભષ્મનું લેપન અને કંઠમાં ધારણ કરેલી રૂદ્રાક્ષની માળાથી યોગેન્દ્રની ભવ્યતામાં વિશેષ વૃદ્ધિ થતી હતી. વધારે આશ્ચર્ય જેવું તો એ હતું કે યોગેન્દ્રની જમણી અને ડાબી બાજુએ બે મોટા વનરાજ ચાલતા હતા. ભયંકર દેખાવના વનરાજ આ વખતે શાન્ત ગંભીર જણાતા હતા અને પાળેલાની માફક ચાલતા હતા. સૂરબાળા અને કુમુદકાન્ત ઉભાં થયાં. મહાત્માનાં દર્શન થવાથી તેમને અતિ આનંદ થયો. બન્નેની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાઈ આવ્યાં. મહાત્માની દ્રષ્ટિ તેમના પર પડી. વનરાજે મનુષ્યોને જોઇ ભયાનક ગર્જના કરી. કેશવાળી ઉભી થઈ અને સાથેજ હિંસક આંખ્યો વિક્રાળ બની. તરતજ મહાત્માએ બન્ને વનરાજના શરીરપર હાથ ફેરવી મોટા અવાજે " હરી ૐ " શબ્દનો ઉચ્ચાર કર્યો. બન્ને વનરાજ પ્રથમની માફક શાન્ત બની ગયા. સૂરબાળા અને કુમુદકાન્ત યોગેન્દ્રની નજીક દોડી જઇ ચરણમાં પડયાં. વનરાજ બન્નેની તરફ જોઇ રહ્યા. દેખાવ અદ્દભુત અને આશ્ચર્યકારક બની રહ્યો.



## ૫

## રસ ભરી ચર્ચા.

યોગેન્દ્રની આંખ્યો વિલક્ષણ તેજથી પ્રકાશવા લાગી. ભાઈ બ્હેનને સ્વહસ્તે ઉભાં કરી બન્નેના માથે હાથ ફેરવ્યો. આ પછી યોગેન્દ્ર ગુફાના દ્વારથી થોડેક દૂર આવેલા એક આસોપાલવના વૃક્ષ તરફ ચાલ્યા. કુમુદ અને સૂરબાળા તેમની પાછળ ગયાં. આસોપાલવના વૃક્ષ નીચે મૃગચર્મ બિછાવી યોગેન્દ્ર સ્થાન લીધું. બન્ને વાઘ યોગેન્દ્રની બન્ને બાજુએ બેસી ગયા. કુમુદ અને સૂરબાળા યોગેન્દ્રની સમિપ બેઠાં થોડીક ક્ષણ શાન્તિમાં વ્યતિત કરી યોગેન્દ્રે કુમુદકાન્તના મુખ સામે જોઈ પૂછયું,

વશ વદને બોલી, "ભાઇ! તારૂં કહેવું જો કે યથાર્થ છે, પણ જેવું જોઇએ તેવું આત્મચિંતવન સંસારમાં પડયા રહેવાથી થતું નથી. પ્રભુને મેળવવાને માટે તો એકાંત ગુફાવાસનીજ જરૂર છે."

કુમુદકાન્તે ગંભીર અવાજે કહ્યું, "સંસારમાં રહી જે પ્રભુને મેળવે છે તે શ્રેષ્ટ છે. ભગવાન પણ કહે છે કે જે જગતમાં રહી મારૂં ચિંતવન કરે છે, માયામાં તદ્રુપ થતાં નથી-અને નિરંતર જનકલ્યાણ કરે છે-ઇચ્છે છે તેવાં ભાગ્યવાન જીવાત્માઓને ધન્ય છે."

સૂરબાળા થોડીવાર વિચારમાં રહી બોલી, "ભાઈ! મારૂં મન માની શકતું નથી. મન એકાન્ત વાસ ઇચ્છે છે! આપણે યોગેન્દ્ર મહાત્માને મનની અવસ્થા જણાવીશું અને તે જે કહેશે તે પ્રમાણે જીવન નૌકા હંકારીશું."

"મારા ધારવા પ્રમાણે મહાત્મા પણ એમજ કહેશે કે જગતમાં રહીનેજ આત્મકલ્યાણ સાધો."

"તેમની એવી આજ્ઞા થશે તો તેમ કરીશું. ભાઈ! ચાલો આપણે તેમની ગુફા તરફ જઇએ." સૂરબાળા ઉભી થઈ ભાઇની સાથે યોગેન્દ્રની ગુફા તરફ જવા લાગી. મહાત્માની ગુફા ત્યાંથી થોડેક દૂર આવેલી હતી. બંને ગુફા સમિપ આવ્યાં અને અંદર પ્રવેશી જોયું તો યોગેન્દ્ર ત્યાં જણાયા નહિ. આટલામાં ક્યાંક ફરતા હશે જાણી બંને જણાં આસપાસ ફરી વળ્યાં પણ યોગેન્દ્રનાં દર્શન થયાં નહિ. "શું પ્રભુનાં દર્શન આજે નહિ થાય!" આવા વિચારથી બન્નેનાં મન ઉદાશ થયાં. ભાઈ બ્હેન ગુફા સમિપ બેઠાં, તેમને થોડીક વાર થઇ હશે એટલામાં ગુફાની બાજુમાં આવેલી ઝાડી તરફ કંઈક ખડખડાટ થયો અને તે સાથે નારાયણ નમઃશિવાયના શબ્દોચ્ચાર સંભળાયા. ભાઈ અને બ્હેને ચમકીને એ તરફ જોયું તો તેમની અજબ અજાયબીની અંદર યોગેન્દ્ર મહાત્મા આવતા જણાયા. તેમનો દેખાવ આ વખતે અદ્દભુત હતો. યોગેન્દ્ર શાન્ત ગંભીર વદને પ્રભુ નામનું

રટણ કરતા ચાલ્યા આવતા હતા. હાથમાં કમંડલ પકડેલું હતું. લલાટપર ભષ્મનું લેપન અને કંઠમાં ધારણ કરેલી રૂદ્રાક્ષની માળાથી યોગેન્દ્રની ભવ્યતામાં વિશેષ વૃદ્ધિ થતી હતી. વધારે આશ્ચર્ય જેવું તો એ હતું કે યોગેન્દ્રની જમણી અને ડાબી બાજુએ બે મોટા વનરાજ ચાલતા હતા. ભયંકર દેખાવના વનરાજ આ વખતે શાન્ત ગંભીર જણાતા હતા અને પાળેલાની માફક ચાલતા હતા. સૂરબાળા અને કુમુદકાન્ત ઉભાં થયાં. મહાત્માનાં દર્શન થવાથી તેમને અતિ આનંદ થયો. બન્નેની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાઈ આવ્યાં. મહાત્માની દ્રષ્ટિ તેમના પર પડી. વનરાજે મનુષ્યોને જોઇ ભયાનક ગર્જના કરી. કેશવાળી ઉભી થઈ અને સાથેજ હિંસક આંખ્યો વિક્રાળ બની. તરતજ મહાત્માએ બન્ને વનરાજના શરીરપર હાથ ફેરવી મોટા અવાજે "હરી ૐ" શબ્દનો ઉચ્ચાર કર્યો. બન્ને વનરાજ પ્રથમની માફક શાન્ત બની ગયા. સૂરબાળા અને કુમુદકાન્ત યોગેન્દ્રની નજીક દોડી જઇ ચરણમાં પડયાં. વનરાજ બન્નેની તરફ જોઇ રહ્યા. દેખાવ અદ્દ્ભુત અને આશ્ચર્યકારક બની રહ્યો.



## ૫

## રસ ભરી ચર્ચા.

યોગેન્દ્રની આંખ્યો વિલક્ષણ તેજથી પ્રકાશવા લાગી. ભાઈ બ્હેનને સ્વહસ્તે ઉભાં કરી બન્નેના માથે હાથ ફેરવ્યો. આ પછી યોગેન્દ્ર ગુફાના દ્વારથી થોડેક દૂર આવેલા એક આસોપાલવના વૃક્ષ તરફ ચાલ્યા. કુમુદ અને સૂરબાળા તેમની પાછળ ગયાં. આસોપાલવના વૃક્ષ નીચે મૃગચર્મ બિછાવી યોગેન્દ્ર સ્થાન લીધું. બન્ને વાઘ યોગેન્દ્રની બન્ને બાજુએ બેસી ગયા. કુમુદ અને સૂરબાળા યોગેન્દ્રની સમિપ બેઠાં. થોડીક ક્ષણ શાન્તિમાં વ્યતિત કરી યોગેન્દ્રે કુમુદકાન્તના મુખ સામે જોઈ પૂછ્યું,

"કુમુદ ! તું ઘણા દિવસે આવ્યો નહિ વારું ?"

"હાજી, પ્રથમ આપને મળ્યા પછી હું બે વખત આ તરફ આવ્યો હતો; પણ આપ મહાનુભાવનાં દર્શન થયાં ન્હોતાં."

યોગેન્દ્રે કહ્યું, "હું પંદરેક દિવસથી આ પર્વતની બીજી બાજુએ આવેલી ગુફામાં ધ્યાન ધરવા ગયો હતો. તમે આજે અહિં આવવાનાં છો એવી મને આજ પ્રાતઃકાળમાંજ ખબર પડી અને તેથી હું ત્યાંથી નીકળી આ સ્થળે આવ્યો."

"આપે અમારાપર અનહદ કૃપા કરી. આપનાં પુણ્યમય દર્શનથી અમે કૃતાર્થ થયાં." સુરબાળાએ કહ્યું.

"બાળકો ! આનંદમાં તો છોને ?" યોગેન્દ્રે ગંભીર મુખે તેમને પૂછ્યું.

"આપની કૃપાથી શરીરે તો સંપૂર્ણ સુખી છીએ, પણ કેટલાક દિવસથી મન અસ્વસ્થ રહ્યા કરે છે." કુમુદકાન્તે જણાવ્યું.

યોગેન્દ્ર આત્મગત હસ્યા અને પછી બોલ્યા. "કુમુદ ! તારો નિત્ય નિયમ શું છે ?"

"પ્રાતઃકાળે ચારવાગે જાગૃત થઇ દંત ધાવન વગેરે કરી લઈ બહાર ફરવા નીકળી પડું છું અને એકાન્ત સ્થળે જઇ શરીરને શ્રમ પહોંચે ત્યાં સુધી વ્યાયામ કરૂં છું. આ પછી નિવાસ સ્થાને આવી પ્રભુ ધ્યાનમાં નિમગ્ન થાઉં છું. આ અરસામાં બ્હેન રસોઈ બનાવી દે છે. અમે સાથે ભોજન કરી મધ્યાન્હ સમય વાંચવામાં વ્યતિત કરીએ છીએ. બાદ સાંજના ઉપદેશાર્થે ભીલ મંડળમાં અમે જઇએ છીએ."

"કોઇ વખતે શહેર તરફ જાવ છો ?"

"ના, હજી સુધી તો ગયાં નથી, પણ હવે પછી જવાનો વિચાર છે. શહેર તરફથી આવનારાં માણસોને અમે મળીએ છીએ અને તેમની પાસેથી નવ નવા સમાચાર જાણીએ છીએ."

"તું છાપું વાંચે છે?"

"કેન્ટોન્ટમેન્ટ તરફ ફરવા જાઉં છું ત્યારે છાપું વાંચું છું."

"નવા સમાચાર કંઈ જાણવામાં આવ્યા છે?"

"હા, કંપની સરકારની સત્તા સબળ થતી જાય છે. નવનવા કાયદાઓ સ્થપાય છે. રેલ્વે વિજળીનો વિસ્તાર વધતો જાય છે. વેપાર વિદેશીઓ હાથ કરતા જાય છે. કેટલાક રાજાઓના અધિકાર લઈ લેવામાં આવ્યા છે. મોટાં રાજ્યો સ્વાહા થઈ ચૂક્યાં છે. હિંદીઓ કંપની સરકારની સેવામાં–ખુશામતમાં સ્વર્ગ સુખ માની રહ્યા છે. આવાં અનેક કારણોથી દેશમાં ચારે તરફ અસંતોષ વ્યાપી રહ્યો છે. આ અસંતોષ કોઇક દિવસ ભયંકર જ્વાળામૂખીની માફક ફાટી નીકળવાનો ભય રહ્યા કરે છે. આને માટે સરકારે સમય સર ચેતવાની જરૂર છે." કુમુદકાન્તે જણાવ્યું.

યોગેન્દ્ર વિચારમાં પડયા. તેમના મુખપર ગંભીરતા પથરાઈ રહી. તેમણે આંખ્યો બંધ કરી અને પછી થોડી વારે આંખ્યો ઉઘાડી પૂછ્યું, "આ સિવાય બીજા કંઇ સમાચાર છે?"

"ના."

યોગેન્દ્ર મૌન રહ્યા. પુનઃ કુમુદકાન્તે પૂછ્યું. "પ્રભુ! પરીણામ શું આવશે?"

યોગેન્દ્ર સહજ હસ્યા અને બોલ્યા, "કુમુદ! પરીણામ તો પ્રભુને હાથ છે, પણ અનુમાન કરતાં એમ જણાય છે કે કંપની સરકારને કાઢવા કેટલાક હિંદીઓ પ્રબળ પ્રયત્નો કરશે, પણ તે લોકોના જડવાદથી, પરસ્પરના કુસંપથી અને ઘોર પાપાચારથી સરકારને વિજય મળશે. અન્તે પક્ષમાંનાં અનેક નિર્દોષ માણસોના પ્રાણ જશે. એ સમય ભારત વર્ષના ઇતિહાસમાં કલંકરૂપે અંકિત થશે. કંપની સરકારના હાથમાંથી સત્તા જશે અને આ દેશમાં અંગ્રેજ સત્તા જામશે. દેવીસ્વરૂપ એક અંગ્રેજબાઈ ન્યાયથી રાજ્ય ચલાવશે. આખા હિંદમાં

તે રાણી માતા કહેવાશે. તેના અમલ દર્મીયાન પ્રજા સંપૂર્ણ સુખી રહેશે અને અંગ્રેજી રાજ્ય અમલનાં ચારે તરફ યશોગાન ગવાશે."

"પછી ?" કુમુદકાન્તે ઉત્સુકતાથી પૂછયું.

"સુખ દુઃખની ઘટમાળ નિરંતર ફર્યા કરે છે, પણ પ્રજાનાં પાપે ભવિષ્યની પ્રજાને ઘણું સહન કરવું પડશે. આખો દેશ ગુલામ બનશે અને સઘળો આધાર અંગ્રેજો પર રહેશે. હિંદુસ્થાન આ વખતે ઘોર નિદ્રામાં પડયો છે. સત્ય ધર્મ ત્યાગી જડવાદના ઘોર અંધકારમાં ડૂબ્યો છે. પરસ્પરના કુસંપથી ચારે તરફ ઘોર અંધકાર છવાયો છે. આ કુસંપના કારણેજ કંપની સરકારને રાજ્ય સત્તા સ્થાપવામાં વિજય પ્રાપ્ત થયો છે. કુમુદ ! ભારતવર્ષની આની આજ સ્થિતિ જો સદા કાયમ રહેશે તો આ ભાગ્યવાન ભારત તદ્દન ભીખારી બની જશે."

"શું અંગ્રેજોદ્વારા ભારતનો ઉદ્ધાર નહિ થઈ શકે ?"

"કુમુદ ! સ્વાર્થ પછીજ પરમાર્થ. અંગ્રેજ અમલ રામરાજ્ય કહેવાશે. પ્રજા સુખ શાન્તિથી રહી શકશે, પણ પોતાની અને પોતાના દેશની ઉન્નતિ કરવાને માટે તો પ્રજાએજ પ્રયત્ન કરવા પડશે. પારકાની પર આધાર રાખનાર માણસ કંઈપણ કાર્ય કરી શકેજ નહિ. ભારતની પ્રજાને હજી ઘણી કસોટીઓમાંથી પસાર થવું પડશે."

"એતો જે બનવાનું હશે તે બનશે. લખ્યા લેખ મિથ્યા થનાર નથી. ભારતીય પ્રજાને કર્મનાં ફળ ભોગવવાંજ પડશે." સુરબાળાએ જણાવ્યું.

"બ્હેન ! હું તો તને કહેવાનું ભૂલી ગયો. આજે અન્યવાતો ચર્ચાઇ. બ્હેન ! તારી મનોસ્થિતિ મહાત્માશ્રીને જણાવ."

સુરબાળા ગંભીર ભાવે કહેવા લાગી.

"હું તો નિરંતર પ્રભુના ધ્યાનમાંજ નિમગ્ન રહું છું. કુમુદની માફક હું સંસારીક બાબતોની વાત પર વિશેષ ધ્યાન આપતી નથી. સંસારમાં સ્વાર્થ—અસત્ય દુઃખ શોક ત્રાસ સિવાય કંઈ નથી. આથી

હું એકાન્ત ગુફામાં નિવાસ કરી પ્રભુના ધ્યાનમાંજ જીવન વ્યતિત કરવાની પ્રબળ ઇચ્છા ધરાવું છું."

"એજ કારણથી તું આજે તારાં ભાઈ સાથે અત્રે આવી છે નહિ વારૂ ?" યોગેન્દ્રે પૂછ્યું.

"હાજી." સૂરબાળાએ પૃથ્વી તરફ દ્રષ્ટિ કરી કહ્યું.

યોગેન્દ્રે સહાસ્ય વદને કુમુદના મુખ તરફ નિહાળી પૂછ્યું, "કહે હવે તારા મનની શી દશા છે ?"

"મારૂં મન હાલમાં ઘણુંજ અસ્વસ્થ રહે છે."

"કારણ ?"

"તેની મને પણ કંઈ બરાબર સમજ પડતી નથી. પરંતુ મનમાં અવનવા તરંગો સમુદ્રનાં મોજાંની માફક ઉછળે છે અને સમાય છે."

"તારૂં મન કઇ તરફ પ્રબળતા ધરાવે છે ? તારી બ્હેનની માફક એકાન્ત નિવાસની ઇચ્છા તો રાખતો નથીને !'

"ના, હું સૂરબાળાના વિચારથી તદ્દન જુદાજ વિચાર ધરાવું છું. મારી માન્યતા તો એવી છે કે એકાન્ત ત્યાગી જગતમાં રહેવું અને જેના બળે સર્વ કાર્ય સિદ્ધ થાય છે તે લક્ષ્મીદેવીની કૃપા સંપાદન કરવી. પ્રભુ જેને પ્રસન્ન છે તેને લક્ષ્મી પણ પ્રસન્ન છે."

"પુરૂષાર્થથી મેળવેલી—મળેલી લક્ષ્મીનો નિરંતર દારિદ્રય નારાયણોના ઉદ્ધારને અર્થે વ્યય કરીશ. જન સમાજને જડવાદમાંથી જગાડી સત્ય જ્ઞાન સ્વમાન અને સ્વદેશાભિમાન સમજાવવા પ્રબળ પ્રયત્ના કરીશ."

"શું આજ તારી પ્રબળ ઇચ્છા છે ને ?"

"હા, મ્હેં ઘણી વખત વાંચ્યું છે–સાંભળ્યું છે કે જન સેવા એજ સ્વયં ઇશ્વરની સેવા છે, વળી નર ધારે તો નારાયણ બની

શકે છે. આ સિદ્ધાંતને હું સફળ કરી જીવનની સાફલ્યતા કરવાને ઇચ્છું છું." કુમુદકાન્તે જણાવી દીધું.

"પણ તું એકલો શું કરી શકીશ ? જગતમાં તારૂં સ્થાન ક્યાં છે ? તારે કોની સ્હાય છે ?" યોગેન્દ્રે શાન્ત મુખમુદ્રાએ પૂછ્યું.

"બાપુ ! આપ અંતરયામી છો, માણસ એકલોજ જન્મે છે અને મરે છે; પણ પ્રભુ હમ્મેશાં સાથેજ છે એવી જે દૃઢ માન્યતા ધરાવે છે, તેણે અન્યની ઇચ્છાની શા માટે જરૂર રાખવી ? ન્હાના બાળક ધ્રુવજીએ ત્રિલોક્યને ડોલાવ્યું હતું. સત્યના સિદ્ધાંતથી પ્રલ્હાદે ભગવાનનું પ્રત્યક્ષ દર્શન કર્યું હતું. હું એજ સત્ય અને પ્રભુની સ્હાયથી મારા દેશની સેવા કરી સકળ જનોમાં ભ્રાત ભાવ ઉત્પન્ન કરીશ."

"પણ આ સમય સત્યનો નથી પણ કળીયુગનો છે. મનુષ્યો સત્યને બદલે સ્વાર્થને ચાહે છે. આથી તું તારા પ્રયત્નમાં ફાવીશ કે કેમ એ શંકા પડતી વાત છે.." સૂરબાળાએ જણાવ્યું.

"બ્હેન ! હું કોઈનું પણ અનિષ્ટ ઇચ્છતો નથી. હું સર્વને આત્મસ્વરૂપે અવલોકું છું. કંપની સરકારના રાજ્યથી દેશને કેટલાક ફાયદા થયા છે એ પણ સમજું છું. પરંતુ મારે સરકારને અને જનસમાજને જણાવવાનું અને સમજાવવાનું કે દુનિયામાં સત્ય એજ ઇશ્વર છે, સત્યને માનો; સત્ય સિવાય સઘળું વૃથા છે. બ્હેન ! આવું કહેવું એ દરેકની ફરજ છે, વળી આપણે તે દિવસે પેપરમાં વાંચ્યું હતું તે યાદ છે કે ?"

"શું ?" સૂરબાળાએ પ્રશ્ન કર્યો.

"રાજાએ પ્રજાનું પુત્રવત્ પાલન કરવું જોઈએ અને પ્રજાએ રાજાની પર પૂર્ણ પ્રેમ રાખવો જોઇએ. પરંતુ એ બધું ક્યારે બને કે જ્યારે બન્નેનાં હૃદય સાફ હોય. રાજાએ અને પ્રજાએ સત્ય માર્ગનું અવલંબન કરી નિડર બનવું જોઇએ. માણસ લોકોનો કે રાજાનો ખોટી રીતે વફાદાર રહી ગુલામ ન બનતાં સત્યનો ગુલામ બનશે તો જરૂર તે સાચી વફાદારી અને

સ્વતંત્રતા ભોગવશે. સત્યને વફાદાર રહેવાથી હમ્મેશાં રાજાને વફાદાર રહી શકાય છે. આથી દરેક માણસોએ સત્યનાજ તાબેદાર વફાદાર અને ગુલામ બનવું જોઇએ. પોતાના રાજા તરફ સાચા રહેવું એ પ્રજાનો પવિત્ર ધર્મ હોવો જોઇએ. રાજ્ય ફરમાનો સત્યનાં ફરમાનોને અનુસરતાં હોય તો તે માન્ય રાખવાં જોઇએ. તેથી રાજ્યને વફાદાર રહી શકાય છે. રાજા સત્યને ચાહનાર—મદદ કરનાર એક મુખ્ય સાધન છે, તેથી એ સાધનને નિરંતર તન મન અને ધનથી સ્હાય અર્પવી એ પ્રજાની પરમ પવિત્ર ફરજ છે—ધર્મ છે. સત્યનું સામ્રાજ્ય સ્થાપવામાં અને તે તરફ વફાદાર રહેવામાં પ્રજાનો ધર્મ સચવાય છે. બ્હેન! ભારતનું ભવિષ્ય બગડતું જાય છે. હું પ્રજાને અને સરકારને વિનવીશ. લોકોની અશાન્તિ દૂર કરાવવા સરકારનો મદદગાર બનીશ અને ભવિષ્યમાં અસંતોષની પ્રચંડ જ્વાળામૂખી ફાટી ન નીકળે તેને માટે તનતોડ પ્રયત્ન કરીશ. સારાં અને સત્ય કાર્યમાં જો કે સંકષ્ટ પડે છે પણ અંતે અવશ્ય વિજય મળે છે."

સૂરબાળાએ યોગેન્દ્ર તરફ જોયું. તેણે એમ વિચાર્યું કે હમણાંજ યોગેન્દ્ર કુમુદના આ કથનને માટે કંઇક કહેશે, પણ તેને તેની અજબ અજાયબીની અંદર માલમ પડયું કે યોગેન્દ્ર આંખ્યો બંધ કરી ધ્યાનસ્થ થયા છે. તેમનું ધ્યાન ભંગ નહિ કરવાનું ઉચિત ધારી સૂરબાળાએ તેના ભાઈ પ્રત્યે કહેવા માંડયું, "કુમુદ! તું જો કે સઘળું સાચું કહે છે, પણ એવી બાબતોથી અલગ રહેવામાંજ આપણું શ્રેય સમાએલું છે. સંસાર કરતાં અહિં આપણે શું ઓછાં સુખી સ્વતંત્ર છીએ? દેશમાં અનેક વિદ્વાનો અને વિચારવાન મનુષ્યો પડેલાં છે. વળી આ સરકારના રાજ્ય સ્થાપનથી પ્રજાને કેટલું બધું સુખ મળ્યું છે એતો વિચારી જો? આ સરકારના આગમન પહેલાં દેશની દશા કેવી હતી? શું ચારે તરફ જુલ્મ અને ત્રાસનું રાજ્ય ન્હોતું? તે વખતે શાન્તિથી નિદ્રા કોણ

લઇ શકતું હતું ? કોની ઈજ્જત આબરૂ જળવાતી હતી ? સર્વત્ર અરાજકતા ન્હોતી વ્યાપેલી ? આ સઘળામાંથી પ્રજાનો ઉદ્ધાર કોણે કર્યો ? મારી માન્યા મુજબતો કંપની સરકારેજ. જો કંપની સરકારે બેદરકારી બતાવી હોત તો આજે આપણા દેશની શોચનિય દશા જરૂર હોત. જે સરકારે પ્રજાનું શુભ કર્યું છે, તેજ પ્રજાનું કલ્યાણ કરશે એવી મારી સંપૂર્ણ ખાત્રી છે."

"બ્હેન ! હું પણ સારી રીતે સમજું છું કે આ સરકારના અનંત ઉપકાર આપણા દેશપર થયા છે પણ પૂર્ણ રીતે વિચારતાં એમ અનુમાન થાય છે કે સરકારના ઉપકાર દેશ પ્રત્યેની દયાથી નહિ; પણ કેવળ તેમના સ્વાર્થને માટે થયા છે. તું કહે છે કે, જો તેઓ આ દેશમાં ન આવ્યા હોત તો દેશની દુર્દશા થાત, પણ હું કહું છું કે તેઓ આ દેશમાં ન આવ્યા હોત, તો આજે તેમને કોઈ ઓળખતું પણ ન હોત. તેમનો પૂર્વનો ઇતિહાસ તપાસો અને પછી વિચારી જુઓ કે કોણ કોનાથી સુખી થયું છે ? કંપની સરકારના રાજ્ય અમલથી ઉપરની શાન્તિ ફેલાઇ છે, પણ આંતરિક અશાન્તિ ઘણી વધી છે. ન્યાયાલયમાં ઇન્સાફ મળે છે, પણ મેળવવા માટે ભારે ખર્ચ કરવો પડે છે. હિંદીઓને ધૃણાની નજરે જોવામાં આવે છે. હિંદીઓનું સ્થાન આજે કયાં છે ?"

"કુમુદ ! હું તને શું કહું ? આવી નકામી વાતમાં ઘણો સમય ગયો; પણ મારે તને કહેવું જોઇએ કે, કંપની સરકારના રાજ્યથી ઉભયને લાભ થયો છે, અને ઉભયના પ્રયત્નથીજ હિંદુસ્થાન પૂર્વવત્ સુખી બનશે. ભાઈ! તારે અને અન્યજનોએ કબુલ કરવુંજ પડશે કે તેમના રાજ્યથી પ્રજાને અનેક સુખમય સાધનો મળ્યાં છે. પૂર્વે હિંદુસ્થાનમાં એવાં સુખ સગવડવાળાં સાધનો કયાં હતાં ? રેલ્વે-વિજળી-ટપાલ-તાર-સ્ટીમર વગેરે શું ઓછાં સુખ દાયક સાધનો છે ? જો સરકારના મનમાં અહિત અને અવિશ્વાસ હોત તો એ સઘળાં સાધનો આ દેશને શા માટે આપત ? હું તો માનું છું કે સરકાર સારી છે અને તે નિરંતર હિંદુનું હિતજ ઇચ્છે છે."

"હું પણ કબુલ કરૂં છું કે પરોપકાર પરાયણ કંપની સરકારે દેશને માટે ઘણું કર્યું છે. અને હજી પણ કરે છે. આને માટે કંપની સરકારના રાજ્યતત્વને હમ્મેશને માટે ધન્યવાદ ઘટે છે. હૃદય પણ હર્ષિત થાય છે. કંપની સરકાર દ્વારા જે મેળવ્યું છે તેથી દેશના વેપાર, શાન્તિનું રાજ્ય, ન્યાયની અદાલતો, કુશળ કાયદા અતિ ઉચ્ચ કેળવણી કે જેથી ભારત નિવાસી જનોનાં મન સતેજ થયાં છે, તે વગેરે સેંકડો ઉન્નતિ માટે ભારતવર્ષને સર્વદા કૃતજ્ઞ રહેવું પડશે. પણ તેનો ઉંડો વિચાર કરતાં મને તો એમજ સમજાય છે કે સરકારે નિઃસ્વાર્થ ભાવે કંઈ પણ કર્યું નથી. જ્યાં સ્વાર્થ રહેલો હોય છે; ત્યાંજ તેઓ આગળ વધીને વાહવા મેળવે છે. વિદ્વાનો અને દેશનું હિત હૃદયે ધરાવનારાઓ પણ હજી હા કરી તેમને ખુશ રાખવાના પ્રયત્નો કરે છે. સરકારને સ્પષ્ટ અને સત્ય જણાવવું એ દરેકની ફરજ છે. બ્હેન ! જો આ પ્રમાણે વધુ ચાલશે તો દેશનું ભવિષ્ય વિચારવા જેવું થઇ પડશે. માણસે જગતમાં જન્મ ધારણ કરીને પોતાનું પ્રથમ કર્તવ્ય કે જે દેશની સેવા છે તે બજાવવાનું છે. આથીજ હું તારા એકાન્ત વાસના વિચારને સંમત નહિ થતાં દેશની સેવા કરવાને ઇચ્છું છું. હું જગતમાં જઇશ અને સત્યનો સિદ્ધાંત સરકાર અને પ્રજા સમક્ષ મૂકીશ. જો મારા કથનમાં સત્ય હશે, તો મારૂં કથન લોકો જરૂર માનશે. બાદ અમે સરકારને પણ નમ્ર વિનંતિ કરી સ્પષ્ટ જણાવીશું કે, તમે અમારા દેશમાં વેપાર કરવાને આવ્યા હતા અને હવે રાજ્ય સાશક બન્યા છો; તો ભલે બન્યા. અમે ઘણાજ ખુશી છીએ. હિંદુસ્થાન દરેકને આશ્રય આપે છે; તો તમને પણ પોતાના ગણશે. જગતનું કલ્યાણ કરવું અને ઇચ્છવું એ હિંદુસ્થાનનો પ્રાચિન ધર્મ છે. હિંદુસ્થાનના પ્રતાપે તમે સુખી થયા છો અને હજી વધુ થશો. તમારૂં રાજ્ય સર્વદા કાયમ રહો, પણ આ સાથે અમારે કહેવાનું એજ કે તમારા હૃદયમાં જે કાંઈ મલીનતા કાયમ રહી હોય; તેનો સદાને માટે

ત્યાગ કરો. કાયદાઓ સત્યને અનુસરી બનાવો. ભારતનાં સંતાનોને નિડર–બહાદુર–સુખી અને સ્વતંત્ર બનાવો. દરેકને તમારાં સગાં ભાઇ બ્હેન માફક ગણો; અમારા નષ્ટ થએલા વેપાર વણજ પૂર્વવત્ ચાલુ કરો. આ પ્રમાણે વર્તવામાં જો બેદરકાર બનશો; નિરંતર સ્વાર્થનેજ વળગી રહેશો અને સત્યથી વિમુખ થશો તો ભવિષ્યમાં વિમાસવું પડશે. અસંતોષનો અગ્નિ પ્રચંડ જ્વાળાઓનું સ્વરૂપ લેશે; તેમાં તમારૂં અને અમારૂં અકલ્યાણ થશે."

"આવું સ્પષ્ટ કહેતાં ત્હારે અને ત્હારા મતને માનનારાઓને સંકટના સાગરમાં ડૂબવું પડશે તો ?" સૂરબાળાએ પૂછ્યું.

"હું સુખ દુઃખને માનતો નથી. મનુષ્ય માત્રની ફરજ છે કે જીવનપર્યંત સત્યનું પાલન કરવું અને અસત્યની સામે થવું, સત્યને છૂપાવવાથીજ દેશનું નિકંદન નીકળી ગયું છે અને દેશનું ભવિષ્ય પણ ભયંકર થતું જાય છે. દેશમાં જડવાદ વધ્યો છે. હાજી હા કરનારાઓના કારણેજ સર્વત્ર અસંતોષ વ્યાપ્યો છે. સરકાર સત્ય સમજે છે. સરકાર ઘણી શાણી છે. તેમનામાં પણ અનેક વિદ્વાન અને વિચારશિલ મનુષ્યો છે. આખા દેશમાં હું સત્યના સેવક તરીકે લોકોને અને સરકારને પ્રભુ રૂપ સત્યનો સ્પષ્ટ સંદેશો જણાવવાને ઇચ્છું છું. આવા શુભ કાર્યમાં કદાચ જો મને સંકટ પડશે તો હું ઘણા આનંદથી સંકટના સાગરમાં ડુબકી મારીશ. અરે કદાચ જો આ નાશવંત જડદેહનો પણ વિનાશ થશે; તો પણ મને યત્કિંચિત્ દુઃખ કે ક્લેશ ઉત્પન્ન થશે નહિ. હું તો મને દુઃખ દેનાર અને ઇચ્છનારને ભાઇ સમાન માનીશ. નિરંતર તેઓનું શુભજ ઇચ્છીશ અને અંતમાં કંઇક અંશે મેં મારૂં કર્તવ્ય બજાવ્યું છે; સરકાર તથા પ્રજાની સેવા કરી છે એમ સમજી મહાન આનંદથી શરીરનો ત્યાગ કરી મારા મુળ સ્થાનમાં મળી જઇશ. સૂરબાળા ! સત્ય એજ ઇશ્વર. તે ઇશ્વરી સત્તા આગળ દરેક સત્તાને નમવું પડે છે. ભગવાન ભારતવર્ષનું કલ્યાણ કરો." આટલું જુસ્સાથી બોલી કુસુદકાન્તે આકાશ પ્રતિ દૃષ્ટિ કરી બે હાથ જોડી પ્રભુની પ્રાર્થના કરી.

૬

## યોગેન્દ્રની આજ્ઞા.

સૂરબાળા તેના ભાઇના નિશ્ચયથી ઉંડા વિચારમાં પડી અને અંતે " પ્રભુની ઇચ્છાનુસાર સૌ થયા જ કરશે " એમ મનનું-વિચારનું સમાધાન કરી સ્વસ્થ થઇ. આ પળેજ શિવોહં-શિવોહંના ઉચ્ચાર સાથે યોગેન્દ્રે આંખ્યો ઉઘાડી. તેમના તેજસ્વી મુખપર હાસ્યની છાયા છવાઇ રહી. તેમણે કોમળ નજરે ભાઇ બ્હેન તરફ દ્રષ્ટિ કરી કહ્યું; " તમે બન્નેએ આજે ઠીક ચર્ચા ચલાવી. "

" આપ તો ધ્યાનસ્થ હતાને ? " કુમુદે પૂછ્યું.

" પણ મેં તમારી વાત જાણી. "

" આપ અંતરયામી છો. "

યોગેન્દ્રે સૂરબાળા તરફ જોઇ પૂછ્યું; " સૂર ! કુમુદે તો નિશ્ચય કરી નાખ્યો; હવે તું તારો નિશ્ચય વ્યક્ત કર ? "

" મ્હેં મારો નિશ્ચય આપને વિદિત કર્યો છે તેજ કાયમ છે. "

" તારાથી કષ્ટ સહન નહિ થાય. "

" કષ્ટથીજ અંતઃકરણ નિર્મળ થાય છે, કષ્ટમાંજ મનુષ્યની કસોટી થાય છે અને કષ્ટના કારણેજ શ્રી હરીનું ધ્યાન ધરાય છે. "

" કુમારિકા ! તારો નિશ્ચય સ્તુત્ય છે; પણ તે તને ઇશ્વરથી વિમુખ રાખશે. "

" કારણ ? "

" ત્હારે ત્હારો ધર્મ યથાર્થ પાળવો જોઇએ. "

" મ્હારો ધર્મ ? " સૂરબાળાએ સઆશ્ચર્ય વદને પૂછ્યું.

" હા, ત્હારો ધર્મ એજ કે ત્હારે યોગ્ય પતિ સાથે પરણવું, સ્ત્રીની ગતી પતિ સેવાથીજ છે. પતિ એજ સ્ત્રીનો પ્રભુ છે, પતિની સેવાથી વિમુખ રહેનારી બાળાને પ્રભુ પ્રસન્ન થતો નથી. "

"એટલે શું મારે પરણીને સંસારમાં પડવું ?" સૂરબાળાએ ચમકીને પૂછ્યું.

"હા, ત્હારે અને ત્હારા પતિએ સાથે રહીનેજ જગતની સેવા કરવી. બ્હેન ! શું તું નથી જાણતી કે નર્મદા નામક એક કુળદીપક બાળાએ કુમારિકા રહેવાનો સંકલ્પ કર્યો હતો અને નિરંતર પ્રભુનું ધ્યાન ધરી દરેક સ્થળે જવાની સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. પણ તે કુમારિકા હોવાથી વૈકુંઠમાં જઈ શકી ન્હોતી, આથી તેણે લગ્ન કરી પાતિવ્રત્યના પ્રભાવથી ત્રૈલોકયને ડોલાવી વૈકુંઠ મેળવ્યું હતું."

"હું તે સઘળું જાણું છું."

"ત્હારા જેવી આત્મજ્ઞાની બાળાએ સંસારથી શા માટે ત્રાસવું જોઇએ ? સંસાર સ્વર્ગ છે અને ત્યાં પણ ઇશ્વર છે જ."

"ઇશ્વરનું યથાર્થ જ્ઞાન થયું છે, છતાં મને શા માટે પરણ-ણવાનું કહો છો ?" સૂરબાળાએ ગંભીરતાથી પૂછ્યું.

"પરણવું એ સંસારીક ફરજ છે. પ્રથમ એ ધર્મ પાળવાની જરૂર છે. તું જો ધારીશ તો તારા પતિનું અને અનેક જનનું કલ્યાણ કરી શકીશ, જડવાદમાં ફસેલા જીવોને ઇશ્વરનું સત્ય સ્વરૂપ સમજાવી જગતની મહાન સેવાનો લાભ પ્રાપ્ત કરી શકીશ."

સૂરબાળા ઉંડા વિચારમાં પડી અને પછી થોડીવારે બોલી "પણ મ્હારે પરણવું કોને ? મ્હારાં માતા પિતા કે કોઇ સ્વજન નથી કે સારો વર ખોળી મને પરણાવે."

"સૂરબાળા ! ત્હારાં માતા પિતા મહાસમર્થ છે. દુનિયાંપર અને સર્વત્ર તેનીજ સત્તા ચાલે છે, એજ દયાળુ માતા-પિતા તને યોગ્ય પતિ મેળવી આપશે."

"આપની આજ્ઞા શું છે ?"

"પ્રભુની આજ્ઞા એજ મારી આજ્ઞા."

"શું ?"

"તારે પરણવું."

" કુમુદ તો મને મૂકીને ચાલ્યો જશે."

" ના, તારાં લગ્ન થતાં સુધી હું તેને તારી પાસેજ રહેવાની આજ્ઞા કરૂં છું."

" પ્રભુ! મને શા માટે રોકી રાખો છો? મારી સત્ય ફરજ બજાવવા જવામાં શા માટે વિલંબ થવો જોઇએ?"

" તારૂં મન હજી બરાબર સ્વસ્થ નથી. તમે બન્ને પવિત્ર અને ઇશ્વરી જ્ઞાનવાળાં બાળકો છો, પણ તમે હજી તમારા મનને જોઇએ તેટલું કેળવી કબજે કરી શકયાં નથી. બાળકો! યાદ રાખજો કે જ્યાં સુધી મન જીતાયું નથી ત્યાં સુધી તમારાથી કંઈ પણ કાર્ય થઇ શકવાનું નથી. મન જીતાશે ત્યારેજ તમે તમારૂં ધાર્યું કરી શકશો."

" મન તો એની મેળેજ વશ થશે. મન વશ થાય ત્યાં સુધી બેસી રહેવું એ તો હું યોગ્ય ધારતો નથી. નિરંતર મનને સત્કાર્યમાં રોકવાથી એની મેળેજ શાન્ત થઈ શકશે."

યોગેન્દ્ર હસીને બોલ્યા, "કુમુદ! તું બાળક છે. જેમ જેમ તને અનુભવ થશે તેમ તને સમજ પડશે કે મન કેવું પ્રબળ છે. ભાઈ! તું અને તારી બ્હેન હજી અનુભવાર્થી છો. માણસનું મન બહુજ ચંચળ હોય છે. બાળકો! તમે ધ્યાનપૂર્વક સાંભળો. હું આજે તમને મનની પ્રબળતા અને તેથી થતી અસર એ વિષય સમજાવું. મનુષ્ય તેના હૃદયમાં જેવા વિચાર કરે છે તેવોજ તે બને છે. આ સૂત્રમાં માણસના ખાનગી જીવનનો સમાવેશ થતો નથી, પણ તેનો એટલો બધો વિશાળ અર્થ થાય છે કે મનુષ્ય જીવનની દરેક સ્થિતિ દરેક સંજોગને પહોંચી વળે છે. માણસનું મન એજ તેનું કલ્પવૃક્ષ છે; જેમ બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે, તેમ માણસનું પ્રત્યેક કર્મ તેના ગુપ્ત વિચાર રૂપી બીજનું પરીણામ છે. (કે જે બીજ વિના કોઈ સારૂં ખોટું કાર્ય થઈ શકતું નથી, સ્વાભાવિક અને અસંકલ્પિત કાર્યો તેમજ વિચાર પૂર્વક કરેલાં કાર્યો, સર્વને આ વાત એક સરખી રીતે લાગુ પડે છે, વિચારરૂપી વૃક્ષનો મ્હોર તે કાર્ય છે. સુખ

## ૭

## સ્વદેશ સેવાનો મહામંત્ર.

આત્માભિમાન--ગુણના અતિ ગૌણ રાગી,
હે વીર ! કેમ લવલેશ ન જાય જાગી;
આત્માવલમ્બનથી જેહને પ્રિય ખાસ,
તેને ન જાણ તરવા તણી લેશ આશ.

મધ્યાન્હ સમય થયો હતો. સૂર્ય ભગવાન માથે આવ્યા હતા. ભાઈ--બ્હેન યોગેન્દ્રની તરફ દૃષ્ટિ કરી રહ્યાં હતાં. અલ્પ ક્ષણમાંજ યોગેન્દ્રે જાગૃત થઈ કહ્યું, "બાળકો ! તમારા માટે પ્રભુની આજ્ઞા મળી ચૂકી છે. તમે સુખેથી સંસાર ક્ષેત્રમાં વિચારો અને જનસેવા--દેશ સેવાનો અલભ્ય લાભ પ્રાપ્ત કરી યશસ્વિ થાવ, પણ સંભાળજો, મનને કાબુમાં રાખજો, આળસ--પ્રમાદ અભિમાનનો સદાને માટે ત્યાગ કરજો. ધૈર્ય અને શાન્તિને કદી પણ વિસારશો નહિ. સ્વદેશમાં ઉત્પન્ન થતી વસ્તુઓ અને વસ્ત્રને વાપરવાનો અને અન્યને પણ તેમ કરવા સમજાવવાનો પ્રયત્ન કરજો. જગતનાં તમામ જનો, પછી ભલે તે જગતની નજરે ઉંચ યા નીચ મનાતાં હોય તે સઘળાંને તમારાં ભાઈ બ્હેન સમાન સ્નેહથી ચાહજો. ગરીબ--દુઃખીનો ઉદ્ધાર કરવા સદા તત્પર રહેજો. ભગવાન તમારૂં કલ્યાણ કરશે."

"ભગવંત ! અમે આપની આજ્ઞા પ્રમાણેજ વર્તીશું." ભાઇ બ્હેને જણાવ્યું.

"મને આનંદ થયો. બાળકો ! મધ્યાન્હ થયા છે. તમને ભુખ લાગી હશે, માટે જાવ ગુફામાં ફળ પડયાં છે; તેનું પ્રાસન્ન કરી તમારી ક્ષુધાને શાન્ત કરો."

"અને આપ ?" સૂરબાળાએ પૂછ્યું.

"હું એકજ વખત ફળાહાર કરૂં છું."

"ક્યારે ?"

"સુર્યાસ્ત પહેલાં."

સૂરબાળા તથા કુમુદકાન્ત ગુફા તરફ ગયાં અને અંદર પ્રવેશતાં એક છાબમાં તાજાંજ ફળ પડેલાં તેમને જણાયાં. બન્ને આશ્ચર્ય પામ્યાં અને ફળ પ્રાસન્ન કરી નિવૃત્ત થયાં. યોગેન્દ્ર પણ થોડીવારે ત્યાં આવ્યા. વાઘ જંગલમાં ચાલ્યા ગયા. આ પછી યોગેન્દ્રે ગુફામાં સ્થાન લીધું. બન્ને બાળકો તેમની નજીકમાં બેઠાં. યોગેન્દ્રે સાંજ સુધી તેમને શુભોપદેશ કર્યો. છેક સાંજના બન્ને જણાં યોગેન્દ્રની આજ્ઞાથી નિવાસસ્થાને જવા ઉભાં થયાં. યોગેન્દ્રથી વિખૂટાં પડતાં તેમની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. એકાંતમાં રહેનાર મહાત્માના મુખપર પણ દયા અને દીનતાની છાયા જણાવા લાગી. આ જાણે છેલ્લું મિલન હોય એવું તેમના મનમાં થવા લાગ્યું. બન્ને બાળકોએ પ્રણામ કરી પૂછ્યું; "પ્રભુ! આપનાં દર્શનનો હવે પછી કયારે લાભ મળશે?"

"મારૂં મિલન હવે તમને આ સ્થળે થશે નહિ, તેમ અન્ય સ્થળે આપણો મેળાપ કયારે અને કયાં થશે તે પણ હાલ હું કહી શકું એમ નથી."

"ત્યારે શું આ છેલ્લોજ મેળાપ છે?" સૂરબાળાએ પૂછ્યું.

"એમ પણ કેમ કહી શકાય? પ્રભુની ઇચ્છા મુજબ સૌ કાંઇ થયા કરશે. બાળકો! જ્યારે તમારૂં મન મને મળવાને પ્રબળ થશે; અગર મારૂં મન તમને મળવા પ્રબળ ઇચ્છા કરશે; ત્યારે તમે ગમે ત્યાં હશો; તો પણ આ શરીર તમારી તરફ ખેંચાઇ આવશે. બાળકો! જાવ, રાત્રિ પડશે. પહેલાં ગામમાં પહોંચી જાવ."

ભાઇ–બ્હેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ત્યાંથી ગમન કર્યું. યોગેન્દ્ર દયામય દ્રષ્ટે બન્નેની પાછળ જોઇ રહ્યા અને જ્યારે બન્ને દ્રષ્ટિમર્યાદામાંથી અદ્રશ્ય થયાં ત્યાર બાદ ઇશ્વરી જ્ઞાનમાં નિમગ્ન થયા.

રાત્રિ પડતાં પહેલાં ભાઈ બ્હેન પ્હાડપરથી નીચે ઉતરી આવ્યાં અને ગામ તરફ જવા લાગ્યાં. તેઓ કોઇને જણાવ્યા સિવાય સવા-

રનાં ગએલાં હોવાથી ભીલ લોકો તેમની શોધ-ખોળ ચલાવી રહ્યા હતા. સાંજ સુધી પત્તો નહિ લાગવાથી ભીલણગણોમાં શોક અને દિલગીરી ફેલાઈ રહી હતી. ભીલમંડળ એકત્ર થઇ બન્નેના વિચાર ચલાવી રહ્યું હતું. આ વખતેજ સૂરબાળા અને કુમુદકાન્ત ત્યાં ઉપસ્થિત થયાં. ભીલ લોકોનાં શોકાતુર વદન આનંદમય બન્યાં. સઘળા એ ભાઈ બ્હેનને વિંટાઈ વળ્યાં અને વિવિધ પ્રશ્નો પૂછવા લાગ્યા. કુમુદકાન્તે સર્વના મનનું સમાધાન કર્યું. આ પછી બંને ભાઈ બ્હેન ઘરમાં ગયાં. એક ભીલ તાજુ દુધ લઇ આવ્યો. ભાઈ બ્હેન અતિ આનંદથી પયપાન કરી સ્વસ્થ થયાં. રાત્રિ પડી ચૂકી હતી. દીવાનું કોડીયું મંદ પ્રકાશે પ્રકાશી રહ્યું હતું. કુમુદ અને સૂરબાળા શ્રમિત થએલાં હોવાથી વિરામ લેવા લાગ્યાં. થોડીવારમાં સૂરબાળાને નિદ્રાએ ઘેરી લીધી.

અજવાળી રાત્રિ હતી. શશીકાન્ત ભગવાને સૃષ્ટિને શોભાવી હતી. ગિરિશૃંગો ઉજ્વળ ચંદ્રિકાથી ધવલ સ્ફાટિક સમ જણાતાં હતાં. વસુંધરા શ્વેત સાડી પરીધાન કરવાથી અવનવી ભાસતી હતી. શાન્તિ અને નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપેલું હતું. મનુષ્ય પશુ પંખી વગેરે સુખદાયિની નિદ્રાનું શરણ સ્વીકારી અદ્દભૂત આનંદ નિમગ્ન થયાં હતાં. ફક્ત નીશાનાથ પૃથ્વી પર્યટન કરી રહ્યા હતા. મધ્યરાત્રિ થવા આવી; પણ કુમુદકાન્ત પર નિદ્રા દેવીએ કૃપા કરી નહિ. તે અસ્વસ્થ ચિત્તે આમતેમ આળોટતો હતો. તેની નજીકમાં એક શ્યામ-રંગી ભીમકાય યુવાન ભીલ જમીનપર ચતોપાટ સૂતેલો હતો. તે પણ હજી જાગૃતાવસ્થામાં હતો. કુમુદકાન્તના હૃદય સમુદ્રમાં આ વખતે વિચારોનું તોફાન મચી રહ્યું હતું. ગુરૂદેવે કરેલી આજ્ઞાના વિચાર તરંગો ઉછળી રહ્યા હતા. અનાથ નિઃસ્હાય અને નિર્જન સ્થાનમાં રહેનાર બાળકના હૃદયમાં દેશસેવાની જ્વલંત જ્યોત પ્રગટી નીકળી હતીઃ મારો દેશ, મારા દેશની કેવી રીતે સેવા કરી શકું ? મારી માતૃભૂમિના માટે હું શું કરૂં વગેરે અવનવા તરંગો તેના હૃદય

મંદિરમાં ઉઠતા અને સમાતા. તે સાથે ગુરુદેવે કરેલી આજ્ઞા, સૂરબાળાને પરણવાનું સૂચન વગેરેનું પણ સ્મરણ કરી કંઇક વ્યાકુળતા અનુભવી રહ્યો હતો.

જેના હૃદયમાં સ્વદેશાભિમાન જાગૃત થયું હોય તેને લાખ્ખો ધન્યવાદ ધટે છે. એક આંગ્લ લેખક કહે છે કે, "લાખ્ખો ધન્યવાદ હો તે આત્માઓને કે જેમણે પોતાના સ્વદેશની સેવામાં તન મન અને ધન સ્વાપર્ણ કીધાં છે. જન્મભૂમિની સેવા કરવાનો અમૂલો લાભ જે વીર નરના જીવનમાં મળ્યો છે તે પુણ્યશાળી આત્માના ભાગ્યની મહત્તા અનહદ છે. હજારો પુનિત આશિર્વાદના પ્રવાહ તેમના પર રેડાઓ કે જેમણે અધોગતીને પ્રાપ્ત થએલા પોતાના સ્વદેશના ઉદ્ધારમાં જીવન અર્પણ કરી ઇતિહાસમાં અમર નામના કરી મૂકી છે. જે આ જગતમાં મનુષ્યે શું કર્તવ્ય કરવાનું છે જગતમાં જન્મ ધારણ કરી પશુઓ પણ પેટનું પોષણ કરે છે અને પોતાના જીવનનું કંઇક કર્તવ્ય બજાવે છે, પણ મનુષ્યને માથે કેવી મહાન ફરજ છે કે જે દરેક મનુષ્યે વિચારવાની જરૂર છે."

જગતમાં શ્રીમાન બની સુખ વૈભવ માણવામાં જીવનની સાફલ્યતા નથી. ખોટી કીર્તિ મેળવવામાં જીવનનું કર્તવ્ય પૂર્ણ થતું નથી; પણ જે મનુષ્ય પોતાનું જીવન કેવળ પોતાના દેશને માટે સમર્પે છે, તેનુંજ જીવન ઉજવળ લેખાય છે. મનુષ્ય માત્રને ત્રણ ઋણથી મુક્ત થવાનું છે. મનુષ્યઋણ પિતૃઋણ અને દેવઋણ. મનુષ્યઋણ એટલે જનસેવા—દેશસેવા. આ જનસેવાનું પ્રથમ ઋણ જે અદા કરે છે, તે બાકીનાં ઋણ પણ તરતજ અદા કરી શકે છે અને તેજ મનુષ્યનું જીવન સફળ ગણાય છે. ભારતવર્ષના મનુષ્યોમાં જ્યાં સુધી સ્વદેશાભિમાન હતું; ત્યાં સુધી હિંદુસ્થાન આબાદ સુખી અને સ્વતંત્ર હતું, પરંતુ સ્વદેશાભિમાન ગયું ત્યારથીજ ભવ્ય ભારત અધોગતીએ પહોંચ્યું. ભારતવાસિયો ! જો તમે તમારા ભારતને પૂર્વવત્ ભારત બનાવવા ઇચ્છતા હો અને જો પરંતત્રતાથી વીમુખ થઇ

સ્વાતંત્ર્ય સુખ ભોગવવા ઇચ્છતા ધરાવતા હો તો તમે તમારા દેશનું અભિમાન રાખો. સ્વદેશાભિમાનનો મહામંત્ર તમારી પત્નીઓ અને બાળકોનાં કાનમાં ફુંકો. તમે સર્વ હિંમતથી શૌર્યથી વીરહાક વગાડી બોલો કે "હિંદુસ્થાન અમારો છે, અમે હિંદીઓ છીએ." બંધુઓ! સ્વદેશાભિમાનથીજ દેશનું કલ્યાણ છે અને થશે. એ દરેકે નિશ્ચય સમજવું જોઇએ. દેશનું કલ્યાણ કરવા, તેની ઉન્નતિ કરવા પ્રેમ પૂર્વકની માન્યતા, ભલુ કરવાનો દ્રઢ ટેક એનુંજ નામ સ્વદેશાભિમાન છે. આ ચીજ મારી છે, એવું વિશેષે માન્યા વિના–જાણ્યા વિના તે ઉપર પ્રેમ થતો નથી; તો પછી તેનું ભલું કરવાનું જ્ઞાન–ભાન તો કયાંથી જ સંભવે? દેશને માટે પણ આવું જ છે. "આ મારો પ્રિય દેશ" એવા દ્રઢાત્મક ઉચ્ચારથી જેણે ગગન મંડળ ગજાવ્યું છે તેજ સ્વદેશાભિમાન કહેવાય છે. એક વિદ્વાન લેખક લખે છે કે, કુળાભિમાન–જાત્યાભિમાન અને ગ્રામ્યાભિમાન આદિનો સમાસ એક દેશાભિમાનમાં રહેલો છે.

આખા જગતનું ઐકય થવું અશકય છે. જગતના મંડાણથી આજ સુધીનો ઇતિહાસ તપાસશો તો તેમ થએલું જોવામાં નહિજ આવે, એમ થયું નથી અને થશે પણ નહિ. જેમ જેમ વસ્તીનો વધારો થતો ગયો તેમ તેમ જુદે–જુદે સ્થળે જઇ વસનારાઓના તફા બંધાયા અને તેમનું કુળાભિમાન જાત્યાભિમાન–ગ્રામ્યાભિમાન અને સ્વદેશાભિમાન પણ સૌ સૌની ચોક્કસ હદમાં વિંટાઈ રહ્યું, કે જેથી તેઓ પોતાની માની એટલી હદનું માન ધારણ કરી રહ્યું અને તેના ઉત્કર્ષ તથા રક્ષણને માટે યત્ન કરવા લાગ્યા. દેશાભિમાન અથવા સ્વદેશપ્રીતિ એ દેશોન્નતિની ધોરી નસ છે. કુળાભિમાન–જાત્યાભિમાન આદિનું રક્ષણ–પોષણ પણ એના વડેજ થાય છે. જો એ ધોરી નસ તૂટી જાય તો બાકીની બંધ પડી જતાં વાર લાગતી નથી. જ્યારે લોકોના જથ્થા જુદા પડયા ત્યારે જે જે વર્ગ જ્યાં વસ્યો ત્યાં તેમનો દેશ ગણાયો હતો અને તેમના આચાર–વિચાર કુળ ધર્મ

આદિ પણ એકજ હતાં, પણ સમય વિતતાં અન્ય દેશોના જનોનું આગમન થવાથી અન્ય રાજાઓનો પ્રબળ પ્રવાહ આવી મળવાથી ભેળસેળ થયું. એથી વિશેષ આપણા પવિત્ર ભરતખંડ જેવા મોટા વિશાળ પ્રદેશમાં અનેક કુળ અને જાતીઓનો જથ્થો જામેલો જોવામાં આવે છે. આથી કોઇને કદાચ શંકા ઉદ્દભવે કે, "જ્યાં ધર્મ અને જાતો જુદી છે; ત્યાં ઐકયતા કેવી રીતે સંભવી શકે?" આ શંકાનો ટુંકો ખુલાસો એજ કે, દેશમાં વિવિધ પ્રજા આવી વસી છે, તેણે સારી રીતે સમજવું જોઇએ કે જ્યાં આપણે જન્મ્યાં છીએ, જે ભૂમિના પંચતત્વના પોષણથી જીવન ટકી રહ્યું છે, જે માતૃભૂમિમાં ઉત્પન્ન થતાં અનેક સુખ પ્રાપ્તિના પદાર્થોના ભોગ વગેરેથી આનંદ અનુભવાય છે; જે ભૂમિનાં હવા પાણી અન્ન આદિથી આપણે મોટાં થઈ જીવીએ છીએ તેજ અમારી માતા છે એમ દ્રઢ મનથી માનવું જોઇએ. વળી એ સાથે આ પણ યાદ રાખવું જોઇએ કે, જે દેશમાં આપણે વસેલા છીએ તેની આબાદિ અને ઉત્કર્ષમાં આપણી જાતી કુળ અને ગામ આદિનું કલ્યાણ રહેલું છે. માટે જો તેનું અભિમાન આપણે રાખીશું; તેના પર અનહદ પ્રીતિ ધરાવીશું તો આપણું દરેક કાર્ય સચવાશે અને દરેક મનકામના સિદ્ધ થશે. એક દેશમાં વસનારી અનેક જાતની પ્રજાને કોઇપણ રીતે એક બીજાના વ્યવહારમાં–પ્રસંગમાં આવ્યા વિના ચાલતું નથી અને જ્યાં સાથે રહેવું કામકાજના પ્રસંગે પરસ્પરના સમાગમમાં આવવું થાય છે, તો તેઓએ જાતી ભેદનો પડદો રાખી મન સંકુચિત કરવાં જોઇએ નહિ, પણ પરસ્પરમાં ભ્રાતૃભાવના સૂત્રથી એકબીજાનાં મન જોડી દેવાં જોઇએ. આથીજ સ્વદેશાભિમાન પૂર્ણ પોષાશે અને જેથી દેશની ઉન્નતિ જરૂર થશે. જેમ જાતિ જુદી તેમ ધંધા પણ જુદા હોય છે. પણ તે દરેકને દરેકના પ્રસંગમાં આવવું પડે છે; તો પછી તેમણે ભેદભાવ શા માટે રાખવો જોઇએ? એક દેશમાં વસનારી જુદા જુદા ધર્મ માનનારી પ્રજાએ પણ જુદા જુદા ધંધા

અને લક્ષ્યમાં ધ્યાન આપવા જેવું બહુજ પક્ષે વ્યવહાર દૃષ્ટાંત
વિશેનું દૃષ્ટાંત વ્યવહાર પક્ષે બહુજ ધ્યાન આપવા જેવું અને લક્ષ્યમાં
લેવા જેવું છે. ટુંકાણમાં દરેક જાતિએ પરસ્પરમાં ભ્રાતૃભાવથી
જોડાવું જોઈએ અને આ દેશનું અભિમાન રાખવું જોઇએ. આમ
કરવાથીજ ધંધાનું ધર્મનું અને જાતિનું કલ્યાણ થશે; તથા કુળા-
ભિમાનમાં નવું કૌવત આવશે. કોઈ કહેશે કે નવું કૌવત શી રીતે
આવે ? તો તેને કહેવાનું એજ કે દુનિયામાં યશ અને કીર્તિ સૌને
વ્હાલાં છે. હિંદુઓ જાણે કે આ દેશનું રૂડું કરવાનું માન અમે
લઇએ. મુસલમાનભાઇઓ ઇચ્છે કે અમારા પૂર્વજોએ વતન કરેલા
દેશની દશા સુધારવાનો યશ અમે પ્રાપ્ત કરીએ અને પારસી વગેરે
ઉત્સાહ રાખે કે જે દેશમાં અમને આશ્રય મળ્યો, અમારા ધર્મનું
રક્ષણ થયું અને અમારી વૃદ્ધિ થઈ તે ભાગ્યવંત ભારત ભૂમિને
ભાગ્યશાળી કરવાની કીર્તિ અમે સંપાદન કરીએ.

આવી હરીફાઇ કરવામાં ઇર્ષ્યાને સ્થાન આપવું જોઈએ નહિ.
આમ થશે ત્યારેજ ઇચ્છીત અલભ્ય લાભ પ્રાપ્ત થશે. શુભ કરવામાં
મારૂં તારૂં ન ગણવું, પણ અમારૂં આપણું ગણી કાર્ય કરવું જોઈએ. શુભ
પ્રયત્નમાં ભેદ પડવા દેવો નહિ; સંપથી એકરૂપ બની સ્વદેશાભિ-
માનનો મહામંત્ર જપવાથી દેશનો અને પોતાનો ઉદ્ધાર થશે. ભારત-
વર્ષમાં રાજ્ય કરતી સરકાર પણ ખરા હૃદયથી આમ ન્હાય તો
તેથી તેને અને આ દેશને મહાન લાભ થયા સિવાય રહેશે નહિ.
તેમણે જરૂર ધ્યાનમાં રાખવું જોઇએ કે, જે દેશવડે પોતાની ઉન્નતિ
સર્વ પ્રકારે થઈ છે, જે દેશ તેમને કલ્પવૃક્ષ પેઠે ફળ્યો છે અને કામ-
દુર્ગા પેરે ઇચ્છિત ફળ આપનારો અનુભવાયો છે, તે પૂણ્યમય દેશને
તથા તેમાંની પ્રજાને તેમણે પોતાનાજ ભાઈબ્હેન માની નિમકહલાલી
દર્શાવવી જોઇએ. બસ જ્યારે આમ થશે ત્યારે જ તેમનો અને આ
દેશનો સર્વ પ્રકારે ઉત્કર્ષ થશે. સ્વદેશાભિમાન રાજા અને પ્રજા
ઉભયે રાખવું જોઇએ. પ્રજા સ્વદેશાભિમાન રાખે અને રાજા તે
તરફ બેદરકાર રહે તો બેમાંથી કોઈ સુખનો આસ્વાદ મેળવી નજ

શકે. તેમજ જો રાજા દેશાભિમાની હોય અને પ્રજા તેવી ન હોય તો તે પણ નકામું જ માની લેવું. રાજા અને પ્રજા મળી રાજ્યનું આખું અંગ ગણાય છે. જેમાં રાજા શિર અને પ્રજા અન્ય અવયવો છે. માથા વિનાના અવયવો નકામાં છે. તેમજ હાથ પગ વગરનું ધડપર રહેલું શિર જે થાય તે ટગર ટગર જોનારૂં ચાડા જેવુંજ જણાય છે. માટે રાજા અને પ્રજાના સ્વદેશાભિમાનથી જ દેશનું કલ્યાણ સાધી શકાય છે. ફ્રાન્સનો શહેનશાહ ત્રીજો નેપોલીયન પ્રશીયાના મહારાજાનું જર્મન દળ દેખી ડરી ગયો, દેશાભિમાન ભૂલી ગયો. આથી તેણે પોતાના અને દેશના પર કેવી આફત આણી એ વાત અજાણી નથી. શહેનશાહ પોતે દુશ્મનનો કેદી બન્યો અને ફ્રેન્ચ પ્રજાનો દેશાભિમાનનો પ્રયત્ન નિષ્ફળ નિવડ્યો. એથી ઉલટું રાજા-પ્રજાના ઐક્યરૂપી દેશાભિમાનથી નાનકડા જાપાને આશ્ચર્ય ઉપજાવે એવાં કાર્યો કરી જગતમાં યશસ્વિ થવાનો દાખલો પણ તાજેજ છે. ટુંકાણમાં જણાવવાનું કે ફ્રાન્સના રાજાનું દેશાભિમાન એ સમયે સ્વદેશ પ્રીતિના રૂપમાં નહોતું, પણ ગર્વ અને અહંકારના રૂપમાં હતું. પ્રજામાં પણ બહુધા તેમજ હતું. પરાજયનું મુખ્ય કારણ પણ આજ હતું. જાપાનનો વિજય રાજા અને પ્રજાની સાચી સ્વદેશપ્રીતિ-શુદ્ધ સ્વદેશાભિમાનથી જ થએલો છે. વીર નેપોલીયને આખા યુરોપને ધ્રુજાવી ફ્રાન્સનો આંકડો ઉંચો કર્યા પછી ફ્રાન્સના રાજા-પ્રજા વિદ્યા-કળા-કૌશલ્યમાં વૃદ્ધિ પામી દ્રવ્યના મદથી છેક છકી પણ ગયાં. યુરોપના અન્ય રાજ્યો ફ્રાન્સના રાજાને મુખ્ય માનતા હતા, આથી પણ તેઓ છકી ગયા. મદાંધતાનો પાર નહોતો. પોતે ખરા અને અન્ય ખોટા. અન્યની શી દરકાર? પોતે પરીપૂર્ણ છે, આવા અનેક મદાંધપણાના કારણથી ગાફલપણાથી આખરે તેમનો પરાજય થયો હતો. માટે સ્વદેશાભિમાન એવું ન હોવું જોઇએ, એવું ન રાખવું જોઇએ કે જેથી દેશની દુર્દશા થાય. સ્વદેશાભિમાન એવું ન રાખવું જોઇએ કે જેથી પોતાને પણ દુઃખના સાગરમાં ડુબવું પડે. મહાવીર-સ્વદેશ વત્સલ રાણા પ્રતાપસિંહે છેક

છેવટ સુધી શત્રુઓ સામે ઝુઝી અપૂર્વ વીરતા દર્શાવી હતી, પણ જ્યારે કશો ઉપાય ન રહ્યો ત્યારે સારા સમયની રાહ જોતા બળ એકત્ર કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. એ પણ સ્વદેશાભિમાન અને કુળાભિમાનનો દાખલો છે. ઉદયસિંહ ચિતોડ ત્યાગી પલાયન કરી ગયા, શત્રુઓનાં ધાડાં ચારે તરફ દેખાયાં, આ વખતેજ હિંદના એક હિરાએ દેખાવ દીધો, એ રત્ન અન્ય કોઇ નહિ પણ વીર સહીદાસ હતો. માંતૃભૂમિને રક્ષવા સ્વદેશાભિમાનથી ઉન્નત થઇ તેણે તલ્વાર ખેંચી અને સૂરજ દરવાજે ઉભો. છેવટ સુધી ઝૂઝયો અને અંતે સ્વર્ગે સંચર્યો. તરતજ એક વીર સતી સન્નારી–હિંદની દેવીએ પોતાના કિશોર વયના વીર કુંવર ફત્તાને હાથમાં સમશેર આપી સમરાંગણમાં આગળ કર્યો. તેની સાથે પોતે અને પુત્રની નવોઢાને શણગારી; આયુધોથી શોભાવી રણગમન કર્યું. શું આ દ્રષ્ટાંત ઉંચ્ચ સ્વદેશાભિમાનનું નથી ? શું આ દ્રષ્ટાંત નામર્દને પણ વીર બનાવે એવું નથી ? વીર ફત્તો માતા અને સ્ત્રી સહિત સ્વર્ગે સંચર્યો. એ પછી વીર જયમલે જે રણ કૌશલ્ય દર્શાવ્યું તે ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાએલું છે. ભારતની ગૌરવતામાં વૃદ્ધિ કરી એ સ્વદેશાભિમાની વીરવરે શરીરનું બળીદાન આપી સ્વદેશ સેવાનું જ્વલંત દ્રષ્ટાંત દુનિયાને દેખાડયું છે.

કહેવાનું તાત્પર્ય એજ કે દેશની ઉન્નતિના અર્થે મતભેદની તાણાતાણ ત્યાગી જો ઐક્યતાથી અને સાચા સ્વદેશાભિમાનથી કાર્ય કરવામાં આવશે તો જ દેશનો ઉત્કર્ષ થઇ શકશે અને તેજ સાચું સ્વદેશાભિમાન ગણાશે. મારૂં માનવું સત્ય છે અને અન્યનું માનવું અસત્ય છે. મારો સિદ્ધાંત સત્ય છે. આવા મમત્વથી–મતભેદથી દેશનું કલ્યાણ સંભવે નહિ. દેશહિતચિંતક તો એજ કે, જે પોતાના દોષ જુએ. અન્યમા દોષ જણાય તો શાન્ત ચિત્તે અને મીઠા શબ્દે તેના હૃદયમાં ઉતરે તેમ તેને કહેવું અને તે કહે તે શાન્તિથી સાંભળવું. તેમ થતાં જો પોતાની ભૂલ જણાય તો સામાને અનુસરવું. દેશા-

ભિમાનની વાતમાં આમ થશે તોજ દેશનું હિત સધાશે. ભારતદેશ સાચો સેવાધર્મ અને સ્વદેશાભિમાન ભૂલવાથી જ આજે અંધકારમાં ડુબ્યો છે. ભારતનિવાસી જનોએ આળસ પ્રમાદ અને ખોટો ગર્વ ત્યાગી હિંદનું હિત કરવા તત્પર થવું જોઇએ. સ્વદેશ બાંધવોની દરેક પ્રકારે ઉન્નતિ કરવાને પ્રબળ પ્રયાસ કરવા તે દરેક સ્વદેશાભિમાની જનોની પરમ પવિત્ર ફરજ છે. નંદનવન સમાન મનાતો ભારતવર્ષ ભાગ્યદેવીની ભયંકરતાના કારણે આજે અધોગતિના ઘોર અંધકારમાં ડૂબ્યો છે. જેણે વિદ્યા વિનય-હુન્નર-કળા-કૌશલ્યમાં શ્રેષ્ઠ ઉચ્ચતા સંપાદન કરી હતી; જે દેશ સર્વ દેશોનો શિક્ષા ગુરૂ હતો, જે દેશના વીર યોદ્ધાઓના પાદ પ્રહારથી ધરણી ધ્રુજી ઉઠતી; દિશાઓ કંપાયમાન થતી; દિગ્પાળો ડોલાયમાન થતા; હા ! અફસોસ ! તેજ દેશનાં સંતાનો આજે નિર્માલ્ય બની અન્યની પર આધાર રાખતાં થયાં છે. તેજ ભાગ્યવંત ભારતવર્ષનાં સંતાનો આજે ઓશીયાળાં નમાલાં બની અન્યની ગુલામીમાં આનંદ માની સંતોષ ધરાવી રહ્યાં છે. ભારતવર્ષની આ શોકજનક દુર્દશા કયા દેશ વત્સલને કંપાવશે નહિ ? કયાં પત્થર હૃદયો આ હૃદયદ્રાવક દુર્દશાથી ચુર્ણ-વિચૂર્ણ થશે નહિ ? કયો અભાગી આત્મા આવી વિષમ અધોગતી પર અશ્રુ વિસર્જન કરશે નહિ ? હિંદીઓ ! જાગૃત થાવ, સ્વમાન સમજો સાચા સ્વદેશાભિમાની બનો, સાવધ થાવ. ઘણું ઉંઘ્યા. ઘણીવાર ગુલામીમાં રહ્યા. હવે ઉઠો. આળસ પ્રમાદ મતભેદ ત્યાગો અને ભારતની ભવ્યતા વધારો. ભારતીય વીરો ! તમારે હવે એજ કરવાનું છે. તમે અહિંસા પરમોધર્મના પૂજારી છો, આત્મજ્ઞાની છો; અન્યને તમારી વિદ્યા બતાવો. ભારતના સ્વાતંત્ર્યનો યા મ્હોતનો નિશ્ચય કરો. ઉઠો, જનની જન્મભૂમિના ઉત્સર્ગમાં આનંદથી તમારો પોતાનો દેહોત્સર્ગ કરો. દેવ-દાનવ યક્ષ અને કુદરત પણ આજે તમને એજ સૂચવે છે. પરમકૃપાળુ પરમાત્મા તમને મદદગાર થાવ.

* * *

રાત્રિ સમસમાકાર અવાજે વ્યતિત થતી હતી. કુમુદકાન્તના હૃદયમાં દેશોન્નતિના વિચાર તરંગો ઉછળી રહ્યા હતા. મધ્યરાત્રિ થઇ, વિચાર ભૂલવા અને ઉંઘવા તેણે ઘણીવાર પાસાં ઘસ્યાં પણ 'નિદ્રાદેવીએ તેની પર કૃપા કરી નહિ. તે તત્કાળ બેઠો થયો. તેણે નજીકમાં સૂતેલા ભીલ તરફ જોયું. તે પણ જાગતો હતો. કુમુદકાન્તે સ્હેજ હસતાવદને પૂછ્યું, "ભાઈ એભલ! તું હજી જાગે છે કે શું?"

"હા, મને પણ આજે ઉંઘ આવતી નથી."

"આપણે બહાર જઈશું?"

"હા ચાલો." કહી ભીમમૂર્તિ ભીલ એકદમ ઉભો થયો.

બન્ને બહાર નીકળ્યા અને ખુલ્લા ચોગાનમાં આવ્યા. સ્વચ્છચંદ્રિકા ખીલી રહી હતી. કુમુદ એક શીલાપર બેઠો. તેની નજીકમાં જમીન પર એભલે સ્થાન લીધું.

---



## નવા સમાચાર.

કેવી શાન્ત નિશા! જરી પવનથી ના ડોલતું પાંદડું,
કેવું ચંદ્ર પ્રકાશથી ચળકતું આકાશ આ ઉજળું.

કલાપી.

પર્વત પ્રદેશમાં રાત્રિની અપૂર્વ શાન્તિ વ્યાપી રહી હતી. અજવાળી રાત્રિ હોવાથી સૃષ્ટિ સુરમ્ય જણાતી હતી. કુમુદકાન્ત અને એભલ ઘણી વાર સુધી સૃષ્ટિ સૌન્દર્ય અવલોકી રહ્યા. દુનિયાના કાવાદાવાથી અજ્ઞાત્ ભોળા ભીલના હૃદયમાં શાન્તિ હતી; પણ કુમુદકાન્તનું હૃદય અશાન્ત હતું. તેણે વિલક્ષણ દ્રષ્ટે નિશાનાથ સામે જોઇ રહી આત્મગત્ બોલવા માંડયું.

"ચંદ્રદેવ! તમારી શાંન્ત–શિતળ તેજોમય ચંદ્રિકા અત્યારે ઝળહળી રહી છે. જગત સુરમ્ય સૌન્દર્યમય જણાય છે. આખા ભારત વર્ષ પર તમારો ભવ્ય પ્રકાશ પડી રહ્યો છે; પણ તમારા પ્રકાશથી હિંદુસ્થાન ઉપરથી જેવું શોભાયમાન અને સુરમ્ય જણાય છે, તેવું અંદરથી નથી. પાંડવ કૌરવોના ઘોર વિગ્રહથી માંહોમાંહ્યના કુસંપથી, સત્ય આત્મજ્ઞાનથી વિમુખ થવાથી પરદેશીયોના આક્રમણથી અને વિદેશીયોના આધિપત્યથી હિંદુસ્થાનની આંતરીક સુંદરતા આજે સર્વથા નષ્ટ થઈ છે, સુંદરતા અને શાન્તિને બદલે સર્વત્ર સ્વાર્થ શોક–ત્રાસ–જુલ્મ–હાહાકાર નજરે પડે છે. ભારતનાં બાળકો અન્ન-વસ્ત્ર વિહીન મરે છે. આજે હિંદુસ્થાને મરણનો પોશાક પહેર્યો છે. ભગવાન! શું આ ઓછી અવદશા છે? જાવ, નભ-મંડળમાં છૂપાઈ જાવ, હિન્દુસ્થાનના ભાગ્યમાં જો સદાકાળ અધોગતીના તળીએ ડુબવાનું–ગુલામીમાં પરમ સુખ માનવાનું લખાએલું હોય તો અત્યારેજ અને આ પળેજ તમે આકાશમાં અદૃશ્ય થાવ અને તમારી જગા ઘોર અંધકારને લેવા દયો; કે જેથી તે તેના ગાઢ અંધકારમાં હિંદુસ્થાનને છૂપાવી દઇ ગુલામીના કલંકથી વિમૂક્ત કરે."

કુમુદકાન્ત મૌન રહ્યો. તેના મુખપર અવનવા ભાવ પ્રગટી નીકળ્યા. ચંદ્ર સામે જોઈ રહેલી તેની આંખ્યોમાં અપૂર્વ તેજ ચમકવા લાગ્યું.

એભલ કયારનોએ તેના મુખ તરફ નજર કરી રહ્યો હતો. કુમુદના મુખપર થતા વિલક્ષણ ફેરફારથી તે આશ્ચર્ય પામી બોલ્યો; "ભાઈ! તમારા મુખ પર રોષનાં ચિન્હ કેમ જણાય છે?"

કુમુદ ચોંકયો, તેને પોતાના વિચારનું ભાન થયું. તે બોલ્યો; "શું તને મારા મુખ પર ફેરફાર લાગે છે?"

"હા, પણ તમે શું વિચાર કર્યા કરો છો? આપણે અહિં વિચાર કરવા આવ્યા નથી."

"ત્યારે શું કરવા આવ્યા છીએ?" કુમુદે હસીને પૂછ્યું.

"અજવાળી રાતે આનંદ કરવા."

"હું તેમજ કરૂં છું."

"શું ધૂળ કરો છો ? ક્યારના ચંદરમા તરફ જોઈ કંઈક બરબડયા કરો છો ને ?"

ભોળા ભીલના શબ્દો સાંભળી કુમુદ મોટેથી હસી પડયો. તેના મુખ પરની ગંભીરતા કંઈક અંશે ઓછી થઈ. કુમુદ આનંદિ અવાજે બોલ્યો, "બોલ ત્યારે આપણે હવે શું કરીશું ?"

એભલ ઉંચ સ્વરે બોલ્યો, "ઘરમાં જઇ પાછું સૂઈ જવું."

"આજે મને ઉંઘ આવતી નથી."

"ત્યારે આખી રાત અહિંજ બેસો."

"અહિં બેસી કરવું શું ?"

"મારી વાત માનશો ?" એભલે કુમુદના મુખ સામે તાકીને જોઈ રહેતાં પૂછ્યું.

"હા."

"તમે વાંસળી વગાડો અને હું સાંભળું."

"પણ વાંસળી ક્યાં છે ? એ તો ઘરમાં રહી."

"હું આ ઘડી લઇ આવું છું."

"જા ત્યારે."

એભલ દોડયો અને થોડી વારમાં વાંસળી લઈ પાછો આવ્યો. કુમુદે વાંસળી હાથમાં લઇ પૂછ્યું; "તને વાંસળી સાંભળવી ઘણી ગમે છે, નહિ વારૂં ?"

"અરે મને તો શું પણ દરેકને તમારી વાંસળીએ ગાંડા બનાવ્યા છે. તમારી વાંસળીના અવાજથી અમે એવો અજબ આનંદ અનુભવીએ છીએ કે કંઈ કહેવાનીજ વાત નહિ. તે અમારા મનના આનંદની વાત તે તમને શી રીતે કહું ?"

"એમ ! વારૂં એકલી વાંસળી વગાડું કે અંદર ગાયન પણ ઉતારૂં ?"

"તમને ઠીક લાગે એમ કરો."

"બરાબર સાંભળજે, હું પેલું ગાયન વાંસળીમાં વગાડું છું. યાદ છે ને?"

"અરે એ બે ગાયનો તો અમે ઘણાએ મોઢે કર્યાં છે."

શીલાપર બેઠેલા કુમુદકાન્તે વાંસળી હોઠે અરાડી. દેખાવ અદ્ભુત બની રહ્યો. શ્રીકૃષ્ણ ભગવાનનો બાલ્ય દેખાવ પ્રત્યક્ષ થયો.

એભલ અનિમેષ દ્રષ્ટે કુમુદના વદન.તરફ નિહાળી રહ્યો. વાંસળી વાગી. સ્વર ધીમે ધીમે લંબાવા લાગ્યો. અપૂર્વ શાન્તિ છવાઇ રહી. વાંસળીનો કોમળ મનમોહક સૂર પવનમાં ભળી પર્વત પ્રદેશમાં ચારે તરફ ફેલાઇ રહ્યો. વાંસળી ઘણીવાર વાગી. અંતે તેના સૂરમાં દેશભક્તિનું ગાન ભળ્યું. એભલ ગાન સમજ્યો અને આનંદ પામી સાંભળી રહ્યો. વાંસળીના મીઠા સૂરમાં ગવાતું ગાન આ પ્રમાણે હતું.

અયિ! હિન્દ ભૂમિ તારો મહિમા દિગન્ત ગાજે,<br>
રેલી અમિનિધિ કૈં કુદરત તને નવાજે;<br>
તુજ ભાલપટ સનાતન સૌન્દર્ય તેજ રાજે,<br>
જોડી જગે નીરખતાં, તારી જડે ન આજે;<br>
પ્રતિ પ્રાતઃ બાલ ભાનુ તુજ આરતિ ઉતારે,<br>
હિમાદ્રિ કેશ તારા કિરણો થકી સમારે;

*  *  *

સંસ્કૃતિ–પુર અહિંથી ફેલ્યાં દિશા એ ચારે,<br>
ચાન અર્બને કિનારે ચેતન અજબ પ્રસારે;<br>
આલમ બધી છવાઇ અજ્ઞાન અંધકારે,<br>
અમ ભૂમિ દીપ સાહી દોરે ભૂલ્યાં તે દ્વારે;<br>
ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,<br>
ત્યારેય હિન્દ આંગણ રેલી ઉપા યુવાની.

*  *  *

પુરાણ દેવ ભૂમિ કીધ ગૌતમે યશાળી,<br>
તજી દેશ સરમદે નિજ અહીં દેહને પ્રજાળી;

પોષી અજબ રીતે કંઇ અકબરે ઉજાળી,
સીંચી રૂધીરે રાણે સરવાડી આ રચાવી,
આ ભૂમિની સમાધે શૂરવીર સૌ સૂતા છે,
ખંડેર અસ્થિ જેનાં અમ અણમૂલી મતા છે.

વાંસળીનો સૂર વાધતો હતો. શબ્દો જાણે છૂટા પડતા હોય એમ સ્પષ્ટ સમજાતા હતા. અદશ્ય રહેલા દેવતાઓ, હિંદના આત્માઓ અને સઘળા જડ પદાર્થોમાં છૂપાઈ રહેલા ચૈતન્યમય આત્માઓ પણ આ હિંદના ઇતિહાસનું કરૂણ હૃદયવિદારક ગાન જાણે શ્રવણ કરી રહ્યા હોય એવો ભાસ થઇ રહ્યો હતો. વાંસળી વગાડવાના તાનમાં તલ્લીન થએલા અને ખાકે હિંદના ગાનમાં ગુલતાન બનેલા કુમુદ સમક્ષ પૂર્વ અને વર્તમાન સમય તાદ્રશ્ય થતાં તેની આંખ્યોમાં ઝળઝળીયાં ઉભરાયાં. આનંદિ મુખ વિલાયું, ગંભીર બન્યું, ગાન આગળ વધતુંજ હતું.

ખંડેર જીર્ણ એ કંઈ શૂર કીર્તી હજી કથે છે,
જેના અમારી રગે રગ ઉનાં રૂધીર વહે છે;
દેવો ચઢી વિમાને, હજીએ ધ્વની શ્રવે છે,
એ કીર્તિ ઘોષ હજી એ અમ કાનમાં રવે છે;
કાશ્મિર શું ન દાખે, કંઈ સ્વર્ગ રંગ હજીએ,
વહતી શું ન પ્રતાપી પુનિત ગંગ હજી એ.

* * *

માધુર્યને મૃદુતા એનાં એ ફુલ ફળોમાં,
ફરતા કલાપિ આજે એ જંગલોમાં;
ઘન બીજના કડાકા એના એ વાદલોમાં,
પણ વ્યાપી રહી શિથિલતા અમ દિલની અવયવોમાં;
એની એ સંસ્કૃતિ કંઈ દેતી પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ વ્હાલો વિનાશ અમને.

આ વખતે કુમુદની આંખ્યોમાંથી બે–ચાર અશ્રુ બિંદુઓ નીકળી પડયા. એભલનું મુખ પણ ઓશીયાળું અને દીન બન્યું. શ્વેત

ચંદ્રિકામાં પણ કંઇક ફીકાશનો આભાસ થયો અને સાથેજ નિશાનાથ વાદળમાં છૂપાયા. ગાન તો ચાલુંજ હતું.

વરસોથી વામ વિધિ પલટી સ્થિતિ અમારી,
પૃથ્વી પટે ભુંસાઈ જે જે સ્મૃતિ અમારી;
પુરી થઇ હજી જરી નહી ઘન નિંદ જે અમારી,
શબ શ્રમ કફન વિનાની ભૂમિ હિન્દ જે અમારી;
જેના ખૂબી ખજાના ઉલટા વહી રહ્યા છે,
કેમ ભાગ્ય વારસો કૈં ગાફેલ સૂઈ રહ્યાં છે.

વાંસળીનો અવાજ ધીમે ધીમે મંદ થવા લાગ્યો. અને અંતે બંધ પડયો. પણ મીઠો અવાજ અને ગાનનો ભાસ ચારે તરફ પડી રહ્યો. કુમુદકાન્તે હાથ વતી આંખ્યો લુછી અને વાદળમાં સંતા કુકડીનો ખેલ ખેલતા રોહિણી પતિ તરફ દ્રષ્ટિ કરી. એભલ પણ સ્વસ્થ થયો. કુમુદે ચંદ્ર તરફથી નજર ખેંચી લઈ એભલ તરફ જોઈ પૂછયું; "કેમ હવે કંઇ સાંભળવું છે ?"

"ના, આજે ખૂબ સાંભળ્યું. મન અસ્થિર થઇ રહ્યું છે. મનમાં એમ થાય છે કે ભારત મૈયાની સેવાર્થે શું કરૂં ? દેશભક્તિના જ્ઞાને અમારી અંધ આંખ્યો ઉઘડી છે. તે સઘળો પ્રતાપ તમારો અને બ્હેનનો. અમ અજ્ઞાનીઓપર તમારા અગણીત ઉપકાર થયા છે. અમે..." એભલ આગળ બોલતો અટકયો. એકાએક તેની નજરે દૂર ચાલી આવતો કોઈ માણસ જણાયો. એભલે એ તરફ નજર રાખી કુમુદ પ્રત્યે કહ્યું; "જુઓ; પણે સામેથી કોઈ માણસ ચાલ્યો આવતો જણાય છે."

કુમુદ એ તરફ નજર કરતાં બોલ્યો; "હા, પણ એ આપણી તરફ આવતો હોય એમ જણાય છે."

"તે કોણ હશે ?"

"શી ખબર પડે ?"

"એકાદ ભાલોડું ફેંકું ?" એભલે નજીકમાં મૂકેલું કામઠું ઉપાડયું, કે તરતજ કુમુદે કહ્યું. "આપણે તેને શા માટે મારવો જોઇએ ? કામઠું નીચે મૂકી દે. તે નજીક આવશે એટલે ખબર પડશે."

"અને કદાચ બારોબાર ગયો તો ?"

"તેથી આપણે શું ?"

એભલે કામઠું નીચે મૂકયું, પણ તેની નજર તો એ આવનાર તરફ વળેલીજ રહી. કુમુદકાન્ત પણ એ તરફ જોઈ રહ્યો. સ્વચ્છ ચાંદરણામાં એ ચાલી આવનાર સ્પષ્ટ દેખાતો હતો. તે માણસ ઉતાવળા પગે આ બન્નેની તરફજ નિર્ભયતાથી ચાલ્યો આવતો હતો. જેમ જેમ તે નજીક આવતો ગયો તેમ તેનો દેખાવ વધુ સ્પષ્ટ થયો. તે એક શ્યામ રંગી બલીષ્ટ કાય ભીલગણ હતો. લંગોટ સિવાય અન્ય વસ્ત્ર તેના શરીર પર નહોતું. ખભાપર કામઠું ભરાવેલું હતું અને હાથમાં આશરે દશેક તીરનાં થોથાં પકડેલાં હતાં. તેની ચપળ આંખ્યો ચારે તરફ ફરી કોઇને શોધતી હોય એમ જણાતું હતું. થોડીવારમાં તો તે નજીક આવી પહોંચ્યો. તેની નજર એભલપર પડી અને એભલની આંખ્યો પણ તેની આંખ્યો સાથે મળી. તરતજ તે આવનાર બોલ્યો; "એભલ ?"

"કોણ, ગેંદાલ ! તું કયાંથી ?"

"હું પેલી ખીણ તરફથી આવું છું."

"ત્યાં કયારનો ગયો હતો ?"

"ગઇ કાલ સાંજનો."

"ત્યાંના શું સમાચાર છે ?"

"સમાચાર સારા નથી. આવતી કાલે રવીવાર હોવાથી ત્યાંના અધર્મીઓ ભયાનક કામ કરનાર છે."

"શું ?" કુમુદે ચમકીને પૂછ્યું.

"તેમની માતાને એક કુમારિકાનો ભોગ આપવામાં આવનાર છે."

"ભોગ કયા સમયે આપશે ?"

" મધ્યરાત્રિએ "

" તે કુમારિકા કોણ છે ? "

" તે હું જાણતો નથી; પણ તેને જોતાં એમ જણાય છે કે તે કોઈ પૈસાવાળાની છોકરી હોવી જોઇએ. રૂપ રૂપનો અંબાર છે. કુમુદભાઈ! ગમે એમ થાય પણ આપણે તે કુમારિકાને બચાવવી જોઇએ. "

" આપણે કાલે એ તરફ જઈશું. " કુમુદે જણાવ્યું.

આ વખતે એભલ કંઈક વિચારમાં પડયો હતો. કુમુદે તેના સામે જોયું. એભલે વિચારનો ત્યાગ કરી કહ્યું; "તે જંગલી લોકો દેવીના નામે નિર્દોષનો ભોગ આપે છે. આ કેવું ભયંકર? ગમે તે થાય પણ હવે એ લોકોને કંઇક ચમત્કાર બતાવી ખરાપંથે લાવવા જોઇએ. મારો વિચાર તો તેમના ધર્મ ગુરૂનેજ મારી નાખવાનો છે. સઘળા કારણનું મૂળ એજ છે. તે દુષ્ટ ગુરૂજ સઘળાને ઉંધું સમજાવી ભયંકર કામ કરાવે છે. બસ કાલેજ તેનો ફેંસલો. " આમ બોલતા એભલનું મુખ રાતું ચોળ બન્યું.

કુમુદે શાન્ત ગંભીર અવાજે કહ્યું, " એભલ! કાલની વાત કાલે. ચાલો આપણે હવે જઇએ. "

ત્રિપુટી સ્વસ્થાને આવી બાકીની રાત્રિ પૂર્ણ કરવા લાગી.

## ૫

## સૂરબાળા.

ગ્રિષ્મઋતુનો પ્રભાતકાળ રમ્ય અને આનંદમય ભાસતો હતો. પવનની મધુર, શિતળ લહરીઓ શરીરને સુખ આપતી હતી. આંબાવાડીયામાં કોયલના મધુરા ટહુકાર કર્ણ પ્રિય લાગતા હતા. તળાવ અને સરોવરમાં ઉગેલાં કમળ પુષ્પો સહસ્ત્ર પાંખડી પ્રસારી સહસ્ત્ર રશ્મી ભગવાનને અભીનંદન આપવાને આતુર થઈ રહ્યાં હોય એમ જણાતું હતું. સૂર્યમૂખી પુષ્પો તો સૂર્યભગવાનના સ્થાન સમક્ષજ નિહાળી

રહ્યાં હતાં. પર્વત પ્રદેશ શાન્ત અને સુરમ્ય જણાતો હતો. પર્વતની તળેટીમાં એક નાની નદી ગંભીર ભાવે વહન કરી રહી હતી. આ નાની સરિતાના કિનારે પડેલા એક પત્થર પર આ સમયે એક રૂપ સંપન્ન બાળા બેઠેલી હતી અને પ્રભાતના પ્રથમ પ્રહરને આનંદમય વદને નિહાળી રહી હતી. આ બાળા અન્ય કોઈ નહિ પણ સૂરબાળા હતી. પ્રભાત થયા પૂર્વેજ તે આ સ્થળે આવી શીલાસન પર બેઠી-બેઠી કુદરતની રચના અવલોકી રહી હતી. આ વખતે તેના હાથમાં એક પુસ્તક હતું. યોગેન્દ્રની પાસેથી આવ્યા પછી તેના મનમાં એકજ વિચાર સ્ફુરી રહ્યો હતો. યોગેન્દ્રના શબ્દો "તારે લગ્ન કરવું" બસ આ વિચારમાળાજ તેના હૃદયમાં ફરી રહી હતી. તે વારંવાર પોતાના મનને પ્રશ્ન પૂછતી હતી કે "શું મારે પરણવું ?" પણ તેના આ પ્રશ્નનું સમાધાન થતું હોય એમ જણાતું નહોતું. સૂરબાળા આ એકાંત સ્થળે ઘણી વાર બેસી રહી. વિચારમાળા ચાલુજ હતી. તે આત્મગત વિચારતી હતી કે; "સ્ત્રીએ શા માટે પરણવું ? પુરૂષો કુંવારા રહી શકે તો સ્ત્રીઓ કેમ રહી શકે નહિ ? યોગેન્દ્રે કહ્યું છે કે ત્હારે પરણવું ? આમાં પણ કંઈક ગુઢ તત્વ હોય એમ સમજાય છે. વળી માનસ શાસ્ત્રની દ્રષ્ટે પણ સ્ત્રી લગ્ન આવશ્યકજ છે. ત્યારે હવે મારે પરણવું કોની સાથે?" સૂરબાળા થોડી ક્ષણ મૌન રહી પુનઃ આગળ બોલવા લાગી; "શું મારા વિચારને મળતો પતિ મને મળશે ? જો સરખા વિચારનો પતિ મળે તોજ સંસાર સુખમય બની શકે. આજકાલ સંસારમાં થતાં લગ્ન કેવાં સુખી છે એ અનુભવીજ જાણે છે. બાળ લગ્નથી, વૃદ્ધ લગ્નથી અને વિચાર હૃદયની ઐકયતા વિહીન થએલાં લગ્ન સંસારને કલેશ-મય દુઃખમય બનાવે છે. આજે સંસારમાં લગ્નનું પરીણામ બહુધા આવુંજ જણાય છે. પ્રભુ ! મને આવા લગ્નથી બચાવે. યોગેન્દ્રની આજ્ઞા છે તો હું લગ્ન કરીશ. પણ જ્યારે પતિદેવ મારા વિચારને સંમત હશે અને આત્માની ઐકયતા થશે ત્યારેજ હું વનવાસીની મટી

સંસારવાસિની બનીશ." સુરબાળાની નજર એક પુસ્તક તરફ ગઈ. પુસ્તક ઉઘાડયું અને તેમાં લખેલા એક સંવાદ તરફ નજર કરી બોલી; " અહા ! પતિ પત્નીનો કેવો મઝાનો સંવાદ લેખકે લખ્યો છે. કેવી પ્રતિજ્ઞાઓ પરસ્પર લઈ રહ્યાં છે ? જો આ પ્રતિજ્ઞાનું પાલન યથાર્થ રીતે થાય તો જરૂર સંસાર સુવર્ણમય બની જાય." સુરબાળાએ ધીમા અવાજે વર-વધુની પ્રતિજ્ઞા વાંચવા માંડી.

સહચારિણી તુંજ છો, સુખ દુઃખમાં સંસાર,
જતન કરી હું જાળવીશ, ગુણીયલ ઓ ગૃહનાર.

\+ + +

મુજ જીવનની દોરી છો, ભવસાગરના નાવ,
સ્નેહ થકી હું સાચવી, લઇશ અનુપમ લ્હાવ.

\+ + +

કુટુંબ પોષક માનુની ગૃહિણી સુશિલ નાર,
ઉત્તમ મિત્ર ગણી તને, ઉતરીશ હું ભવપાર.

\+ + +

પૃથ્વી પરના મુજ પ્રભુ, સ્વામી સાચા દેવ,
સ્નેહ સુધા સીંચી પીયુ કરીશ નિત્યે સેવ.

\+ + +

વફાદારી ને સત્યનો; પઢીશ નિત્યે પાઠ,
પત્નીવૃત પાળી રહું, જન્મ મરણની સાથ.

\+ + +

પતિવૃતાના ધર્મનો, સજીશ હું શણગાર,
સદ્દગુણ આભુષણ ધરી, ચાલીશ હું સંસાર.

\+ + +

લગ્ન તણા શુભ હેતુનું ધરી હમેશાં ધ્યાન,
પ્રસન્ન રાખીને સર્વદા દઈશ સ્નેહ સન્માન.

\+ + +

વેલ સમ વળગી રહી નાથ વૃક્ષની સાથ,
સુખ દુઃખમાં સંતોષથી ધરી નાથ સંગાથ.

\+ + +

કલેશ સદા કડવો કરી, ભૂલી સઘળા વાંક,
સંપ ધરીને ચાલશું શાખી શાન્તિ આંક.

\+ + +

નોકર ચાકર સર્વથી વર્તન ઉત્તમ સાર,
પતિ કૃપાથી પામશું શિક્ષણ સહુ સંસાર.

\+ + +

ક્ષમા દયાને પ્રેમનો જાપ જપી દિન રાત,
સુન્દરી સ્નેહે ચાલીશું એકમેકની સાથ.

\+ + +

હૃદય મંદિરે સર્વદા ધરી નાથનું ધ્યાન,
મન વચનને કર્મથી, બનીશ હું નિષ્કામ.

\+ + +

એક બીજાની ન્યૂનતા પૂર્ણ કરીશું સાથ.
વિકાસ ક્રમના માર્ગમાં પતિ પત્ની સંગાથ.

\+ + +

બે પાંખોથી ઉડશું વિશ્વ વ્યોમ મોઝાર,
જન્મે જન્મ મળો મને આપ પતિ ભર્તાર.

\+ + +

"બસ આજ દિવ્ય લગ્ન; આજ ખરેખરો દિવ્ય પ્રેમ."
સુરબાળા પુસ્તક બંધ કરી શાન્ત ગંભીર વદને સરીતાના

વહેતા જળ સામે જોઇ રહી; અને થોડીવારે બોલી; " આ સરીતા સાગર સાથે વરી છે. અહા ! બન્નેનાં હૃદયની કેવી ઐક્યતા ? આ સરીતા તેના સાગર સ્વામિમાંજ ભળે છે. પરમાત્મા ! સંસારમાં આવાં દિવ્ય લગ્ન થાવ, સંસારી જનોના હૃદયમાં લગ્નની દિવ્ય મહત્તાનું ભાન જ્ઞાન પ્રકટાવો કે જેથી સંસાર-ભારતવર્ષ પૂર્વવત્ સ્વર્ગ ભૂમિ બને." સુરબાળા એકાગ્ર નજરે આકાશ પ્રતિ થોડીકવાર દ્રષ્ટિ કરી રહી. વખત ઘણો વીત્યો. સૂર્ય ભગવાન સુવર્ણ રથમાં બિરાજી સૃષ્ટિને સુવર્ણ કિરણોથી શોભાવી રહ્યા. આ વખતેજ સુરબાળાને શોધતો શોધતો એક ભીલગણ ત્યાં આવ્યો અને બોલ્યો; " બ્હેન ?"

સુરબાળાએ ચમકીને પાછળ દ્રષ્ટિ કરી. તેણે ભીલને જોયો. પુનઃ તે મૃદુ અવાજે બોલ્યો.

" ચાલો, હું તમને બોલાવવા આવ્યો છું."

" એકાએક કેમ બોલાવવા આવવું પડ્યું ? " સુરબાળાએ પૂછ્યું.

" આપણા ગામમાં એક બ્રહ્મદેવ પધાર્યા છે અને તે કંઇક ઉપદેશ કરવાની ઇચ્છા ધરાવે છે."

" ક્યાં છે તે બ્રહ્મદેવ ? " સુરબાળાએ ઉભાં થતાં પૂછ્યું.

" આપણા ઘરે બેઠા છે. કુમુદભાઇ તેમની સાથે સારી સારી વાતો કરી રહ્યા છે. વળી બીજાં ઘણાં માણસો પણ ત્યાં એકઠાં થયાં છે. બધાં તમારી રાહ જોઈ રહ્યાં છે."

" એમ ? ચાલો. " સુરબાળા ભીલની સાથે ચાલી, અને પોતાના નિવાસસ્થાને આવી. ત્યાં મેદાનમાં ભીલ મંડળ એકત્ર થઈ બેઠું હતું. સામી બાજુએ વૃદ્ધાવસ્થાને ગાળે પહોંચેલો એક બ્રાહ્મણ પાટલા ઉપર બેઠેલો હતો. તેની જોડમાં કંઇક દૂર કુમુદકાન્તે સ્થાન લીધું હતું. સુરબાળાએ ત્યાં આવી બ્રહ્મદેવને પ્રણામ કર્યાં. બ્રાહ્મણે તેને આશિષ આપી. સુરબાળાએ પૂછ્યું.

" આપ ક્યાંથી પધાર્યા છો ?"

"બ્હેન ! હાલ તો હું અંબાભવાનિની યાત્રાએથી પાછો ફરતાં આ સ્થળે આવી ચઢયો છું."

"ભલે પધાર્યા. આપનો વ્યવસાય શું છે?" સુરબાળાએ પૂછ્યું.

"બ્હેન ! બ્રાહ્મણનો વ્યવસાય એજ કે તેણે જગતમાં ભ્રમણ કરી જન સમાજને સત્ય જ્ઞાન સમર્પવું."

"ત્યારે તો તમે કોઇ ઉપદેશક હશો ?"

"હા, જગતનાં મનુષ્યોને સત્ય સમજાવી તેમનાં સત્ય સ્વરૂપ સમજાવવાનું કાર્ય હું કરૂં છું."

"આપનું એ કાર્ય શુભ અને સત્ય છે. જગતનાં મનુષ્યો સત્ય સ્વરૂપ નહિ સમજવાથી ઘોર અંધકારમાં ડૂબ્યાં છે. સત્યથી વિમુખ બની મનની મલીનતાને આધિન થઈ અંધ શ્રદ્ધાળુ બન્યાં છે અને પરીણામે તેઓ ગુલામ બની આજે નિર્માલ્ય બની ગયાં છે. મહારાજ! તમારા આવા શુભ પ્રયાસથી શુભ ફળ પ્રાપ્ત થશે અને આજનાં મનુષ્યો દેવરૂપ બનશે. ધન્ય છે તમને કે તમે તમારો બ્રાહ્મણ ધર્મ યથાર્થ બજાવો છો."

બ્રાહ્મણે કંઇ જવાબ આપ્યો નહિ. એટલામાં કુમુદકાન્તે પૂછ્યું, "આપનું નિવાસ સ્થાન ?"

બ્રાહ્મણે હસીને કહ્યું. "મારૂં નિવાસ સ્થાન પ્રથમ તો એક ગામમાં હતું; પણ પછી જગતનાં કહેવાતાં સગાં-સંબંધીઓ-પુત્રો વગેરે પરલોક પ્રયાણ કરવાથી હું એ માયાનાં બંધનમાંથી છૂટયો અને નિવાસ સ્થાનનો ત્યાગ કરી જગતને સત્ય ધર્મ સમજાવવા પૃથ્વી પર્યટન કરવા લાગ્યો."

"ત્યારે તો તમે ઘણું ફર્યા હશો ?"

"હા, ઉત્તર હિંદુસ્થાન અને દક્ષિણનો કોઇભાગ બાકી રહ્યો નથી."

"નિર્વાહને માટે શું પ્રબંધ રાખ્યો છે ?" સુરબાળાએ પૂછ્યું.

"બ્રાહ્મણને નિર્વાહની ચિંતા શા માટે કરવી જોઇએ ? ખરો બ્રાહ્મણ તો એજ કહેવાય કે જે નિર્વાહની ચિંતા રાખે નહિ અને

નિર્વાહને માટે ધનનો સંચય કરે નહિં. હું આ પ્રમાણે વર્તનારો છું. મને મારા પેટ પૂરતું પરમાત્મા મેળવી આપે છે.”

સુરબાળા–કુમુદ અને અન્ય ભીલો બ્રાહ્મણ તરફ આશ્ચર્યતાથી જોઈ રહ્યાં. સઘળાંનાં હૃદય તેની તરફ ખેંચાયાં. તે ભૂદેવે સઘળાંનાં હૃદયમાં પૂજ્ય ભાવ ઉત્પન્ન કર્યો. એવામાં એક વૃદ્ધ ભીલરાજે બે હાથ જોડી પૂછ્યું; “ મહારાજ ! અમારાં આ બ્હેન અને આ ભાઈ કહે છે કે માણસ ધારે તો ભગવાન બની શકે છે, એ શું ખરી વાત?”

બ્રાહ્મણ હસ્યો અને કંઇક આશ્ચર્યથી સુરબાળા અને કુમુદના સામે થોડીક ક્ષણ પર્યંત જોઈ રહ્યો. તેના હૃદયને તરતજ ખબર પડી ગઈ કે આ બન્ને બાળકો બ્રહ્મજ્ઞાનનાં અધિકારી થઇ ચૂક્યાં છે અને પૂર્વના પુણ્યમય સંસ્કારથી બ્રહ્મજ્ઞાનનું થોડુંક અમૃત પીવાનું સુભાગ્ય પણ પ્રાપ્ત કરી ચૂક્યાં છે. બ્રાહ્મણના અંતરાત્માએ બન્ને બાળકોના આત્માને પ્રણામ કર્યા. સુરબાળા અને કુમુદકાન્ત સ્થિર નજરે ભૂદેવને અવલોકી રહ્યાં હતાં. પુનઃ પેલા ભીલરાજે પૂછ્યું; “ આપજી ! મારા મનનું સમાધાન કરો ને ?”

“બ્રાહ્મણે સુરબાળાને ઉદ્દેશી પૂછ્યું: “ કાં બ્હેન ! તમારી શું ઇચ્છા છે ?”

“ જગતનાં તમામ મનુષ્યો સત્ય જાણવાનાં અધિકારી છે; તો સત્ય જ્ઞાન આપવું એ આપનો ધર્મ છે. આપના ઉપદેશામૃતનું પાન કરવાને અમે પણ અત્યંત આતુર છીએ.”

બ્રાહ્મણે થોડીક વાર આંખો બંધ કરી પ્રભુનું ધ્યાન ધરી કહેવા માંડયું; “ સત્યજ્ઞાનનાં અધિકારી પ્રભુનાં બાળકો ! સાંભળો, આ વૃદ્ધ પુરૂષ પૂછે છે કે માણસ ધારે તો ભગવાન બની શકે કે નહિ ? તેમના પ્રશ્નના જવાબમાં હું હિંમતથી નિશ્ચયપૂર્વક કહું છું કે માણસ ધારે તો જરૂર ભગવાન બની શકે છે. એ ભગવાન બનવાનો આધાર ફક્ત માણસના મન ઉપર અવલંબી રહેલો હોય છે. માણસનું મનજ સુખ–દુઃખનું કારણ છે. મનજ સ્વર્ગ નર્ક ઉત્પન્ન કરી શકે છે. માણસ

મનના વિચારને જ આધીન છે. માણસનું એ મન ધારે તો તે મનુ-
ષ્યને ભગવાન પણ બનાવી શકે અને ધારે તો શયતાન પણ બનાવી
શકે. ભગવાનને કંઈ દૂર શોધવા જવું પડે એમ નથી. પરમાત્મા
કંઈ એકજ ઠેકાણે બેસી રહ્યા નથી, પણ એ તો સર્વ સ્થળે છે અને
તેથીજ તે અંતરયામીના નામથી ઓળખાય છે. મનુષ્યના હૃદયમાં,
જડ ચૈતન્ય આદિમાં પરમાત્મા પ્રત્યક્ષ છે, પણ મદોન્મત્ત મનના
પ્રભાવે મનુષ્ય તેની પાસેજ રહેલા પરમાત્માને પિછાની શકતો નથી.
ભાઇઓ ! આ જ્ઞાન ગુહ્ય છે. પુણ્યવાનજ આ ગુપ્ત જ્ઞાન રહેલાઇથી
સમજી શકે છે. આ જ્ઞાન મને મારા પૂજ્ય ગુરૂવર્યે આપ્યું હતું અને પછી
મેં અનુભવ્યું હતું. આ જ્ઞાનનો સારાંશ મારા એક મિત્રે લખી
રાખ્યો હતો. તે પુસ્તક હાલ મારી પાસે છે અને તેમાંથી હું તમને
તે જ્ઞાનામૃતનું પાન કરાવું છું. તે તમે સઘળાં ધ્યાનથી સાંભળશો."
બ્રહ્મદેવે નજીકમાં પડેલી ઝોળીમાંથી એક નાની ચોપડી કાઢી અને
તેમાંથી નીચે પ્રમાણે જ્ઞાનોપદેશ શરૂ કર્યો.

---

## ૧૦

### ઉપદેશામૃત.

બંધુઓ ! આપણા મનને એક બગીચા સાથે સરખાવી શકાય
કે જેને કાળજી રાખી બુદ્ધિથી ખીલવી શકાય અથવા જંગલી સ્થિ-
તિમાં પણ પડી રહેવા દેવાય. જો સારા અને ઉપયોગી છોડ ખીલવવામાં
ન આવે તો તેમાં અસંખ્ય નકામાં છોડવા પડશે અને તેવા નકામા
છોડ વધતા રહેશે.

જેમ એક ખેડુત પોતાનું ખેતર ખેડીને તેને નકામા છોડવાથી
નિરાળું રાખે છે અને તેમાં જે ફળ અગર ફુલની પોતાને જરૂર
હોય તે વાવે છે; તેમ મનુષ્ય ખોટા, નકામા અને અપવિત્ર વિચાર
દૂર રાખી, ખરા ઉપયોગી અને પવિત્ર વિચાર રૂપી ફળ ફુલને

સંપૂર્ણ રીતે ખીલવી પોતાના મન રૂપી બાગને ખેડી શકે છે. આમ કરવાથી મનુષ્ય પોતાના આત્માનો અધિકારી ખેડુત અને પોતાની જીંદગીનો સુકાની છે એમ વહેલે અથવા મોડે સમજે છે. વળી વિચારના નિયમો તેના અંતરમાં પ્રકાશે છે; વિચાર બળ અને માનસીક તત્વો, ચાલચલગત, સંજોગ અને ભવિષ્ય ઘડવામાં કેવી રીતે કાર્ય કરે છે, તે વધારે અને ચોક્કસ રીતે સમજતો જાય છે.

વિચાર અને વર્તન એકજ છે, વળી સંજોગ અને પરીસ્થિતી દ્વારાજ વર્તનનું સ્વરૂપ બંધાતું નજરે પડે છે, માટે મનુષ્યના જીવનની બાહ્યસ્થિતિ હમ્મેશાં તેની આંતરસ્થિતી સાથે અવિરોધીપણે સંબંધ રાખે છે એમ જણાય છે, આનો અર્થ એમ નથી થતો કે અમુક વખતે કોઈ મનુષ્યની સ્થિતી તેનું સમગ્ર વર્તન સૂચવનાર છે પણ તે પરિસ્થિતી કોઈક અંદરના માર્મીક તત્વ સાથે એટલો બધો ગાઢ સંબંધ ધરાવે છે કે તે વખતને માટે તેના વિકાસને સારૂ આ પરીસ્થિતી આવશ્યક છે.

માનવ જીવનના નિયમ વડે પ્રત્યેક માણસ અમુક સ્થિતીમાં આવેલું હોય છે; પોતાના વર્તનથી બાંધેલા વિચારો તેને ત્યાં લઇ આવે છે, તેનું સંપૂર્ણ જીવન અસ્ખલિત નિયમનું પરીણામ છે, આ નિયમ જેઓ પોતાની પરિસ્થિતિથી સંતોષી હોતા નથી અગર હોય છે તે બંન્નેને એક સરખી રીતે લાગુ પડે છે.

પ્રગતિમાન અને ઉત્ક્રમણશીલ પ્રાણી તરીકે મનુષ્ય પોતાના મનુષ્યત્વનો વિકાસ કરતાં શીખે તેટલા માટે જેમાં છે તે સ્થિતીમાં મૂકાયો છે, અને જેમ જેમ તે અમુક સંજોગમાં રહેલો અધ્યાત્મિક પાઠ શીખે છે તેમ તેમ સંજોગને બદલે નવા સંજોગોમાં તે આવતો જાય છે.

જ્યાં સુધી મનુષ્ય એમ ધારે છે કે તે બાહ્યસ્થિતીને આધીન પ્રાણી છે ત્યાં સુધી સંજોગો તેને ઉપાધિરૂપ છે, પણ જ્યારે તે પોતે ઉત્પન્ન કરવાની શક્તિ વાળો છે એમ સમજે છે અને પોતાના

મનુષ્ય જીવનની ગુપ્ત ભૂમિકા અને બીજ જેમાંથી આગળ પાછળના સંજોગો પેદા થાય છે તેને તે આધીન છે એમ બરોબર સમજે છે ત્યારે તે પોતાની જાતનો સ્વામિ થાય છે.

જે માણસે અમુક વખત સુધી આત્મસંયમ અને આત્મ પવિત્રતા પાળી છે તે માણસ જાણે છે કે વિચારમાંથી આગળ પાછળના સંજોગો ઉભા થાય છે. કારણ કે તેને બરાબર માલમ પડયું હશે કે બહારના સંજોગોમાં થયેલો ફેરફાર તેના મનની સ્થિતિમાં થયેલી ભિન્નતાના પ્રમાણમાં જ હોય છે. આ એટલે સુધી સત્ય છે કે જ્યારે કોઈ માણસ પોતાના વર્તનની ખામીઓ સુધારવા દઢાગ્રહી બની મંડયો રહે છે ત્યારે એ ઝડપથી સ્પષ્ટ રીતે આગળ વધે છે અને તેના જીવનમાં એક પછી એક ઝપાટાબંધ ફેરફાર થયા કરે છે.

આત્મા અંદરખાનેથી ગુપ્તપણે જેને ચ્હાય છે અથવા જેનાથી ભય પામે છે તેને પોતાના તરફ આકર્ષે છે અને છેવટ પોતાની ઇચ્છેલી મહત્વાકાંક્ષાની ટોચે પહોંચે છે; તેમજ પોતાની અપવિત્ર ઇચ્છાની સપાટીએ નીચો ઉતરે છે. એ રીતે આત્મા પોતાનું ધારેલું સંજોગોદ્વારા પ્રાપ્ત કરે છે.

મનમાં વાવેલા અથવા દાખલ થવા દીધેલા અને અંદર મૂળ નાખવા દીધેલા પ્રત્યેક વિચારના બીજને વેહેલે મોડે કાર્ય રૂપી મ્હોર આવે છે અને સંજોગ ને પરીસ્થિતિ રૂપી તેમાં ફળ ઉત્પન્ન થાય છે. સદ્‌વિચાર સારાં ફળ અને કુવિચાર માઠાં ફળ ઉત્પન્ન કરે છે.

આપણા મનની અંદરની વિચાર રૂપી દુનિયાં જેવી હોય છે તેવીજ બહારના સંજોગ રૂપી દુનિયા થાય છે અને બહારની ઉભય સુખદાયક તેમજ દુઃખદાયક સ્થિતિ છેવટે મનુષ્યનું સુખ દુઃખ પેદા કરનારાં સાધન છે. મનુષ્ય વાવે તેવું લણે છે, તેથી સુખ અને દુઃખ ઉભયથી શીખામણ છે. મનુષ્ય પોતાના અંતકરણની ખરી ઇચ્છાઓ અભિલાષા અને વિચારને આધિન થઈ વર્તે છે, છેવટે પોતાના જીવનની બાહ્ય સ્થિતિમાં સિદ્ધિ મેળવી તેમાંથી ઉત્પન્ન થતો સુખ સ્વાદ

અનુભવે છે. વૃદ્ધિના અને પરીસ્થિતિમાં બરોબર ગોઠવાઈ જવાના અનુકુળ બની જવાના નિયમ સર્વ સ્થળે કામ કરે છે.

કોઈપણ મનુષ્ય કઠીન ભાગ્ય અથવા તો પ્રતિકૂળ સંજોગને લીધે તુરંગમાં પડતો નથી, પણ નીચ વિચાર અને અધમ ઇચ્છાનો માર્ગ પકડવાથી તેવી સ્થિતિમાં તે આવે છે. પવિત્ર મનવાળો માણસ બહારના કોઇ દબાણને લીધે ગુન્હામાં સંપડાતો નથી. પાતકી વિચાર મનમાં ઘણા લાંબા વખતથી ગુપ્ત રીતે પોષાએલો હોવો જોઇએ અને અનુકૂળ પ્રસંગે તે પ્રબળ થઇ દેખાવ છે. સંજોગ મનુષ્યને બનાવતા નથી, પણ તેનાથી મનુષ્યને પોતાનું સ્વરૂપ સમજાય છે. દુષ્ટ વલણથીજ દુર્ગુણ અને તેનાં સહગામી દુઃખ ઉત્પન્ન થઈ નીચ થવાય છે અને સદ્વૃત્તિવાળી અભિલાષાને મનમાં સતત ધારણ કરવાથી સદ્ગુણ અને સહગામી પવિત્ર સુખ મેળવી ઉંચ સ્થિતિયે જવાય છે. આ સિવાય નીચી અથવા ઉંચી સ્થિતિએ માણસને લઈ જનાર બીજાં કારણો નથી અને તેટલા માટેજ મનુષ્ય પોતાના વિચારનો નિયંતા અને સ્વામિ હોવાથી પોતાનો બનાવનાર પરિસ્થિતિનો ઘડનાર અને ઉત્પાદક છે. જન્મ વેળાએ પણ આત્માને પોતાનોજ આધાર છે અને પોતાની સંસારી સફરના દરેક પગલે તે આત્મબળનો અનુભવ કરાવે તેવા ઘણા સંજોગોને પોતાની તરફ આકર્ષે છે અને તે સંજોગો પોતાની પવિત્રતા યા અપવિત્રતા, શક્તિ યા અશક્તિના પ્રતિબીંબ રૂપ હોય છે.

માણસ જે પોતે માગતા હોય તેને પોતાની તરફ આકર્ષતા નથી, પણ જેવા તેઓ હોય છે તેવાને પોતાના તરફ આકર્ષે છે. તેઓના તર્ક વિતર્ક કલ્પનાઓ અને ઇચ્છાઓમાં, તેઓ દરેક પગલે નાશીપાસ થાય છે, પણ તેઓની અંદરના ખરા વિચારો અને ઇચ્છાઓનું તો તેમના ખોરાકથીજ પોષણ થાય છે, પછી ગમે તો તે ખોરાક સાત્વિક હોય યા તામસી હોય અથવા આપણા અંતિમ હેતુ ઘડનાર હોય; તે બધું આપણા શરીરમાંજ છે અને તે આપણે પોતેજ છીએ. મનુષ્ય

માત્ર પોતે પોતાના શૃંખલા બંધન કરે છે, વિચાર કૃત્ય નશિબનાં તરંગાધિકારી છે. તે નીચ હોય તો મનુષ્યને બાંધખાનામાં નાખે છે. વળી તેઓ સ્વતંત્રતાના દૂત પણ છે. તેઓ ઉત્તમ હોય તો તેને સ્વતંત્ર કરે છે. મનુષ્ય જેને માટે ઇચ્છે અને જેને માટે પ્રાર્થના કરે છે તેને મેળવી શકતો નથી પણ જેને ખરે માર્ગે પેદા કરે છે તેજ તે મેળવે છે. તેની ઇચ્છાઓ અને પ્રાર્થનાઓ, જ્યારે તેના વિચાર અને કૃત્યને અનુકૂળ હોય ત્યારેજ તે પરિપૂર્ણ થાય છે અને ફળે છે.

ત્યારે આ સત્યથી પડતા પ્રકાશને નજરે જોતાં પરિસ્થતિની સામે લઢવું એટલે શું ? આનો અર્થ એ કે મનુષ્ય બહારથી હમ્મેશાં પરિણામ અર્થાત ફળ સામે લઢે છે પણ અંતઃકરણની અંદર હમ્મેશ તેનાં કારણ જાળવી રાખે છે અને તેને પુષ્ટ કરે છે; તે કારણ જાણી જોઇને થતા દુરાચાર અથવા અજાણ નિર્બળતાનું રૂપ પકડે છે; ગમે તેમ હોય પણ તે પોતાના માલીકના પ્રયત્નને મંદ પાડી દે છે અને આ પ્રમાણે પ્રતિક્રિયાની ઘણી જરૂર જણાવે છે.

મનુષ્યો પોતાની પરિસ્થિતી સુધારવાને આતુર હોય છે પણ તેઓ પોતાની જાતને સુધારવાને નારાજ હોય છે અને તેથી તેઓ બંધાએલા રહે છે. જે મનુષ્ય આત્મભોગ આપવાને કદી પણ ઢીલ કરતો નથી તે કદી પણ પોતાની ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નિવડતો નથી. આ જેટલું ઐહિક ચીજોને માટે ખરૂં છે તેટલુંજ પરલૌકિક ચીજોને માટે પણ ખરૂં છે. જે મનુષ્યની મતલબ માત્ર પૈસો મેળવવાની છે તેને પણ પોતાની ધારણા પાર પાડવાને માટે મોટા આત્મભોગ આપવાને માટે તૈયાર રહેવું જોઇએ. તો જે મનુષ્ય સબળ અને સમતોલ જીવન મેળવવા ઇચ્છે તેને કેટલું બધું કરવું જોઇએ ?

તમારી નજર આગળ આ એક માણસ છે તે અત્યંત ગરીબ છે. તે પોતાની પરીસ્થિતિ અને ગૃહ સુખ સુધરે એવું અંતઃકરણથી ઇચ્છે છે, તેમ છતાં તે પોતાનું કામ બજાવતો નથી અને પોતાને જોઇએ તે કરતાં થોડી મજુરી મળે છે, તેથી પોતાના શેઠને છેત-

રવાનો પ્રયત્ન કરવામાં વ્યાજબી રીતે વર્તે છે એમ ધારે છે. આવો મનુષ્ય જે મુખ્ય મુદ્દાઓ ખરા અભ્યુદયના પાયા રૂપ છે તેના સાદામાં સાદાં મૂળ તત્વો પણ સમજતો નથી; તેથી તે પોતાની દારિદ્રતામાંથી બહાર નીકળવાને અર્થાત્ તેમાંથી મૂક્ત થવાને તદ્દન નાલાયક છે, એટલુંજ નહિં પણ ખરેખર તે આળસુ, કપટી અને બાયલા વિચારનુંજ ચિંતન કરવાથી અને તેજ પ્રમાણે વર્તવાથી પોતાના તરફ તેનાથી પણ વધારે દારિદ્રાવસ્થાને ઘસડી લાવે છે. આ બીજો માણસ દ્રવ્યવાન છે તે અતિ અહારીપણાથી એક દુ:ખદ અને જથુના દર્દનો ભોગ થઈ પડ્યો છે. દર્દ નિર્મૂળ કરવાને માટે પૈસાની મોટી રકમો ખર્ચવાને તત્પર છે, પણ અતિ અહારની ઈચ્છાઓનો ભોગ આપવા ઈચ્છતો નથી. ઉત્તમ પ્રકારના અપચ્ય મિષ્ટાન્નથી પોતાની રૂચીને સંતુષ્ટ કરવા ઈચ્છે છે અને તે સાથે પોતાની તંદુરસ્તી જાળવવા ઈચ્છેછે, આવો મનુષ્ય તંદુરસ્તી મેળવવાને તદ્દન નાલાયક છે, કારણ કે હજુ પણ તે આરોગ્ય જીવનનાં મૂળ તત્વ પણ શીખ્યો નથી.

તમે એક મજુરીઆઓના શેઠને વિચારો. કાયદા પ્રમાણે નક્કી થયેલા મજુરીના રોજ ન આપવા પડે તેટલા માટે કપટી રીતો તે અજમાવે છે અને ઘણો મોટો નફો સંપાદન કરવાને માટે પોતાના મજુરીઆઓના રોજ કાપે છે. આવો શેઠ આબાદ થવાને બિલ્કુલ નાલાયક છે અને જ્યારે તે આબરૂ અને પૈસા ઉભયથી દેવાળું કાઢે છે ત્યારે તેણે પોતેજ પોતાના હાથે આવી સ્થિતિ સંપાદન કરી છે, એમ જાણતો નથી અને તેથી પોતાના સંજોગો અને નશિબનો દોષ કાઢે છે.

મનુષ્ય પોતે પોતાના સંજોગોનું કારણ છે અને સારૂં ફળ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખે છે પણ હેતુ ફળીભુત કરવા અનુકૂળ ન થાય તેવા વિચાર અને અભિલાષાઓને ઉત્તેજન આપવાથી ફળ સિદ્ધિને સતત તોડી પાડે છે. સત્ય દર્શાવવાને આ ત્રણ દૃષ્ટાંત તમારી સમક્ષ રજુ કરવામાં આવ્યાં છે, આવાં ઘણાં નવાં નવાં દૃષ્ટાંત આપી

શકાય, પણ તે જરૂરનાં નથી, કારણ કે વાંચનાર જો પોતે નિશ્ચય કરે તો પોતે પોતાના મન અને જીવનમાં વિચારના નિયમનાં કૃત્ય જાણી શકે અને જ્યાં સુધી આમ કરવામાં નથી આવતું ત્યાં સુધી માત્ર બાહ્ય સત્ય ન્યાય પુરઃસર વિચાર કરવાના પાયા તરીકે ચાલી શકે નહિ. તો પણ સંજોગો એટલા ગુંચવણ ભરેલા, વિચાર એટલા ઉંડા વ્યાપી ગયેલા અને સુખના દરજ્જા જુદા જુદા મનુષ્ય સંબંધમાં એટલા બધા જુદા જુદા હોય છે કે કોઇ મનુષ્યની સમસ્ત વાસ્તવિક સ્થિતિ જોકે તે પોતે જાણતો હોય તો પણ બીજાથી માત્ર તેના જીવનના બહારના દેખાવ પરથી સમજી શકાય નહિ. કોઈ મનુષ્ય અમુક બાબતમાં પ્રમાણીક હોય તો પણ દારિદ્રતાથી પીડાતો હોય, કોઈ મનુષ્ય અમુક બાબતમાં અપ્રમાણિક હોય તો પણ દ્રવ્ય પ્રાપ્ત કરે; પણ પહેલો મનુષ્ય પોતાની અમુક પ્રમાણીકતાને લીધે નિષ્ફળ નીવડે છે અને બીજો મનુષ્ય પોતની અમુક અપ્રમાણીકતાને લીધે આબાદ થાય છે. તેવું સાધારણ રીતે કરવામાં આવતું અનુમાન માત્ર ઉપર ટપકેના નિર્ણયનું પરિણામ છે. કારણ કે અપ્રમાણીક જન લગભગ તદ્દન આચાર ભ્રષ્ટ છે અને પ્રમાણીક જન લગભગ તદ્દન સદાચારી છે તે વાત અહિં પ્રમાણ વગર સ્વિકારી લેવાય છે. વધારે ઉંડા જ્ઞાન અને વધારે વિસ્તીર્ણ અનુભવના અભ્યાસ જોતાં આ નિર્ણય ભુલ ભરેલો માલમ પડે છે. પેલા અપ્રમાણીક માણસમાં બીજા માણસમાં ન હોય તેવા કેટલાક વખાણવા લાયક સદ્ગુણો હોય અને પેલા પ્રમાણીક મનુષ્યોમાં પહેલા મનુષ્યમાં ન હોય તેવા તિરસ્કારવા યોગ્ય દુર્ગુણો હોય તો પ્રમાણીક માણસ પોતાના પ્રમાણીક વિચારના અને કૃત્યોનાં સારાં ફળ ભોગવે છે; તે ઉપરાંત તેના દુર્ગુણોથી ઉત્પન્ન થતી પીડાઓ પણ તેને ભોગવવી પડે છે. તેજ પ્રમાણે પેલો અપ્રમાણીક મનુષ્ય પોતાનું સુખ દુઃખ પોતે જાતેજ કર્માનુસાર મેળવે છે.

# ૧૧

## સુખનો માર્ગ.

દુઃખ હમ્મેશાં કોઈપણ દિશામાં કરેલા ખોટા વિચારનું પરિણામ છે. દુઃખ બતાવી આપે છે કે તે મનુષ્ય પોતાના જીવનના નિયમ સાથે એકતા ધરાવતો નથી. જે મનુષ્ય સદાચારી છે, તેને દુઃખ નથી. જેમ સુવર્ણમાંથી કચરો કાઢી નાખ્યા પછી તેને તપાવવાની જરૂર રહેતી નથી, તેજ પ્રમાણે પૂરેપુરો પવિત્ર અને જ્ઞાની મનુષ્ય દુઃખ ભોગવતો નથી.

મનુષ્ય જે દુઃખદાયક પ્રસંગો અનુભવે છે તે પોતાના મનના અજ્ઞાનપણાથી ભોગવે છે. કોઇ મનુષ્ય દુઃખી છતાં દ્રવ્યવાન હોય, તેમજ તે સુખી છતાં ગરીબ હોય. જ્યારે દ્રવ્ય ખરા માર્ગે અને ડહાપણથી વાપરવામાં આવે ત્યારેજ સુખ અને સંપત્તિ ઉભય સાથે જોડાયેલાં હોય છે. અને જ્યારે ગરીબ મનુષ્ય પોતાના ભાગ્યને અન્યાયથી નાખેલા બોજા રૂપ ગણે છે ત્યારે તે અધમાવસ્થામાં આવી પડે છે. દારિદ્રતા અને આશકતી એ બે દુઃખી હાલતની હદ છે. તેઓ ઉભય સરખાંજ અસ્વાભાવિક અને મનની ગેર વ્યવસ્થાનાંજ કારણરૂપ છે. મનુષ્ય જ્યાં સુધી આરોગ્ય અને આબાદ નહી હોય ત્યાં સુધી તે સારી સ્થિતિમાં છે એમ કહેવાય નહિ.

જ્યારે અંતરની સ્થિતિ બહારની પરિસ્થિતિ સાથે—એટલે મનુષ્યના બહારના સંજોગ સાથે, એક બીજાને અનુકૂળ રહી ગોઠવાય ત્યારે તેમાંથી સુખ, આરોગ્ય અને આબાદી પેદા થાય છે.

વ્યવસ્થા વિશ્વમાં સર્વોપરી નિયમ છે, ન્યાયી જીવન આત્માનું જીવન તત્વ છે; અને સદાચાર દુનિયાના આધ્યાત્મિક રાજ્યમાં ઉત્પાદક અને ઉત્તેજક શક્તિ છે. આમ હોવાને લીધે મનુષ્યને આખી સૃષ્ટિ સત્ય માર્ગે ચાલતી જોવી હોય તો માત્ર તેણે પોતેજ ખરે માર્ગે ચાલવું. અને પોતાને સત્ય માર્ગે મૂકવાની ક્રીયામાં તેને માલમ

પડશે કે જેમ જેમ તે બીજા મનુષ્યો અને ચીજો પ્રત્યે પોતાના વિચાર બદલે છે, તેમ તેમ બીજા લોકો અને ચીજો તેની પ્રત્યે બદલાશે.

આ સત્યની સાબિતી દરેક મનુષ્યમાં છે અને તે નિયમિત અંતર અવલોકન અને સ્વાત્મ પૃથક્કરણથી સહેલાઇથી શોધી શકાય છે. કોઇ મનુષ્યને પોતાના વિચારો યથાર્થ રીતે ફેરવવા હોય અને આમ કરવાથી પોતાની જીંદગીની સ્થુળ સ્થિતિમાં જે શીઘ્ર ફેરફાર થશે તે જોઇને તેને આશ્ચર્ય લાગશે. મનુષ્યો કલ્પના કરે છે કે વિચાર ગુપ્ત રાખી શકાય, પણ તે ગુપ્ત રાખી શકતો નથી. વિચાર ઝડપથી ટેવમાં બદલાઈ જાય છે અને ટેવ સંજોગનું સ્થુળ સ્વરૂપ ધારણ કરે છે.

સારી યા નઠારી અમુક વિચાર શ્રેણીને વળગી રહેવાથી ચારિત્ર્ય અને સંજોગો ઉપર તેની અસર થયા વિના રહેજ નહિ. મનુષ્ય સીધી રીતે પોતાના સંજોગો પસંદ કરી શકે નહિ, પણ તે પોતાના વિચાર પસંદ કરી શકે. અને તેથી આડકતરી રીતે, તો પણ ખાતરીથી પોતાના સંજોગો ઘડી શકે છે.

જે વિચારોને મનુષ્ય બહુજ ઉત્તેજન આપતો હોય તેમને સંતુષ્ટ કરવાને કુદરત તેને સહાય કરે છે અને એવા પ્રસંગ આવે છે કે જે ઉભય—સારા તેમજ નઠારા વિચારોને ઘણી ઝડપથી સપાટી ઉપર લાવે છે.

કોઈ મનુષ્ય ઘાતકી વિચાર કરતો બંધ પડે તો તેની તરફ આખી દુનિયાં નમ્ર થઇ તેને સ્હાય કરવાને તત્પર થશે. તેને પોતાના નિર્બળ અને વ્યાધિગ્રસ્ત વિચારોને બાજુએ મૂકવા દયો. અને પછી જુઓ કે દરેક બાજુએ પોતાના દ્રઢ નિશ્ચયને મદદ કરવા સંજોગો પેદા થાય છે કે નાહ ? તેને સારા વિચારો પોષવા દયો કે જેથી પ્રારબ્ધ તેને દારિદ્રાવસ્થા અને અપકીર્તિમાં બાંધી રાખશે નહિં. દુનિયાં તમારૂં વિચિત્ર રંગદર્શક યંત્ર છે અને નાના પ્રકારના રંગનાં મિશ્રણ જે દરેક ક્ષણે

ક્ષણે તે તમારી સમક્ષ રજુ કરે છે તે તમારા નિરંતર વહેતા વિચારોમાં તદ્દન અનુકૂળ ચિત્રો છે.

જેવા તમે થવા ધારો છો તેવા થશોજ. નિષ્ફળ નિવડેલાં મનુષ્યો "સંજોગો" જેવા નિર્માલ્ય શબ્દોમાં ભલે સંતોષ માને પરંતુ પુરૂષાર્થી પુરૂષો તો તેને તિરસ્કારે છે અને તેની જાળમાંથી મૂક્ત રહે છે. તેઓ "દિગ્કાળ" ઉપર સંપૂર્ણ આધિપત્ય પેદા કરે છે, જ્યારે તે પુરૂષાર્થી મનુષ્યની આત્મજ્યોતિ જાગે છે અને પોતાનું સ્વામીત્વ સ્થાપે છે ત્યારે દેવતાઓ પણ તેની આજ્ઞા ઉઠાવવાને અહોનિશ હાજર રહે છે.

શરીર મનનું દાસ છે. તે ઐચ્છિક અથવા અનૈચ્છિક માનસિક ક્રિયાઓને તાબે રહે છે. દુષ્ટ વિચારોથી શરીરમાં રોગ પેદા થાય છે અને તેમાં સડો પેસે છે, આનંદિ અને ઉચ્ચ વિચારો પ્રમાણે કામ કરવાથી તેમાં યુવાની અને સૌંદર્ય આવે છે.

વ્યાધિ અને આરોગ્ય, સંજોગોની પેઠે, વિચારમાંથી ઉત્પન્ન થાય છે. નબળા વિચારો રોગી શરીરની મારફતે બહાર પડે છે. ભયના વિચારોએ મનુષ્યોને બંધુકની ગોળીના જેટલીજ ઝડપથી મારી નાખ્યાનાં દ્રષ્ટાંતો આપણા સાંભળવામાં આવે છે અને તે નિરંતર હજારો મનુષ્યોને જો કે થોડી ઝડપથી, પણ ખાત્રીથી મારી નાખ્યા કરે છે. જે મનુષ્યો વ્યાધિની બીકમાં રહે છે તેમને રોગ થાય છે; ચિંતા જલ્દીથી આખા શરીને બગાડે છે અને તેવા શરીરમાં રોગ દાખલ થાય છે.

દ્રઢ, સ્વચ્છ, અને સુખી વિચારથી શરીરમાં વિર્ય અને સૌંદર્ય વધે છે. શરીર નાજુક અને જેવું કરવા માગીયે તેવું થાય એવું એક યંત્ર છે. તેના ઉપર જેવા વિચારની છાપ પડે તેવી છાપ તેના ઉપર ઉઠે છે અને વિચારની ટેવ તેના ઉપર પોતાની સારી અથવા ખોટી અસર ઉત્પન્ન કરે છે.

જ્યાં સુધી મનુષ્યો અશુદ્ધ વિચારો વધારશે ત્યાં સુધી તેમનું રક્ત અસ્વચ્છ અને ઝેરી રહેવાનું. કૃત્ય, જીવન અને આવિર્ભાવનું ઉત્પત્તિ સ્થાન વિચાર છે, તે ઉત્પત્તિ સ્થાનને શુદ્ધ કરો એટલે બધું શુદ્ધ થશે.

જે મનુષ્ય પોતાના વિચારને નહિ ફેરવે, તેને તેના ખોરાકનો ફેરફાર સહાય કરશે નહિં. જો મનુષ્ય પોતાના વિચાર વિશુદ્ધ કરે તો તે પછી અશુદ્ધ ખોરાક પસંદ કરશેજ નહિ.

વિશુદ્ધ વિચાર વિશુદ્ધ ટેવ પાડે છે. પોતાની શરીર શુદ્ધિ નહિ કરનાર કહેવાતો સાધુ સાધુ કહેવાય નહિ. જેણે પોતાના વિચાર દ્રઢ ને વિશુદ્ધ કર્યા હોય તેને હાનીકારક જંતુની ગણના કરવાની કાંઇ જરૂર નથી.

જો તમારે તમારૂં શરીર જાળવવું હોય તો તમારૂં મન સંભાળો. જો તમારે તમારૂં શરીર ફરીને ખીલવવું હોય તો તમારા મનને ઉચ્ચ બનાવો. ઝેર ઇર્ષા, નિરાશા અને ઉદ્વેગના વિચાર શરીરનું આરોગ્ય અને સૌંદર્ય લુંટી લે છે.

હું એક બોતેર વરસના ડોસાને ઓળખું છું. તેનો ચ્હેરો એક યુવાનના મનોહર અને નિર્દોષ ચ્હેરા જેવો છે. એક મધ્યમ વયના પુરૂષને હું સારી રીતે જાણું છું. તેનો ચ્હેરો કરચલીઓથી કદરૂપો થઇ ગયેલો છે: પહેલો આનંદિ સ્વભાવનું પરિણામ છે; બીજો વિષયવૃત્તિ અને અસંતોષનું પરિણામ છે.

જેમ તમારા ઓરડામાં હવા અને સૂર્યના તાપને છૂટથી આવવા ન દો તો તમારૂં રહેઠાણ સુખદ અને તંદુરસ્ત હોઈ શકે નહિં; તેમ આરોગ્યવાળું શરીર, સુંદર, સુખી અને શાન્ત ચ્હેરો, આનંદ, શુભેચ્છાઓ શાન્તિના વિચારને છૂટથી તમારા મનમાં આવવા દેવાનું જ પરિણામ છે. વૃદ્ધ મનુષ્યના ચ્હેરા ઉપર કરચલીયો સમભાવથી, કેટલીક દ્રઢને વિશુદ્ધ વિચારથી અને કેટલીક વિષય વાસનાથી પડેલી હોય છે. જેઓએ ધાર્મિક રીતે પોતાનું જીવન

ગાળ્યું હોય છે. તેઓની વૃદ્ધાવસ્થા અસ્ત થતા સૂર્યનારાયણની પેઠે, નિર્વેગ શાન્ત અને સુખચેનથી પકવ થએલી હોય છે. મેં થોડા વખત ઉપરજ એક મનુષ્યને મરણ પથારીએ પડેલો દીઠો હતો. તે વય સિવાય બીજા કશામાં જર્જરિત થયો નહોતો. તેણે જેટલી શાન્તિ અને સુખ-ચેનથી જીવન ગાળ્યું હતું, તેટલીજ શાન્તિ અને તેટલાજ સુખચેનથી તે મૃત્યુવશ થયો હતો.

શારિરીક દુઃખ દૂર કરવાને આનંદી વિચારના જેવો બીજો કોઇ પણ વૈદ્ય નથી. હમ્મેશાં દ્વેષ, તિરસ્કારવૃત્તિ, વહેમ અને ઇર્ષ્યાના વિચારમાંજ મશગુલ રહેવું તે પોતે જાતે બનાવેલા કારાગૃહમાં પૂરાવા બરોબર છે. પણ બધાનું ભલું ઇચ્છવું, બધાંની સાથે આનંદમાં રહેવું; બધામાં ધીરજ રાખી સારૂં શોધતાં શીખવું એવા અસ્વાર્થી વિચારજ સ્વર્ગના દ્વાર રૂપ છે.

જ્યાં સુધી વિચાર અમુક હેતુ સાથે જોડાએલો ન હોય ત્યાં સુધી કાંઇ પણ ડહાપણ ભરેલી સિદ્ધિ પ્રાપ્ત થાય નહિ. મનુષ્ય જાતનો મોટો ભાગ વિચારના વહાણને જીંદગીના મહાસાગરમાં ગમે તેમ ઘસડાવા દે છે. હેતુરહીતપણું એ એક દુર્ગુણ છે, જે માણસ આફત અને મારાથી બચીને પોતાનું વહાણ હંકારવા માગતો હોય તેણે આમ તેમ ઘસડાવાનું ચાલું રાખવું જોઇએ નહિ.

દરેક માણસે પોતાના અંતઃકરણમાં અમુક વાસ્તવિક ઉદ્દેશ ધારી તે સિદ્ધ કરવા મંડ્યા રહેવું. તેણે આ હેતુને પોતાના વિચાર-નું મધ્યબિંદુ બનાવવું; તે વખતના સ્વભાવને અનુસરીને તે હેતુ આધ્યાત્મિક તથા સાંસારીક વિષય સંબંધી હોય; તે ગમે તે હોય; પણ જે હેતુ મનુષ્ય લક્ષ્ય છે, તે ઉપર પોતાના વિચાર અને બળ એકત્ર કરી ધીમે ધીમે દૃઢતાથી દોરી જવાં. તેણે આ હેતુને પોતાનો મુખ્ય ધર્મ સમજવો અને પોતાના વિચારોને ક્ષણભંગુર ધારણા, અન્યાકાંક્ષા અને કલ્પનાઓમાં રખડવા ન દેતાં, તેની સિદ્ધિ કરવામાં

જ રચ્યા પચ્યા રહેવું. આત્મસંયમ અને વિચારની ખરી એકાગ્રતા પ્રાપ્ત કરવા સારૂં આ બાદશાહી રસ્તો છે અને જો પોતાના હેતુ પાર પાડવામાં તે વારંવાર નિષ્ફળ નિવડે (કારણકે નિર્બળતાનો જ્યાં સુધી પરાજય ન થાય ત્યાં સુધી તે નિષ્ફળ નિવડેજ.) તો પણ જે ચારિત્ર્ય બળ તે આ રીતે સંપાદન કરે છે તે તેની ખરી સફળતાનું માપક છે, અને ભવિષ્યમાં સત્તા અને વિજય મેળવવાનું આ નવું પ્રસ્થાન બિંદુ બનશે.

પોતાનો અમુક હેતુ લક્ષ્યમાં રાખ્યા પછી દરેક મનુષ્યે તેની સિદ્ધિ પ્રાપ્ત કરવાને, પોતાની જમણી અથવા ડાબી બાજુએ જોયા વિના, એક સિદ્ધો રસ્તો લક્ષ્યમાં રાખવો. શંકા અને ભયને મનમાંથી સંપૂર્ણ રીતે દૂર કરવાં જોઇએ. કારણ કે તેઓ પ્રયત્નની સિદ્ધિ લીટીને વાંકી ચૂંકી નિરર્થક અને નિરૂપયોગી કરી તોડી પાડે છે. જ્યારે શંકા અને ભયના વિચારો દાખલ થાય છે ત્યારે ઉચ્ચાભિલાષ ઉદ્યમ, કામ કરવાની શક્તિ અને બધા દૃઢ વિચારો બંધ પડે છે.

"આપણે કામ કરી શકીયે" એવું જ્ઞાન પ્રાપ્ત થવાથી કામ કરવાની ઇચ્છા પેદા થાય છે. શંકા અને ભય જ્ઞાનના કટ્ટા શત્રુ છે, અને જે મનુષ્ય તેમને ઉત્તેજન આપે છે અને જે તેમનો નાશ કરતો નથી તે ડગલે ડગલે નિષ્ફળ નિવડે છે.

જેણે શંકા અને ભય જીત્યાં છે તેણે નિષ્ફળતા ઉપર વિજય મેળવ્યો છે. તેના દરેક વિચાર સામર્થ્ય સાથે સંબંધ ધરાવે છે. તે બહાદુરીથી બધી મુશ્કેલીયોની સામે થાય છે અને અક્કલથી તેમને દૂર કરે છે. તે પોતાના હેતુઓને ખરે વખતે રોપે છે. તે પર ફળ આવે છે અને તે ફળ અકાળે જમીન ઉપર ખરી પડતાં નથી.

મનુષ્ય જે બધું સંપાદન કરે છે અને જે સર્વ સંપાદન કરવામાં નિષ્ફળ નીવડે છે, તે તેના પોતાના વિચારોનુંજ પરિણામ છે. બરોબર વ્યવસ્થિત થયેલા વિશ્વમાં જ્યાં સમતોલપણાનો અભાવ

સંપૂર્ણ નાશ સૂચવે છે ત્યાં દરેક માણસની જોખમદારી સંપૂર્ણ અને નિરાળીજ હોવી જોઇએ. દરેક મનુષ્યની નિર્બળતા અને સબળતા, અશુદ્ધતા અને વિશુદ્ધતા તેની પોતાની જ છે, બીજાની નહિં; બીજાએ નહિ પણ પોતેજ મેળવેલી છે અને તેને તે પોતેજ બદલી શકે; બીજો માણસ કદી પણ તે કરી શકે નહિ. તેની સ્થિતિ પણ તેની પોતાની જ છે. બીજાની નહિ. તેના અંતરમાંથીજ તેનું સુખ ઉદ્ભવે છે. જેવા વિચાર તે કરે છે તેવો તે હોય છે; જેવા વિચાર કરવાને ચાલુ રાખે તેવો તે રહે છે.

જ્યાં સુધી કોઇ અશક્તિમાન પુરૂષ સ્હાય લેવાની ઇચ્છા ન બતાવે, ત્યાં સુધી બળવાન પુરૂષ તેને મદદ કરી શકે નહિં અને તેમ છતાં પણ પેલા શક્તિહીન માણસે પોતેજ શક્તિવાન થવું જોઇએ. જે શક્તિ બીજામાં જોઇને તે વિસ્મય પામે છે તે શક્તિ પોતાના જ પ્રયાસથી ખીલવવા જોઇએ. તેના સિવાય બીજું કોઈ પણ તેની સ્થિતિ બદલી શકે નહિ.

જેણે નિર્બળતાનો પરાજય કર્યો છે અને બધા સ્વાર્થી વિચાર દૂર કર્યા છે તે મૂક્ત છે.

પોતાના વિચાર ઉમદા બનાવવાથી જ મનુષ્ય પોતાની ઉન્નતિ કરી શકે, વિજય મેળવી શકે અને સિદ્ધિ સંપાદન કરી શકે. તે પોતાના વિચાર ઉચ્ચ કરવાની ના પાડવાથી જ પોતે અશક્ત, અધમ અને દરીદ્રી રહે છે.

કોઇપણ મનુષ્ય સાંસારીક બાબતોમાં પણ કાંઈ સિદ્ધ કરે તે પહેલાં તેણે પોતાના વિચારોને દાસવત્ અને પશુવત્ વિષયાશક્તિમાંથી ખેંચી લઇ ઉચ્ચ કરવા જોઇએ. જે મનુષ્યના વિચાર અતિ મલિન આશક્તિના હોય, તે કદી પણ શુદ્ધતાથી વિચારી અથવા પદ્ધતિસર યોજના કરી શકે નહિ; તે પોતાના સુગુપ્ત સાધનોને શોધી

યા ખીલવી શકેજ નહિં અને દરેક કાર્યમાં નિષ્ફળ નિવડશે. પોતાના વિચાર ઉપર બહાદુરીથી સંયમ રાખવાનું શરૂ ન કરવાને લીધે તે પોતાના કાર્યો નિયમમાં રાખવાની અને મહાભારત જોખમદારીઓ માથે લેવાની સ્થિતિમાં હોતો નથી. પણ જે વિચારો તે પસંદ કરે છે તે વિચારોથીજ તે બંધાઇ ગયો છે.

યત્ન વિના વૃદ્ધિ અને સિદ્ધિ હોઈ શકે નહિં. જે પ્રમાણમાં મનુષ્ય પોતાના ગુંચવાડા ભરેલા પશુવત્ વિચારોનો ભોગ આપે છે, ને પોતાની યોજનાઓને ખીલવવા અને પોતાના નિશ્ચય અને આત્મનિષ્ટાને દૃઢ કરવા સારૂં પોતાનું લક્ષ્ય ચોંટાડે છે; તે પ્રમાણમાં તે સંસારમાં વિજય મેળવી શકે છે. જેમ જેમ પોતાના વિચારોને ઉચ્ચ બનાવે છે, તેમ તેમ તે વધારે બહાદુર, પ્રમાણીક અને ધાર્મિક થાય છે. તેની ફતેહ વધારે ને વધારે થાય છે અને તેની સિદ્ધિઓ વધારે ટકાઉ અને શ્રેયસ્કર થાય છે.

આધ્યાત્મિક સિદ્ધિ પવિત્ર મહદ્ ઇચ્છાની પરીપૂર્ણતા છે. જે મનુષ્ય હમ્મેશાં ઉન્નત અને ઉચ્ચ વિચારની ભાવનામાં રહે છે, જે પવિત્ર અને અસ્વાર્થી ચીજોમાંજ નિમગ્ન રહે છે, તે મનુષ્ય જેમ સૂર્ય પોતાની પરાકાષ્ટાએ પહોંચે છે અને ચંદ્રમા સંપૂર્ણ કળાયે પહોંચે છે તેમ નક્કી પોતાનું ચારિત્ર્ય ડહાપણ ભર્યું ને ઉમદા બનાવશે.

ગમે તે જાતની સિદ્ધિ પ્રયત્નનું પારીતોષિક છે. વિચારનો મુગટ છે. આત્મસંયમ, નિશ્ચય, પવિત્રતા, સદાચરણ અને સારા લક્ષ્યવાળા વિચારથી મનુષ્યની ઉન્નતિ થાય છે. પશુત્વ, આલસ્ય, અશુદ્ધિ ગુણભ્રષ્ટતા અને વિચારની અવ્યવસ્થાને લીધે મનુષ્ય અધમાવસ્થામાં ઉતરે છે.

મનુષ્ય દુનિયાંમાં ઉત્તમ સાફલ્યતાએ આધ્યાત્મિક રાજ્યમાં પ્રૌઢ ઉંચાઇએ પહોંચે છે છતાં પણ ગવિષ્ટ, આપસ્વાર્થી અને

આચારભ્રષ્ટ વિચારોને તાબે થવાથી પાછો નિર્બળતામાં અને દારિદ્રાવસ્થામાં ઉતરે છે.

ખરા વિચારથી પ્રાપ્ત કરેલા વિજય માત્ર કાળજીથી જ જાળવી શકાય છે, જ્યારે વિજય મળવો નક્કી હોય છે ત્યારે ઘણા જન નાઉમેદ થઈ જાય છે અને ઝડપથી નિષ્ફળતામાં પાછા પડે છે.

વ્યવહારીક કે કાંતો માનસિક કે આધ્યાત્મિક દુનિયાંમાં સકળ સિદ્ધિયો અમુક લક્ષ્ય તરફ દોરેલા વિચારનું પરિણામ છે, તેમાં એકજ કુદરતી નિયમ કામ કરે છે, અને તે એકજ પદ્ધતિની હોય છે; ફેર માત્ર પ્રાપ્તિના ઉદ્દેશમાંજ રહેલો હોય છે.

જે અલ્પ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેને અલ્પ ભોગ આપવો પડે છે; જે વધુ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેને વધારે ભોગ આપવો પડે છે; જે અતિ ઉચ્ચ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેને અત્યંત ભોગ આપવો પડે છે.

જેઓ સંકલ્પ સૃષ્ટિમાં રમે છે તેઓ દુનિયાંના ઉદ્ધારક છે. જેમ દૃશ્ય દુનિયાંનું અદૃશ્ય દુનિયાંથી પોષણ થાય છે; તેમ મનુષ્યોનું, તેમનાં સકળ સંકટો, અધર્મો, અને અધમ વૃત્તિયોની વચ્ચે એકાંતવાસી સ્વકલ્પીત સ્વપ્ન જોનારના દિવ્ય સ્વપ્નાંમાંથીજ પોષણ થાય છે. માનવ જાત પોતાની નવી કલ્પનાઓ જગાડનારને ભૂલી શકે નહિ, તેમના આદર્શ રૂપ વિચારોને અદૃશ્ય અથવા ગત થવા દે નહિ; તેમનું જીવન તે વિચારને અનુસરે છે; તે તેમને સત્યજ સમજે છે. જે સત્યને તે કોઈ દિવસ જોશે અને જાણશે.

---

યા ખીલવી શકેજ નહિં અને દરેક કાર્યમાં નિષ્ફળ નિવડશે. પોતાના વિચાર ઉપર બહાદુરીથી સંયમ રાખવાનું શરૂ ન કરવાને લીધે તે પોતાના કાર્યો નિયમમાં રાખવાની અને મહાભારત જોખમદારીઓ માથે લેવાની સ્થિતિમાં હોતો નથી. પણ જે વિચારો તે પસંદ કરે છે તે વિચારોથીજ તે બંધાઇ ગયો છે.

યત્ન વિના વૃદ્ધિ અને સિદ્ધિ હોઈ શકે નહિ. જે પ્રમાણમાં મનુષ્ય પોતાના ગુંચવાડા ભરેલા પશુવત્ વિચારોનો ભોગ આપે છે, ને પોતાની યોજનાઓને ખીલવવા અને પોતાના નિશ્ચય અને આત્મનિષ્ટાને દૃઢ કરવા સારૂં પોતાનું લક્ષ્ય ચોંટાડે છે; તે પ્રમાણમાં તે સંસારમાં વિજય મેળવી શકે છે. જેમ જેમ પોતાના વિચારોને ઉચ્ચ બનાવે છે, તેમ તેમ તે વધારે બહાદુર, પ્રમાણીક અને ધાર્મીક થાય છે. તેની ફતેહ વધારે ને વધારે થાય છે અને તેની સિદ્ધિઓ વધારે ટકાઉ અને શ્રેયસ્કર થાય છે.

આધ્યાત્મિક સિદ્ધિ પવિત્ર મહદ્ ઇચ્છાની પરીપૂર્ણતા છે. જે મનુષ્ય હમ્મેશાં ઉન્નત અને ઉચ્ચ વિચારની ભાવનામાં રહે છે, જે પવિત્ર અને અસ્વાર્થી ચીજોમાંજ નિમગ્ન રહે છે, તે મનુષ્ય જેમ સૂર્ય પોતાની પરાકાષ્ટાએ પહોંચે છે અને ચંદ્રમા સંપૂર્ણ કળાયે પહોંચે છે તેમ નક્કી પોતાનું ચારિત્ર્ય ડહાપણ ભર્યું ને ઉમદા બનાવશે.

ગમે તે જાતની સિદ્ધિ પ્રયત્નનું પારીતોષિક છે. વિચારનો મુગટ છે. આત્મસંયમ, નિશ્ચય, પવિત્રતા, સદાચરણ અને સારા લક્ષ્યવાળા વિચારથી મનુષ્યની ઉન્નતિ થાય છે. પશુત્વ, આલસ્ય, અશુદ્ધિ ગુણભ્રષ્ટતા અને વિચારની અવ્યવસ્થાને લીધે મનુષ્ય અધમાવસ્થામાં ઉતરે છે.

મનુષ્ય દુનિયાંમાં ઉત્તમ સાફલ્યતાએ આધ્યાત્મિક રાજ્યમાં પ્રૌઢ ઉંચાઇએ પહોંચે છે છતાં પણ ગર્વિષ્ટ, આપસ્વાર્થી અને

કરતા ભીલગણો શીતળ વૃક્ષો નીચે અને પંખીયો માળાઓમાં બેસી બપોરા ગાળતાં હતાં. ભીલગણોના ગામમાં પણ અજબ શાન્તિ પથરાઈ રહી હતી. સુરબાળા એક ભીલના ઘરમાં સ્ત્રી–બાળકોની સમક્ષ સદ્‌બોધ આપી રહી હતી. કમિલિની આજે તેની સાથે આવી નહોતી. ગૃહકાર્યથી પરવારી તે એકાગ્રતાથી શ્રીભગવદ્‌ગીતાનો અભ્યાસ કરતી હતી. એભલ ખેતરમાં ગયો હતો. કુમુદકાન્ત ઉજાગરાના કારણથી બગીચામાં જઇને સૂતો હતો. કુમુદ જે સ્થળે નિદ્રાવશ થયો હતો, ત્યાં અનેક વૃક્ષોની ગાઢી ઘટા આવેલી હતી. ગરમ બનેલા પવનદેવતા પણ આ સ્થળે પ્રવેશી શીતળ બની જતા. આ ગાઢી-ઝાડીનું નામ સુરબાળાએ કુન્જવન રાખ્યું હતું. સુરબાળા અને કુમુદે ભીલ જનોની મદદથી આ કુન્જવનને અદ્દ્‌ભુત આકર્ષક બનાવ્યું હતું. વૃક્ષોનાં ડાળાં એક બીજાની સાથે ઉપરથી એવાં ગુથાયાં હતાં કે જેથી આકાશનાં દર્શન દુર્લભ થઇ પડતાં. સૂર્યનાં કિરણનું તો નામ નિશાન ક્યાંથી જ સંભવે ? આવી સુંદર ગુફામાં હિમગીરી જેવી શીતળતા વ્યાપી રહી હતી. રંગબેરંગી–પમરાટ મારતાં પુષ્પ વૃક્ષો પણ અંદર રોપેલાં હતાં. થોડે અંતરે પત્થરની લાંબી શીલાઓ આરામને માટે ગોઠવેલી હતી. દેખાવ રળીઆમણો હતો. શોક–દુઃખથી સંતપ્ત થએલા હૃદયને આ સ્થળે શાન્તિ મળી શકે એમ હતું. નગર–શહેરનાં નિવાશી જનોના ભાગ્યમાં આવી રમ્યતા નિહાળવાનો યોગ ક્યાંથી સંભવે ? આ આનંદ તો ભોળાં હૃદયનાં પર્વત વાશીયો અને પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ રહેનારા યોગીજનોજ અનુભવી શકે. આ આનંદદાયી વૃક્ષ ગુફામાં કુમુદકાન્ત એક સ્વચ્છ આરસની શીલાપર બિછાવેલા વ્યાઘ્ર ચર્મપર શાન્ત નિદ્રાનું સેવન કરી રહ્યો હતો. મદોન્મત્ત વનરાજ ગર્વથી પોઢયો હોય એવો દેખાવ બની રહ્યો હતો. તેના વાંકડીયા વાળનાં જુલ્ફાં તેના ગૌર ભાલ પ્રદેશપર આમ તેમ પથરાઈ રહ્યાં હતાં. તેની છાતી પર તેની પ્રિય વાંસળી પડેલી હતી. વાંસળી વગાડતાં–વગાડતાં તે નિદ્રાવશ થયો હોય એમ અનુમાન

થતું હતું. પર્વત પ્રદેશના આ મનહર એકાન્ત વિભાગમાં મધ્યાહ્ન સમયે આવી ઘટના બની રહી હતી. ઘરમાં બેસી ભગવદ્‌ગીતાનું અધ્યયન કરી રહેલી કમિલિનીના હૃદયમાં આ વખતે કંઇક બીજજ પ્રકાર ઉદ્‌ભવી રહ્યો હતો. દરરોજ પૂર્ણ ધ્યાનથી ભગવદ્‌ગીતા વાંચી તેનું મનન કરનારી બાળાનું હૃદય કોઇ કારણવશાત્ આજે વ્યગ્ર બન્યું હતું. ગીતાના વાંચનમાં તેનું ચિત્ત ચોંટતું નહોતું. તેના સુકોમળ હૃદયમાં આજે થઇ રહેલું પરીવર્તન અજબ પ્રકારનું હતું. તેના મનમાં આ વખતે ફક્ત એકજ વિચાર થઇ રહ્યો હતો અને તેજ તેને વ્યાકુળ બનાવી રહ્યો હતો. સુરબાળા અને કુમુદને મૂકી પિતાની પાસે જવું પડશે બસ આ વિચાર કમિલિનીને અકળાવી રહ્યો હતો. તેને આ ભૂમિ અને સ્નેહનાં સાગર સુરબાળા—કુમુદને ત્યાગી પિતાની પાસે જવાની લેશમાત્ર પણ ઇચ્છા નહોતી. કુમુદ પ્રત્યે તેના હૃદયમાં કુદરતી પ્રેમ પ્રગટ્યો હતો. કમિલિની કુમુદને પૂર્ણ પ્રેમથી ચહાતી હતી, તેને પોતાના પ્રાણથી પણ વિશેષ માનતી હતી. કુમુદની સાથે હમ્મેશાં ફરતી. બન્ને ઘણી ઘણી વાતો કરી આનંદ અનુભવતાં. કુમુદના હૃદયમાં પણ કમિલિની પ્રત્યે પ્રેમ જ્યોતી પ્રગટી હતી, કમિલિનીને જોતાંજ તે સ્વર્ગમાં હોય એમ માનતો. બંનેનો પ્રેમ અદ્‌ભુત —નિષ્કામ હતો. સુરબાળા આવું જોઈ આનંદ પામતી અને અંતે એક ઉષ્ણ નિઃશ્વાસ નાખતી. કમિલિની પ્રત્યે સુરબાળાનો પ્રેમ એક સગી બ્હેનના સમાન હતો. કમિલિની સર્વદા પોતાની સાથેજ રહે એવી ભાઈ બ્હેનની આંતરિક પ્રબળ ઇચ્છા હતી, પણ કમિલિની બાલિકા છે. શ્રીમાન પિતાની પુત્રી છે. તેના પિતાનો તેની પર પ્રથમ હક્ક છે. બાલિકા પરતંત્ર છે. લક્ષ્મીદાસ લક્ષ્મીનો ગુલામ છે. ગરીબ પીડક છે. આ સઘળાં કારણોથી કમિલિનીનું અત્રે રહેવું અશક્ય છે. આવો વિચાર થતાં ભાઈ—બ્હેનના મુખમાંથી નિઃશ્વાસ નીકળી પડતા.

કમિલિનીએ છેવટે ગીતાજી બંધ કરી મન સાથે બોલવા માંડ્યું. " શું મારે મારા પિતાજીની પાસે જવું પડશે ? શું સુરબાળા

બ્હેન મને તેમની પાસે નહિ રાખે ? શું મારે મારા કુમુદનું સદાને માટે વિયોગ કષ્ટ સહન કરવું પડશે ? પિતાજીને ત્યાં સર્વ સુખ છે; પણ જે સુખ–શાન્તિ અને આનંદ અત્રે છે તે ત્યાં નથી. ગરીબ જનોનો નિર્મળ પ્રેમ—સુજનોના મીઠા શબ્દો એ સ્વાર્થ ભરી દુનિયામાં હું ક્યાંથી સાંભળી શકીશ ? પિતાની પાસે જતાંજ પિતા મારા લગ્નની પેરવી કરવા માંડશે. અરેરે ! શું મારે પરણીને પરતંત્ર થવું પડશે ? અહા ! આ જીવન કેવું આનંદમય છે ? હું નહિ પરણું. પિતાજીને વિનવીને કહીશકે મને મારી બ્હેન સુરબાળા સાથે એકાન્તમાં રહેવા દયો. પણ પિતાજી માનશે ? તેના બાળકની વિનંતિ સ્વીકારશે ? શું તેને મારી અરે તેની રંક પુત્રીની દયા નહિ આવે ? અરેરે ! મારા મનમાં અત્યારે દારૂણ દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું છે. એક તરફ મારા પ્રત્યે પૂર્ણ પ્રેમ ધરાવનારાં સુરબાળા અને કુમુદનાં પ્રેમ ભર્યાં વદનો, બીજી બાજુએ વિયોગનાં કષ્ટો અને આ તરફ પિતાની આજ્ઞા. આ સઘળું મારા હૃદયને હચમચાવી મૂકે છે. સુરબાળા અને કુમુદથી છૂટાં પડવાનો વિચાર માત્ર કરતાં સમસ્ત શરીર કંપી ઉઠે છે. ત્યારે તેમના વિયોગ સમયે મારૂં શું થશે ?” આમ વિચાર તરંગોમાં તણાતી બાલિકાનાં કોમળ નયનોમાં અશ્રુ ઉભરાયાં. તેનું હૃદય ધબકવા લાગ્યું. પુનઃ થોડીવારે તેનું વ્યથિત્ મન બોલી ઉઠયું. “ નહિ, હું મારા પિતાની પાસે નહિ જાઉં. હું સુરબાળા અને કુમુદના પગે પડી અત્રેજ રહેવા દેવાની વિનંતિ કરીશ. તેઓ દયાળુ છે. મારી વિનંતિનો અસ્વિકાર તેમનાથી થઇ શકશે નહિ. પણ મારા બાપુ, મારા પિતાજીની શી દશા થશે ? શું તેઓને મારી સ્મૃત્તિ હજી હશે ? તેઓ મને મરેલી માનતા હોય તો કેવું સારૂં ? તેમણે મારી શોધ તો અવસ્ય કરાવી હશે; મારા વિયોગથી તેઓ દુઃખી થતા હશે. પણ મને અહિંથી જવું ગમતું નથી. જો સુરબાળા બ્હેન અને કુમુદકાન્ત મારી સાથે મારા પિતાને ઘેર આવી રહે તો હું ખુશીથી પિતાની પાસે જાઉં. પિતાના ભવ્ય મહાલયમાં અમે આનંદ

ફરીશું. પણ મારી આ ઇચ્છા સુરબાળા અને કુમુદકાન્ત માન્ય શી રીતે કરે? સ્વર્ગ ભૂમિમાં વિરહનારાં દેવબાળકોને માનવ ભૂમિમાં ક્યાંથી મોજ મળે? નંદનવનમાં નિવાસ કરનારાંઓને મરૂભૂમિમાં ક્યાંથી શાન્તિ વળે? અમૃત પાન કરનારાં જળપાનથી શી રીતે રીઝે? આ પુણ્ય ભૂમિમાં પ્રફુલ્લિત વદને ભોળાં ભીલ જનોના પ્રેમાસ્વાદમાં આનંદ અનુભવનારાં સુરબાળા અને કુમુદકાન્તને સ્વાથ પૂર્ણ કોલાહલમય નગરમાં આનંદ ક્યાંથી મળે? ભગવાન! આપની શું ઇચ્છા છે? મારા નશીબના છૂપા ભેદમાં શું ભેદ છૂપાયો છે? મારૂં શું થશે?" આવા અનેક વિચારોમાં તદ્રુપ બનેલી બાળા આખરે કંટાળી ઉભી થઇ અને ઘર બહાર નીકળી કુન્જવન તરફ જવા લાગી. વિચારવશ કમિલની મંદમંદ પગલાં ભરતી કુન્જવનમાં પ્રવેશી અને કુમુદકાન્તને જોવા તેનાં કમળ નયનો ચારે તરફ ફેરવવા લાગી. કુમુદ શીલાપર નિદ્રામાં પડેલો જણાયો. કમિલિની તેની નજીક ગઈ અને આંખ્યોનો એક પણ પલકારો માર્યા વિના કુમુદના વદન કમળને નિહાળી રહી. નિદ્રાવસ્થામાં કુમુદ અપૂર્વ ભાસી રહ્યો હતો. ગૌરમુખ શાન્ત જણાતું હતું. પ્રવાલસમ રક્ત ઓષ્ટ અધાં બિડાએલા હોવાથી દંત પંક્તિઓ શ્વેત મોતી સમાન શોભી રહી હતી. કમિલિની ઘણીવાર સુધી કુમુદના મુખ મંડળને નિહાળી રહી. તેને તૃપ્તિ થઇ નહિ. હૃદયમાં વિચાર માળા ચાલુજ હતી. "શું આવા દેવાંશી કુમુદના સહવાસથી મારે દૂર થવું પડશે? આ વીર યુવક અને સુરબાળા પોતેજ મને કહેશે કે પિતાની પાસે જા? કુમુદ! પ્રિય કુમુદ! શું તું મને પિતાજીની પાસે જવાનું કહી શકીશ? શું તને મારા વિના ગમશે? મારા જવાથી તારી સાથે પર્વત પ્રદેશમાં ઘણે દૂર સુધી ફરવા કોણ આવશે? કુમુદ! તારા પ્રત્યે મારી પ્રેમ લાગણી આટલી બધી શાને ખેંચાય છે? તારાથી દૂર થઇશ એ વિચાર મને ગભરાવી મૂકે છે. અહા! નિદ્રામાં પણ તું કેવો સુંદર જણાય છે? તારી વાંસળી પણ તારી છાતી પર પડેલી છે. અહા! તે પણ પૂરી

ભાગ્યવાન છે. આ વાંસળી દરરોજ તારા કર કમળમાં રમણ કરે છે. લાવ આજે હું તેને બજાવું અને હું પણ કંઈક વગાડી જાણું છું એનું ભાન તને કરાવું. પણ તું ઉંઘમાં છે. કુમુદ! તું વાંસળી શી રીતે સાંભળી શકીશ?" કમિલિની વિચારમાં પડી અને પછી કંઈક નિશ્ચય કરી તેણે કુમુદની છાતી પરથી ધીમે રહી વાંસળી ઉપાડી લીધી. ભાલ પ્રદેશપર પથરાએલા વાળને બરાબર કરી કમિલિનીએ ત્યાંથી ગમન કર્યું. કુન્જવનની બહાર નીકળી કમિલિની પાસે આવેલી એક નાનકડી ખીણમાં પ્રવેશી અને ત્યાં આવેલા એક આમ્ર વૃક્ષ નીચે પડેલી શીલાપર સ્થાન લઈ તેણે વાંસળી વગાડવાનો આરંભ કર્યો. સાંજનો સમય થવા આવ્યો હતો. પવન ધીમે ધીમે શીતળતા આવતી હતી. પ્રભાકર પ્રભુ પર્વતોની ઉંડાણમાં ઉતરતા હતા. પક્ષીઓ આમ તેમ ઉડી મધુરા અવાજથી અરણ્યની શોભા વધારી રહ્યાં હતાં. આવા ખુશનુમા સમયે કમિલિનીએ બન્સી બજાવવા માંડી. મંદમંદ વાગતી વાંસળીનો સૂર ધીમે ધીમે વધવા લાગ્યો. થોડીવારમાં તો અદ્દભુત-મોહક સૂર નીકળવા લાગ્યો. પાણીના રેલાની માફક વાંસળીનો મધુરો અવાજ ચઢ-ઉતર થવા લાગ્યો. પંખીઓ શાન્ત થઈ બન્સીનો મધુર ટહુકાર સાંભળી રહ્યાં. હરણો વાંસળીના અવાજથી કમિલિની પાસે દોડી આવી ઉભાં રહ્યાં. કમિલિની આવી રીતે વાંસળી વગાડી જાણે છે એવું સુરબાળા કે કુમુદ જાણતાં નહોતાં. કોઈ કોઇવાર કુમુદ વાંસળી વગાડતો અને કમિલિની તેનાં વખાણ કરતી, પણ કમિલિની જેવી રીતે બન્સી બજાવતી તેવી કુમુદ બજાવી શકતો નહિ. બાલિકા બન્સીના તાનમાં મસ્તાન થઇ હોય એમ જણાયું. પંખી અને કુરંગો બન્સીના તાનમાં ગુલતાન બન્યાં. વાંસળીનો મીઠો ટહુકાર પર્વતને ભેદી દૂર સુધી સંભળાવા લાગ્યો. સર્વત્ર શાન્તિ પથરાઈ રહી. નિદ્રાવશ કુમુદના કાનમાં કોમળ સૂર પ્રવેશ્યો. તેની આંખ્યો ઉઘડી ગઈ. તે તત્કાળ ઉઠી બેઠો થઇ વાંસળી સાંભળી રહ્યો. સમય વિતતાં મોરલીના નાદથી જેમ નાગ ડોલે તેમ કુમુદ

ડોલવા લાગ્યો. તેને પોતાની વાંસળીની સ્મૃત્તિ થઈ. નીચે જોયું, આસપાસ જોયું, પણ વાંસળી જણાઈ નહિ. તે વિચારમાં પડયો અને પછી આતમગત્ બોલ્યો, " મારી વાંસળી અહિં નથી. આ તેનોજ અવાજ, પણ તે કોણ લઈ ગયું હશે ? અને તેને કોણ વગાડતું હશે ? વગાડનાર કોઈ ઉસ્તાદ જણાય છે. અહા ! કેવી ખુબીથી વાંસળી અત્યારે વાગી રહી છે ? હું હમ્મેશાં વગાડું છું, પણ આવી રીતે વગાડી શકતો નથી. વાંસળીનો કોમળ મીઠો અવાજ મને અત્યારે ઓરજ આનંદ ઉપજાવી રહ્યો છે. પ્રભુના કર કમળમાં રમણ કરનારી પ્રિય બન્સી ! આજે આ તારો ભક્ત તારા મોહક અવાજથી તેનું ભાન ભૂલ્યો છે. તારો અવાજ અત્યારે મને જેવો મીઠો લાગે છે તેવો મીઠો આજ પર્યંત લાગ્યો નથી. તું કયા ભાગ્યવાનના હાથમાં આ વખતે શોભી રહી છે ? શું સાક્ષાત શ્રીકૃષ્ણચંદ્ર તો પધાર્યા નથી ને ? કંઈક એમજ સમજાય છે. વાંસળીમાંથી નીકળતો અવાજ દૈવી છે. ખરેખર આ અદ્દ્ભુત ચમત્કાર છે." આમ તર્ક કરતો કુમુદ શાન્ત ચિત્ત વાંસળી શ્રવણ કરી રહ્યો. તેના મુખમાંથી વાંસળી વગાડનારને માટે ધન્યવાદના ઉદ્દ્ગાર નીકળી પડયા. સહસા બન્સી નાદ બંધ થયો. કુમુદનું દિલ ચિરાયું. હૃદય વધુ સાંભળવાને ઉત્સુક બન્યું. પુનઃ બન્સીનાદ શરૂ થયો. કુમુદ બોલી ઉઠયો; " ખરેખર ! આ બન્સી નાદે આજે મને લોભાવ્યો છે. કેવો અજબ ચમત્કાર ! બન્સી લાકડાની છે પણ તે દૈવી વસ્તુ છે. પ્રભુના કરકમળમાં રહેલી છે. જેના નાદથી શ્રી કૃષ્ણચંદ્રે ત્રિલોક ડોલાવ્યું હતું, જેનાથી વ્રજવાશીયો ભાન ભૂલ્યાં હતાં, હા તેજ વાંસળીએ આજે તેનાજ ભકતનું ભાન ભૂલાવ્યું છે. મનમાં એમ થયા કરે છે કે આ વાંસળી વાગ્યાજ કરે તો કેવું સારૂં ? ચાલ; આ મોહક અવાજથી મને આકર્ષનારા બન્સી બજાવનારનાં દર્શન કરૂં અને જાણું તો ખરો કે તે મહા પુરૂષ કોણ છે ?" કુમુદે વાંસળીના અવાજ તરફ ધ્યાન રાખી ધીમે પગલે ચાલવા માંડયું; બન્સીના તાનની સાથેજ તેનાં પગલાં ઉપડતાં હતાં. શ્રી

કૃષ્ણચંદ્રની મુરલીના અવાજથી જે પ્રમાણે ગોપીકાઓ પોતપોતાનું ભાન વિસારી શ્રીકૃષ્ણ સામપ ખેંચાઇ આવતી; તે પ્રમાણે કુમુદ-કાન્ત વાંસળીના અવાજ તરફ ખેંચાઇ જવા લાગ્યો. તેની અવસ્થા અત્યારે વિચિત્ર બની રહી હતી, વાંસળીનો મધુરો ટહુકાર ચારે તરફ પથરાઇ રહ્યો હતો. ઝાડ–પ્હાડ પવન અને દિશાઓ પણ શાન્ત બની બન્સીનાદ શ્રવણ કરી રહ્યાં હોય એવો ભાસ થઈ રહ્યો હતો. થોડી વારમાં કુમુદને વાંસળી વગાડનારી બાલિકાનાં દર્શન થયાં. કુમુદ સ્તબ્ધ બની વિસ્મયતાથી તેની તરફ જોઇ રહ્યો. કમિલિનીનો દેખાવ આ વખતે અદ્દભુત બની રહ્યો હતો. કમિલિની બન્સીના તાનમાં ગુલતાન બની હતી પ્રવાલસમ રક્ત અધરોષ્ટ પર શોભી રહેલી વાંસળીથી તેમજ પગ પર પગ ચઢાવી બેઠેલી બાળા સાક્ષાત્ લક્ષ્મીદેવી અથવા તો વિણાધારીણી–મયુર વાહિની શારદા સમાન શોભતી હતી. વાંસળી વગાડવામાં તલ્લિન બનેલી બાલિકાની દ્રષ્ટિ હજી કુમુદ પર પડી નહોતી. કુમુદ એકાગ્ર નજરે આંખ્યોનો એક પણ પલકારો માર્યા વિના આ દેવકન્યાને અવલોકી રહ્યો. આવી અવસ્થામાં લગભગ અર્ધો કલાક વ્યતિત થઈ ગયો. બન્સીનાદ બંધ થયો. કમિલિનીની દ્રષ્ટિ દૂર પણ સામે ઉભેલા કુમુદ પર પડી. બાલિકા શરમાઈ. તેનું મુખ લાલ બન્યું. તે ઉભી થઈ અને મૃદુ–મૃદુ હસતી કુમુદ પાસે આવી ઉભી. કુમુદે સ્નેહભીની નજરે તેના સામે જોઈ કહ્યું. “ તમે આવું સુંદર બજાવી જાણો છો, તે જાણી હું આનંદ પામું છું. બાળા ! હું હમ્મેશાં બન્સી બજાવું છું; પણ તમારા સમાન અદ્યાપિપર્યંત બજાવી શકયો નથી. તમારા બન્સીનાદે મારૂં ભાન ભૂલાવ્યું છે. મારા હૃદયમાં અજબ અદ્દભુત ભાવ રેલાવ્યો છે. દેવ-કન્યા ! તમને ધન્ય છે. કમિલિની ! કહો; તમે આવું સુંદર વગાડતાં કયાંથી શીખ્યાં ? ”

કમિલિની પોતાની પ્રશંસાથી કંઈક શરમાઈ. તેણે કહ્યું; “મેં એવું તે શું સરસ વગાડયું છે કે જેથી તમે મારી પ્રશંસા કરી રહ્યા

છો ? હું તમારા જેવું તો કદી વગાડી શકુંજ નહિ. કુમુદકાન્ત ! હું જ્યારે નાની હતી; ત્યારે વાંસળી વગાડી આનંદ પામતી હતી. આ પછી વિદ્યાભ્યાસમાં પડી. વાંસળી ભૂલાઈ. છેવટે અહિં આવી. તમને વાંસળી વગાડતા સાંભળ્યા. મારી પણ ઇચ્છા થઇ અને તમે કુન્જ વનમાં નિદ્રાવશ થયા તે વખતે ત્યાં આવી તમારી વાંસળી લઇ બજાવી પણ તે તમારા જેવી તો નહિજ હાં ?"

કુમુદ બોલ્યો નહિ. તેણે મનમાંજ કમિલિનીનાં વખાણ કર્યાં અને પછી કહ્યું; "કુમારિકા ! ચાલો આપણે સરિતા કિનારે જઇએ."

"ચાલો." કમિલિની અને અને કુમુદ આગળ વધ્યાં અને ખીણમાં પ્રવેશી એક ડુંગરપર ચઢી બીજી બાજુએ ઉતર્યા. ચારે તરફ પ્હાડો આવી રહ્યા હતા. વચમાં સરિતા વહન કરી રહી હતી. સાંજનો દેખાવ ખુશનુમા હતો. સારસ પક્ષીઓ સરિતા તટપર આમ તેમ ફરતાં હતાં, પંખીયોના મધુરા ટહુકાર કર્ણપ્રિય થતા હતા. કુમુદ અને કમિલની સરિતા કિનારે બેઠાં અને થોડી વાર સુધી સારતાના વ્હેતા જળ તરફ જોઇ રહ્યાં. એવામાં કમિલિનીએ હાથ લાંબો કરી પૂછ્યું, "કુમુદકાન્ત ! પેલાં પંખીઓનું શું નામ ?"

"તે સારસ પંખીના નામથી ઓળખાય છે." કુમુદે પ્રત્યુત્તર વાળ્યો.

"મેં એમ સાંભળ્યું છે કે તે બન્ને પંખીઓ સદાય સાથે રહે છે અને તેમાંના એકનો અંત આવતાં બીજું પણ સાથે મરે છે; એ શું સત્ય વાત હશે ?" કમિલિનીએ કુમુદની આંખ્યો સાથે આંખ્યો મેળવી પૃછ્યું,

"કમિલિની તે સત્ય છે, અને એનું કારણ પ્રેમનો પ્રભાવ છે."

"એવો પ્રેમ મનુષ્યોમાં સંભવે ખરો કે ?"

"અત્યારે એવો પ્રેમ કદાચ કોઇકમાં હશે; પરંતુ પૂર્વકાળમાં એવાં અનેક પ્રેમીઓ થઈ ગયાં છે કે જેથી અદ્યાપિ પર્યંત તેમનાં ગુણગાન ગવાયાં કરે છે."

કમિલિની મૌન રહી. કુમુદ તેના સામે જોઇ રહ્યો. કમિલિની વિચારમાં પડી હોય એમ જણાયું. તેના મુખપર અવનવા ફેરફાર થવા લાગ્યા. કુમુદે પૂછ્યું, "કમળ! તમે કંઇક વિચારમાં પડયાં હો એમ જણાય છે?"

"હા, હું પ્રેમના–સ્નેહનાજ વિચાર કરૂં છું." કમિલિનીએ જણાવ્યું.

"એટલે? એમાં વિચાર શા?" કુમુદે હસીને પૂછ્યું.

"મારા હૃદયમાં જેવાં સ્નેહનાં મોજાં ઉછળી રહ્યાં છે; એવાં સ્નેહનાં મોજાં હું જેની પ્રત્યે સ્નેહ ધરાવું છું તેના હૃદયમાં ઉછળી રહ્યાં હશે કે કેમ તેનો હું વિચાર કરી રહી છું."

"કમળ! કુદરતનો કાયદો છે કે તમે જેને ચાહો એ તમને અવશ્ય ચાહે. બાળા! મને એતો જણાવો કે તમારાં શુદ્ધ સ્વર્ગિય સ્નેહની અમૃતધારા કયા ભાગ્યવાનની પર વહી રહી છે?"

"સાચું કહું?"

"આ સત્યનુંજ સ્થાન છે."

"તમે માનશો?"

"તમારો શબ્દોમાં મને કરી અવિશ્વાસ સંભવે ખરો?"

"ત્યારે સાંભળો, હું આજે તમને સ્પષ્ટ સંભળાવી દઉં છું, પણ તે પહેલાં હું તમારી પાસેથી એ જાણવાની ઇચ્છા રાખું છું કે તમે કોઇને ચાહો છો કે નહિ! પ્રથમ તમારા દિલની વાત જણાવો. પછી હું મારા હૃદયની જણાવીશ?" કમિલિનીએ અજબ પ્રશ્ન પૂછ્યો.

કુમુદ ગભરાયો, તેનું મુખ વિલાયું; વદનપર લાલાશની છાયા છવાઈ. તેણે કહ્યું, "તમારો આ પ્રશ્ન અજબ છે. મારા હૃદયમાં અત્યારે શું થઈ રહ્યું છે તે ફક્ત મારૂં મનજ સમજી શકે છે. દેવ કન્યા! હું તમને શું કહું?"

"મારા સમ, કહી દયોતે ?" કમિલિનીએ કોમળ અવાજે કહ્યું.

"દેવબાળા ! મારૂં હૃદય સ્નેહના અમૃતથી છલાછલ ભરેલું છે."

"કુમુદકાન્ત ! મારે એવું, ભેદમય બોલવું સાંભળવું નથી. હું પૂછું છું કે તમે મને ચાહો છો કે નહિ ?" કમિલિનીએ સ્પષ્ટ જણાવી દીધું.

કુમુદ વિજળીના ચમકારાની માફક ચમકીને બોલ્યો; "બાળા ! તારી પ્રત્યેનો સ્નેહ હું શબ્દોથી શા રીતે બતાવી શકું ? બાળા ! આપણે જાણે એકજ વતનનાં અને એકજ કુટુંબનાં હોઇએ એમજ હું સમજું છું. તું તારા પિતાની પાસે જઇશ. તારા વિના અમને કેમ ગમશે એ વિચાર ઉત્પન્ન થતાં મારૂં મન દુઃખી થાય છે. તું જઇશ એ શબ્દ ઉચ્ચારતાં મારૂં રક્ત પણ શીતળ બની જાય છે. કમિલિની ! આ પ્રાણ છે ત્યાં સુધી તો હું તને ભૂલનાર નથી. તારા વિશુદ્ધ સ્નેહનું નિરંતર સ્મરણ કરીશ અને તું સુખી થાય એવી આશિષ આપતો રહીશ."

"જ્યારે તમારો એવો સ્નેહ છે ત્યારે મને સદા અહિંજ તમારી સાથે રહેવા દયોને ?"

"બાળે ! તું અહિં રહી શું કરીશ ?"

"તમે કહેશો એ કરીશ."

"તારા પિતા..." કુમુદ વધુ બોલી શકયો નહિ, તેની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. કમિલિની બોલી, "હું મારા પિતાને વિનવી અહિં તમારી પાસે રહીશ."

"એ સત્ય છે, પણ તું અત્રે અમારી પાસે કયાં સૂધી રહી શકીશ?"

"જીવન પર્યંત." આ શબ્દો બોલતાં કમિલિનીના સુખપર નિશ્ચયની છાયા જણાઇ.

"એમ કેમ બને ? તારે યોગ્ય ઉમ્મરે તો પરણવું પડશે."

"હું તમને પરણું તો ?" બાલિકાએ કહી નાખ્યું.

કુમુદ કંપ્યો, તેના મનમાં કંઈક થઇ ગયું. તે બોલ્યો; "કમિલિની! તું અજ્ઞાન-ભોળી છે. મારા પ્રત્યેનો પ્રેમજ તને આવી રીતે બોલાવે છે. દેવાંશીબાળા! મારા હૃદયમાં રહેલો તારા પ્રત્યેનો સ્નેહ શુદ્ધ દૈવી છે. શું તું નથી જાણતી કે મેં મારૂં જીવન દેશ સેવનાર્થે સમર્પણ કરેલું છે?"

"તે વાત મ્હેને મને કરી હતી, પણ તેથી શું થઇ ગયું? તમારે નહિ પરણવું હોય તો આપણે નહિ પરણીએ. હું તમારી સાથે રહીશ અને તમારા દેશસેવાના કાર્યમાં મદદરૂપ બનીશ. બોલો પછી કાંઇ?"

"કમિલિની! તું શ્રીમાન પિતાની પુત્રી છો. તારાથી મારી સાથે રહેવાયજ નહિ. વળી દેશ સેવામાં કેટલાં સંકટો સમાએલાં હોય છે તે ફક્ત અનુભવીજ સમજી શકે છે."

"એ સઘળાં સંકટો સહન કરવાને હું તૈયાર છું. ગરીબોની કેમ સેવા કરવી તેનું જ્ઞાન મને સુરબાળાબ્હેન પાસેથી પ્રાપ્ત થયું છે. કુમુદ! હું પિતાના વૈભવની વિલાસી નથી. પરણીને સુખ-આનંદ અનુભવવાને લેશ માત્ર રાજી નથી, પણ અહિં, આ શાન્ત સ્વર્ગિય સ્થાનમાં તારા જેવા દેવાંશી સાથે સદા નિવાસ કરવા હું અત્યંત અભિલાષી છું. કુમુદ! મારા હૃદયની આ તીવ્ર ઇચ્છા શ્રી જગદીશ જરૂર એક દિવસે પરીપૂર્ણ કરશે." કમિલિની વધુ બોલી શકી નહિ, તેની આંખોમાં અશ્રુ ઉભરાયાં. કુમુદના હૃદયમાં પણ આ વખતે અજબ પરીવર્તન થઇ રહ્યું હતું. તે મહાન્ ગંભીર વિચારમાં ડુબ્યો અને પછી થોડીવારે વિચારનો ત્યાગ કરી કામલિનીનો હાથ પકડી ઉભો થતાં બોલ્યો; "બાળા! ચાલો પ્રભુની ઇચ્છા મુજબ સૌ કાંઈ થયા કરશે, ભવિષ્યના અંધકારમાં શું છૂપાયું છે એતો ફક્ત પ્રભુજ જાણે છે. અત્યારે આવા વિચારની શી જરૂર? ચાલો આપણે રાત્રિ પડતાં પહેલાં ગૃહે ગમન કરી જઇએ." કમિલિની અને કુમુદે ત્યાંથી

ગમન કર્યું. ઘેર આવી કુમુદે આજે બનેલી બીના તેની બ્હેનને વિદીત કરી. સુરબાળાએ સ્નેહથી કમિલિનીને હૃદય સાથે દાબી આશિષ આપી અને તેને તેના પિતાની પાસે જવાને અનેક પ્રકારે સમજાવી. સુરબાળાના આગ્રહથી છેવટે કમિલિની તેના બાપની પાસે જવાને સંમત થઈ. કુમુદને તેની સાથે જવાનું નક્કી થયું. મોટા મળસકે નીકળવાનું નિર્માણ કર્યું. સઘળાં સુતાં અને પ્રભુ સ્મરણ કરતાં નિદ્રાધીન થયાં. રાત્રિ પુરી થઇ. મોટું મળસકું થયું. સુરબાળાએ સઘળાંને જાગૃત કર્યાં. કમિલિની તૈયાર થઈ. સુરબાળાની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. કમિલિનીની પણ એજ દશા થઈ. બન્ને એક બીજાના હૃદય સાથે ઘણીવાર સુધી વળગી રહ્યાં. સુરબાળાએ આશિષનો વર્ષાદ વરસાવતાં ગદ્દગદીત્ કંઠે કહ્યું, "બ્હેન! તારા બાપુની આજ્ઞા લઈ કોઇક દિવસે અહિં આવજે હાં! મને ભૂલીશ નહિ." સુરબાળા વધુ બોલી શકી નહિ. કમિલિનીનું હૃદય ચિરાતું હતું. તેણે સજળ નયને બે હાથ જોડી સુરબાળાને શિર નમાવ્યું. મુખથી તે કંઈ પણ બોલી શકી નહિ. કુમુદ તૈયાર થઇ ઉભો હતો. કમિલિનીએ મહા પ્રયાસે સુરબાળા પ્રત્યે કહ્યુંઃ "બ્હેન! જાઉં છું. મને ભૂલશો નહિ. હું જરૂર અહિં આવીશ."

"સુખી રહે. પ્રભુ તારૂં કલ્યાણ કરો." સુરબાળાએ બે હાથ ઉંચા કરી તેના માથે મૂકયા.

કુમુદ અને કમિલિનીએ ત્યાંથી પ્રયાણ કર્યું. સુરબાળા તેમની તરફ સજળ નયને જોઈ રહી. પ્રભાતના પુણ્યમય સમયે બન્ને જણાં જોતજોતામાં ઘણે દૂર નીકળી દ્રષ્ટિમર્યાદામાંથી અદ્દશ્ય થયાં.

---

# ૧૭

## સાધુ કે ડાકુ?

"મન મેલા તન ઉજલા, બગલા કપટી અંગ
તાતે તો કઉવા ભલા, તનમન એકહિ રંગ."

**શ્રીકબીર.**

ગરમીના દિવસો હોવાથી તાપ સખ્ત પડતો હતો, મધ્યાહ્ન સમય કાળ સમાન ભાસતો હતો. પર્વતના પત્થરો સૂર્ય ભગવાનની પ્રખર ઉષ્ણતાથી આગ સમાન બન્યા હતા. નાની નદીયો અને ઝરાઓનાં જળમાંથી ગરમીના યોગે વરાળો નીકળતી દૃશ્યમાન થતી હતી. પંખીઓ વૃક્ષોની ઘનઘોર ઘટાઓમાં શીતળતાના આશ્રયે બેસી મધ્યાન સમય વ્યતિત કરતાં હતાં, વાઘ વરૂ વગેરે હિંસક પ્રાણીઓ અસહ્ય ગરમીથી હાંફતાં કોઈ શીતળ સ્થાને સંતાઈ બેઠાં હતાં. આબુ પર્વતના અનેક નાના-મોટા રસ્તાઓ શૂન્યકાર જણાતા હતા. સર્વત્ર જાણે આગ વરસતી હોય એવો ભાસ થઈ રહ્યો હતો. કર્તવ્ય વિહીન થએલાં મનુષ્યોથી સૂર્યનારાયણ કુપિત થઇ સખ્ત તાપે તપી તેમની ઉષ્ણ જ્વાળાઓથી જગતને તપ્ત કરી અકળાવી રહ્યા હતા. આવા વિકટ સમયે આબુરાજની એક સાંકડી ઉંડી ખીણમાં થઇને એક ભગવાંધારી ઘોડેસ્વાર તેનો માર્ગ કાપી રહ્યો હતો. જે સમયે કોઇપણ મનુષ્ય અગર પંખી બહાર ન નીકળી શકે તે સમયે આ સાધુસ્વારનું ગમન આશ્ચર્ય ઉપજાવે તેમ હતું. વળી તે ઘોડા ઉપર બેઠેલો હોવાથી કંઈક વિચિત્ર પણ જણાતો હતો. સાધુનું શરીર અલમસ્ત હતું. આંખ્યો ક્રૂર અને ખૂની જણાતી હતી. શરીરનો રંગ શ્યામ હતો. માથાપર મોટી જટા અને શરીરે ચોળેલી ભસ્મથી આ સાધુ કંઈક અવનવોજ ભાસતો હતો. નબળા-પોચા હૃદયનો વટેમાર્ગુ આ વિચિત્ર વેશધારી સાધુને કદાચ જુએ તો તરતજ ભયથી છળી મરે એવો એનો દેખાવ

હતો. મધ્યાહ્નકાળનો તડકો અસહ્ય હતો, તદપિ એ સાધુને કંઈપણ અસર થતી ન હોય એમ તેના શાન્તિમય ગમનથી અનુમાન થતું હતું. પ્હાડી માર્ગ વાંકો ચૂંકો અને ખાડા ટેકરાવાળો હોવાથી ઘોડો ધીમે-ધીમે ચાલતો હતો. મધ્યાહ્નના ભયાનક તાપમાં કાળા ભૂત સમાન ભાસતો એ ભગવાંધારી આસપાસ નજર કરી તેની લાંબી દાઢી પર વારંવાર હાથ ફેરવતો આગળ ગમન કરી રહ્યો હતો. આ સમયે તેને જો કોઈ જોનાર હોય તો તરતજ માની લે કે એ કોઈ સાધુ નથી પણ ભગવાં વસ્ત્રમાં છૂપાએલો કોઈ ભેદી શયતાન છે. આ અશ્વારોહિ સાધુએ લગભગ એક કલાક સુધી ચાલ્યા કર્યું. ખીણનો અંત આવ્યો. હવે તેને પર્વતપર ચઢવાનું હતું. ઉંચે જવાનો માર્ગ સીધો અને સાંકડો હતો. સાધુએ થોડીકવાર ઘોડાને ઉભો રાખી થાક ખાવા દીધો અને પછી ધીમે ધીમે પર્વતારોહણ કરવા માંડયું. પર્વતનું ચઢાણ લગભગ દોઢ બે ગાઉ હતું. ઘોડો કદાવર અને જાતવાન હોવાથી ધીમે ધીમે પણ બરાબર પગ ટેકવીને ઉપર ચઢતો હતો. સાધુરામે પણ આડું અવળું જોયા વિના દૃષ્ટિ સીધી રાખી ઘોડાની લગામ ખેંચી પકડી હતી. જે રસ્તે અશ્વ આગળ પ્રયાણ કરી રહ્યો હતો, તે રસ્તો ફક્ત બે હાથજ પહોળો હતો. રસ્તાની એક બાજુએ ઉંડી અંધકારમયી ખીણ અને બીજી બાજુએ ઉંચા ડુંગરો આવેલા હતા. માર્ગ વિકટ અને ભયંકર હતો. જીવનું જોખમ દરેક પળે હતું, અશ્વની ગતીમાં જો ચૂક થઇ તો ઉંડી ખીણમાં પડી પ્રાણ ગયોજ સમજવો. આવું જાણી સાધુરામ આસ્તેથી ઘોડાને ચલાવતો હતો. સખ્ત તાપ અને વીકટ રસ્તાથી ઘોડો અને સ્વાર પરસેવાથી તરબોળ થયા હતા. કદાવર અશ્વ પણ તાપ અને થાકથી હાંફતો હાંફતો માર્ગ કાપતો હતો. સાધુની આ મુસાફરી સખત હતી. આ રસ્તો ક્યારે પૂરો થાય એવું સાધુ મનમાં ચિંતવન કરતો હતો. છેવટે સાંજ પડતાં સાધુ અને અશ્વ છેક ઉપર આવી પહોંચ્યા. એ ભયાનક રસ્તો પૂર્ણ

કરતાં ઘણો વખત વીત્યો. પ્રભાકર પ્રભુએ પર્વતના ઉંડાણ ભાગમાં પ્રવેશ કરવા માંડ્યો. તાપથી અકળાયેલાં મનુષ્ય પ્રાણી પ્રત્યેની દયાથી ભાનુદેવે શીતળતા ધારણ કરી; છતાં પવનમાં હજી થોડી ઉષ્ણતા કાયમ રહી હતી. પંખીઓ શીતળ વિશ્રામ સ્થાન ત્યાગી બહાર નીકળી તેમના વિવિધ અવાજોથી પર્વત પ્રદેશને ગજાવી રહ્યાં હતાં. સાધુ ઘોડા પરથી નીચે ઉતાર્યો. ઘોડો થાકીને લોથ બની ગયો હતો. બીચારા અવાચક પશુને મુખે ફિણના ફિસોટા વળ્યા હતા. ત્યાં નજીકમાં ઘાસ ઉગેલું હતું, પણ અશ્વને એટલો બધો તો શ્વાસ ચઢ્યો હતો કે પેટમાં ભુખ લાગવા છતાં તે ઘાસનું એક તરણું પણ ખાઈ શકશે કે કેમ તેની શંકા હતી. સાધુએ તેના શરીરપરનો પસીનો લુછી તેના શરીર પર હાથ ફેરવવા માંડ્યો. થોડીકવાર હાથ ફેરવતાં અશ્વે ચારો ચરવા માંડ્યો. સાધુએ ત્યાં પડેલી એક શીલાપર સ્થાન લીધું. પર્વત પ્રદેશમાં આ ડુંગર સૌથી વધારે ઉંચો હતો. ગગન ચુંબિત શિખરે શીલાસનપર બેઠેલો બાવો આકાશમાંથી ઉતરી આવેલો રાક્ષસ અથવા તો ભૂત સમાન ભયંકર ભાસવા લાગ્યો. તે આ વખતે કંઈક ઉંડા વિચારમાં નિમગ્ન થયો હોય એમ તેના વદન પર થતા ફેરફારોથી અનુમાન થતું હતું. સાંજની પૂર્ણાહુતિ થતાં પર્વતપ્રદેશનો દેખાવ રમ્ય બન્યો. શીતળ પવન સુસવાટા બંધ વ્હાવા લાગ્યો. પંખીયો રાત પડવાની બીકે ઝડપથી પોતપોતાના સ્થાન પ્રતિ ગમન કરી રહ્યાં હતાં. આ પર્વત શિખર એટલું તો ઉંચું હતું કે ત્યાંથી દૂર નજર કરતાં શ્રી અંબાભવાનીનું દેવળ, ગબ્બરનો ડુંગર અને બીજાં કેટલાંક ગામ નજરે પડતા હતાં. નીચે જમીન તરફ નજર કરતાં નીચેની મોટી નદીઓ, ઝરાઓ, તળાવો અને વૃક્ષો છેક નાનાં જણાતાં. ઉંચે દોડા દોડી કરી રહેલી વાદળીઓ શરીરને ઘસાઇને જતી હતી, વિચાર વશ સાધુરામે આવા અલૌકિક સ્થાનમાં ઘણીવાર બેસી રહી થાક ઉતાર્યો અને સાયંકાળની પૂર્ણાહુતિ થતાં તેણે ઉભા થઈ ઘોડાની લગામ પકડી પર્વતની બીજી બાજુએ

આવેલી એક ખીણમાં ઉતરવા માંડ્યું. આ રસ્તો કંઈક ઠીક હતો, પણ સીધું ઢોળાણ હોવાથી ઘોડાપર બેસી શકાય એમ નહોતું. પૂર્ણ સંભાળથી પગ ટેકવતો સાધુરામ રાત્રિ પડતાં તો તેના નિર્ણીત સ્થાને આવી અટક્યો. તે જે સ્થળે આવીને અટક્યો; તે એક લાંબી-પ્હોળી ખીણ હતી. અહિં ઝાડ-પાંનથી ભરપૂર એક સપાટ મેદાન આવેલું હતું. આ મેદાનમાં એક જંગલી ઝાડની નીચે એક ઝુંપડી બાંધેલી હતી. આશ્ચર્ય જેવું તો એ હતું કે ઝુંપડીની અંદર કે બહાર આ વખતે કોઈપણ માણસ નજરે પડતું નહોતું. ઝુંપડીની આસપાસનો દેખાવ રમ્ય હતો. જંગલી વૃક્ષો ઉપરાંત અનેક જાતનાં રંગબેરંગી પુષ્પોનાં વૃક્ષો ખીલી રહ્યાં હતાં. નિર્મળ નીરનો ઝરો સર્પાકારે વહન કરી રહ્યો હતો. દેખાવ આનંદ જનક હતો; પણ તે નિહાળવાને સાધુ સિવાય અન્ય કોઈ નહોતું. સાધુએ ઝુંપડીનું દ્વાર ઉઘાડ્યું, ઝુંપડીમાં એક ગોદડી અને પાણી ભરવાના માટલા સિવાય બીજું કાંઈ નહોતું. સાધુ તરતજ ઝુંપડીમાંથી બહાર નીકળી આસપાસ નજર કરવા લાગ્યો. રાત્રિ પડી ચૂકી હતી. નક્ષત્રો હિરાની માફક ઝગઝગી રહ્યાં હતાં. તેમનો ઝાંખો પ્રકાશ અંધકારમાં કંઈક ઉજાસ આપી રહ્યો હતો. સાધુએ થોડી ક્ષણ કંઈક વિચાર કરી ઝોળીમાંથી એક ગોળાકાર ફાનસ કાઢી સળગાવ્યું, ફાનસના કાચ લાલ રંગના હોવાથી દીપક પણ લાલ રંગનો જણાવા લાગ્યો. ઝુંપડીની નજીકમાં એક ઉંચો વાંસ દાટેલો હતો. તે વાંસની ઉપર એક ગરગડી આવેલી હતી. તે ગરગડીપર આવેલી દોરીના છેડા બન્ને બાજુએ લટકતા હતા. સાધુએ દોરીના એક છેડા સાથે ફાનસ બાંધ્યું. બાદ બીજો છેડો ખેંચતાં ફાનસ ઉંચે ચઢી વાંસની ટોચે જઈ અટક્યું. સાધુએ દોરીના છેડાને વાંસ સાથે બાંધ્યો. ફાનસનું અજવાળું પ્હાડી પ્રદેશમાં દૂર સુધી જણાવા લાગ્યું. આ પછી સાધુએ શરીરપરથી ભગવાં વસ્ત્ર ઉતાર્યાં. ઉપરનાં વસ્ત્ર અલગ થતાંજ સઘળું રહસ્ય જણાયું. આ સાધુ ખરેખરો સાધુ નહોતો પણ કોઈ ભેદી માણસ હતો. ભગવાં કપડાંની અંદર

તેણે બીજાં શ્વેત વસ્ત્રો શરીર પર પહેરેલાં હતાં. કમ્મરમાં જમૈયો, છૂરો અને પિસ્તોલ જેવાં પ્રાણઘાતક શસ્ત્ર–અસ્ત્ર ધારણ કરેલાં હતાં. આવા દેખાવથી ચોક્કસ થતું હતું કે આ માણસ સાધુ નહિ પણ કોઈક ડાકુ હોવો જોઈએ. ખરેખર એમજ હતું. આ શયતાન એક ભયંકર લુંટારો હતો. તેનું નામ આખા પ્રદેશમાં જાણીતું હતું. તેની ટોળીમાં ઘણાં માણસો હતાં. ચોરી–લુંટફાટ અને ગામ ભાગવાં –લુંટવા એ તેનો મુખ્ય ધંધો હતો. દયાનો આ દુશ્મન ઘણો ભયાનક હતો. તેણે અનેક નિર્દોષ મુસાફરોને–જાત્રાળુઓને અને ગામડામાં રહેતાં માણસોનાં ખૂન કરી પિશાચ પદ ધારણ કર્યું હતું. આ ભયાનક ખૂની લુંટારો કેટલાક મહિનાથી અદૃશ્ય થયો હતો; તે આજે એકાએક પાછો આવ્યો હતો. તેની ટોળીનાં માણસો એકજ સ્થળે નહિ રહેતાં પ્હાડી પ્રદેશમાં છૂટાં છવાયાં રહેતાં હતાં. એ લોકોને એકત્ર કરવાને માટે લાલ રંગનું ફાનસ ઉંચા વાંસપર ચઢાવવામાં આવતું. જ્યારે લાલ ફાનસ દેખાય ત્યારે એ લોકો જ્યાં હોય ત્યાંથી વગર વિલંબે ઝુંપડી આગળના ચોગાનમાં આવી એકત્ર થતા. આજે લાલ ફાનસ સળગતું જોઇ લુંટારાઓ એક પછી એક ઝુંપડી આગળ આવવા લાગ્યા. મધ્યરાત્રિ થતાં સુધીમાં તો અનેક માણસોથી ચોગાન ભરાઈ ગયું. સઘળાએ ઘુંટણે બેસી સરદાર બહાદુરને નમન કર્યું. શ્યામ રંગનો અને ખૂની દેખાવનો એ ભીમકાય સરદાર હાથમાં ભાલો પકડીને ટોળાની વચ્ચે ઉભો હતો. એવામાં તેના જેવાજ દેખાવનો એક કદાવર માણસ હાથમાં ફાનસ પકડી ત્યાં આવ્યો અને નીચા નમી તેણે તેના સરદારને નમન કર્યું. આ આવનાર લુંટારાનો નાયક હતો. મોટા સરદારની ગેરહાજરીમાં તે સરદારનું દરેક કાર્ય બજાવતો. તેને જોતાંજ ભાલો પકડી ઉભેલા સરદારે પૂછ્યું.

"કાં કૃપાણ! શું સમાચાર છે?"

"સમાચર ઠંડા છે. આપણા ત્રાસથી રસ્તાએ ઉજ્જડ બની ગયા છે. મુસાફર કે યાત્રાળુ કોઇ પણ આ પ્રદેશમાં આવવાની હિંમત

કરી શકતું નથી. વળી અધૂરામાં પૂરૂં આપણાં માણસોમાંથ, પણ કેટલાંક ઓછાં થઈ ગયાં છે."

"શું મરી ગયાં ?" સરદારે ભવાં ચઢાવી પૂછ્યું.

"ના; પણ કંઈક જૂદુંજ બન્યું છે." કૃપાણે કંઇક હસીને કહ્યું.

"શું ?"

"અહિંથી આશરે દશેક ગાઉપર એક નાનું ગામડું આવેલું છે, ત્યાં ભીલ લોકો વસે છે. એ ભીલ લોકો પહેલાં આપણા જેવોજ ધંધો કરતા હતા, પણ જ્યારથી ત્યાં બે છોકરાં આવીને રહ્યાં છે ત્યારથી તેઓ ઘણા સુધરી ગયા છે અને ભગવાનના પરમ ભક્ત બન્યા છે."

"તે હું જાણું છું. તું સુરબાળા અને કુમુદના વિષેજ કહે છે ને ?"

"હાજી; તેઓના બોધ વચનથી આપણામાના કેટલાએ માણસો આપણો બાપદાદાનો ધંધો ત્યાગી ભગતડા બની ગયા છે અને પ્હાડી ગામડાઓમાં લોકોને ઉપદેશ કરવા ફરે છે."

સરદારે દાંત કચકચાવી પૂછ્યું; "હાલમાં તો કંઈ શિકાર મળ્યો નહિ હોય ?"

"નાજી, આપના ગયા પછી ફક્ત એકજ ગામડામાં અમે લુંટ કરી હતી; પણ ગામ લોકો હથીઆરબંધ થઇ અમારી પાછળ પડવાથી અમારે નિરાશ થઇ ભાગી આવવું પડ્યું."

"એવા નામર્દ અને બાયલા કે ગામડીયાઆથી ડરી ભાગી ગયા ?" સરદારે તેની લીંબુની ફાડો જેવી આંખ્યો પ્હોળી કરતાં કહ્યું. કૃપાણસિંહે માથું નમાવી કંઈ પણ જવાબ આપ્યો નહિ. શાન્તિ પથરાઈ રહી. સરદારે એક માણસને કંઇક સમજાવ્યું કે જેથી તે માણસ ઉભો થયો અને એક મોટો પત્થર ત્યાં ગબડાવી લાવ્યો. સરદારે તે પત્થરપર સ્થાન લેતાં પૂછ્યું; "કૃપાણ ! આપણો ધન ભંડાર તો સલામત છે ને ?"

"હા, બરાબર."

"કહે હવે શું ધાર્યું છે ?"

"આપણા બહાદુરો કાલે રજવાડા તરફ જનાર છે."

"હા, જાઓ અને ગમે તેમ કરી ધનનો ઢગલો મેળવી લાવો. આપણે હવે ધનની ઘણીજ જરૂર પડશે. આપણે થોડા વખતમાં મોટા મહારાજા બનનાર છીએ."

"શું આપણે રાજા થઇશું ?" કૃપાણે આશ્ચર્ય પામતાં પૂછયું.

"હા, હું મોટો રાજા બનીશ અને તમને સઘળાને નાના-નાના રાજા જેવા જાગીરદારો બનાવીશ. પણ એમ થતાં પહેલાં તમારે ધન એકઠું કરવા ઉપરાંત કેટલાંક જીવ સટોસટનાં કામ કરવાં પડશે."

"અમે સઘળું કરવાને તૈયાર છીએ." સઘળા લુંટારાઓ સાથેજ બોલી ઉઠયા અને તેમના બોલવાના અવાજથી શાન્ત પહાડી પ્રદેશમાં મોટો પડઘો પડી રહ્યો.

"શાહબાશ છે મારા દોસ્તો, સાંભળો હું હવે તમને તમામ વાત સંભળાવું. મને તમારી પાસેથી ગયે મહિનાઓ વીત્યા છે. હું આટલા વખતમાં કંઇ શાન્ત બેસી રહ્યો નથી. હું કોઈ માલદારની શોધમાં રખડતો હતો. તેવામાંજ મને એક માણસ મળ્યો, કે જે માણસ પ્રથમ રાજા હતો; પણ હાલ ભીખારી બન્યો છે. તે માણસને આપણે મદદ કરી પાછો રાજા બનાવવાનો છે."

"તે માણસ કોણ છે ?"

"દક્ષિણનો છે. તેની પાસે ધન-માણસો પુષ્કળ છે."

"તે શું કોઇની સાથે લઢાઇ કરવા ચાહે છે ?" કૃપાણે પૂછયું.

"હા, આ દેશમાં વેપાર કરી રળી ખાવા આવેલા અને અત્યારે આખા દેશના માલીક થઇ પડેલા પરદેશી ફિરંગીઓની સાથે લડાઇ કરી તેમને આ દેશમાંથી હાંકી કાઢવા તે માણસ ઇચ્છે છે."

"શું ગોરા ફિરંગીઓને ? અરે એતો દેવ લોકો છે." કૃપાણે ચમકીને કહ્યું.

"કૃપાણ! તારી મોટી ભૂલ થાય છે. હું પણ તારી માફક પ્રથમ એ લોકોને ધોળાધોળા જોઇને દેવજ માનતો હતો, પણ આ મુસાફરીથી મારો સઘળો ભ્રમ ભાંગ્યો છે. તે લોકો જેવા ઉપરથી ધોળા છે તેવા હૃદયથી નથી. તેમનાં હૃદય કાળાં છે. તેઓ પ્રથમ આપણા દેશમાં વેપાર કરવાને આવ્યા હતા; પણ પછી ધીમે ધીમે દગલબાજી કરી, કોઈને લડાવી, કોઇને સમજાવી લગભગ આખા દેશના ધણી રણી થઈ પડયા છે. મને મળેલા માણસનું રાજ્ય, દિલ્હીના બાદશાહનું રાજ્ય; પંજાબ દેશ વગેરે ઘણા મુલક તે લોકોએ હજમ કર્યા છે, હવે તે લોકોનો ઈરાદો આપણા દેશનું ધન તેમના દેશમાં લઈ જવાનો છે. આખા દેશને વટલાવી ખ્રીસ્તી બનાવવાનો છે. અરે આપણા કેટલાક જાત ભાઇઓને પણ વટલાવ્યા છે. આપણા દેશીભાઇયો કે જેઓ તે લોકોના લશ્કરમાં નોકરી કરે છે તેઓને બંદુકોમાં મૂકવાની ટોટીઓપર ગાય અને ડુક્કરની ચરબી લગાડી વટલાવવાનું તો કયારનું એ શરૂ થઇ ચૂકયું છે. આથી આખી પલટનોની પલટનો તે લોકોનું સત્યાનાશ વાળવાને આતુર બની રહી છે. વળી વધુ સાંભળ. તે લોકોએ પ્રપંચ જાળ પૂરેપૂરી પાથરવા માંડી છે. તે લોકો પેલા અગ્નિ રથ અને લોખંડના તારથી આખા દેશને પાયમાલ કરવાનો ઇરાદો રાખે છે. તેમણે તેમની ભાષા ભણાવી દેશનાં છોકરાંને ખ્રીસ્તી બનાવવાનો પ્રયત્ન પણ પૂરેપૂરો આરંભી દીધો છે. કૃપાણ! આપણે ગમે તેવા છીએ; પણ આપણે આપણા દેશનો વિચાર પહેલો કરવાનો છે."

સરદારની સઘળી વાત શ્રવણ કરી કૃપાણ માથું ખંજવાળતાં બોલ્યો; "પણ આપણે ફાવી શકીશું શી રીતે ? ફિરંગીઓની પાસે લશ્કર અને દારૂગોળો ઘણો છે. આપણા દેશના ઘણા રાજાઓ તો તેમના ભાઇબંધો છે ?"

સરદારે તિરસ્કાર પૂર્ણ હાસ્ય કરી કહ્યું; "હું નહોતો જાણતો કે મારી ગેરહાજરીમાં તું આવો છેકજ નમાલો બની જઇશ? કૃપાણ! તારા મનની નિરાશાને તજી દે. આપણે જે માણસને મદદ કરવાની છે તે માણસ કોઈ જેવો તેવો નથી. તેના પક્ષમાં દીલ્હીના બાદશાહ, અયોધ્યાનો નવાબ; અને ઝાંશીનાં મહારાણી ઉપરાંત કેટલાક જોરાઓ પણ તેના મદદગાર છે. આથી મને ખાત્રી થાય છે કે જોત જોતામાં ફિરંગીઓનું સત્યાનાશ વળી જશે."

"તે માણસનું નામ તો જણાવો?" કૃપાણે પૂછ્યું.

સરદારે થોડીક્ષણ વિચારવશ રહી કહ્યું, "નાનાસાહેબ."

"તે શું પહેલાં રાજા હતો?"

"હા, પણ ફિરંગીઓએ તે બિચારાનું રાજ્ય દગાથી લઈ લીધું છે."

"આપણે તેને મદદ કરીએ તેમાં આપણને શું લાભ?"

"તે વિચારવાનું કામ મારૂં છે. આપણને ભવિષ્યમાં આવા ધંધા ન કરવા પડે અને આપણે તથા આપણા વંશ વારસો સૂરજ –ચંદર તપે ત્યાં સુધી ધનના ઢગલામાં આળોટયા કરીએ એવો કરાર મેં તેની સાથે કર્યો છે."

કૃપાણના મુખપર આનંદ છવાયો. તેણે પૂછ્યું; "કહો ત્યારે આપણે કયારે જવાનું છે?"

"હજી વાર છે, આપણા પક્ષના ઘણા માણસો જૂદા–જૂદા વેશથી ફિરંગીઓના લશ્કરમાં ફરી આપણો ઉદ્દેશ તેમને સમજાવે છે. સઘળા સંમત થતાં એકજ દિવસે આખા દેશમાં આગ સળગશે અને તેમાં ફિરંગીઓ બળીને ખાખ થઈ જશે. સમજ્યો?"

"ત્યારે હાલ આપણે શું કરવાનું છે?"

"આપણે આપણો ધંધો શરૂ રાખી આપણી ટોળીયોમાં માણસોની ભરતી કરવી."

"ધારો કે આપણા ધંધામાં કંઈ ન ફાવ્યા તો ભરતીનાં માણસોનું પોષણ શી રીતે કરવું ? આપણો ભંડાર ક્યાં સુધી ચાલશે ?"

"તે બધી વ્યવસ્થા મેં કરી છે. આપણને દર મહિને એક હજાર રૂપીઆ મળશે. તે ઉપરાંત જો વધુ ખરચ થાય તો આપણે પૂરું કરવું."

"નાનાસાહેબ હાલ ક્યાં છે ?"

"કાનપુરના જંગલોમાં."

"શું તમે કાનપુર સુધી જઇ આવ્યા ?"

"અરે કાનપુર ઉપરાંત દિલ્હી અને અયોધ્યા જઇ ત્યાંના બાદશાહોની મુલાકાત કરી આવ્યો."

"તમારી સાથે કોણ આવ્યું હતું ?"

"નાનાસાહેબનો સેનાપતિ તાત્યાટોપી, ઘણોજ બળવાન માણસ છે."

"દિલ્હીના બાદશાહ કેવા છે ?"

"અત્યારે તો તે બિચારાની ઘણીજ અવદશા છે. તેને અને અયોધ્યાના બાદશાહને ફિરંગીઓની દયા ઉપરજ ગુજરાન નિભાવવું પડે છે."

"હરામખોર ફિરંગીઓ આવ્યા ત્યારે આવા કારસ્થાની નહોતા પણ હવે સમજવું કે તેમનો દિનમાનજ રૂઠયો છે."

"એમજ."

"લઢાઈના દિવસની આપણને શી રીતે ખબર પડશે ?"

"દર અઠવાડીએ ત્યાંથી માણસ આવશે."

"કદાચ તમે અહિં ન હો અને એ તરફથી માણસ આવે તો અમારે તેને શી રીતે ઓળખવો ?"

"હા, આ સવાલ તેં ઠીક કર્યો. જો સાંભળ, તે માણસો જૂદા-જૂદા વેશથી આવશે. તેમણે મને તેમની નિશાનીઓ જણાવી

છે. તેઓને પૂછતાં તે તેમનાં નામ અબ્દુલ અથવા મેકેયર જણાવે તો તરત સમજી જવું કે તે માણસ આપણાજ છે."

"તે અબ્દુલ–મેકેયર કોણ છે?"

"તે બન્ને નાનાસાહેબના મદદગાર છે."

આ પછી સરદારે ટોળીના માણસોને સમજ આપી જવાનું સૂચવ્યું. સઘળા મોડી રાતે પોતપોતાના સ્થાન પ્રતિ ચાલ્યા ગયા. ઝુંપડી આગળ સરદાર અને કૃપાણ સિવાય અન્ય કોઇ રહ્યું નહિ. નિઃસ્તબ્ધતા વ્યાપી રહી. સરદારે અને કૃપાણે ઘણીવાર સુધી ખાનગી વાતો કર્યા કરી. એવામાં કોઇ એક માણસ ઉતાવળથી ચાલ્યો આવતો જણાયો. સરદાર અને કૃપાણ વાતો કરતા બંધ થઇ તેની તરફ શંકાશીલ વદને જોઈ રહ્યા. તે માણસે થોડેક દૂર આવીને શીયાળવા જેવો અવાજ કર્યો. આ છૂપી સંજ્ઞા હતી. તરત કૃપાણે પણ તેવોજ અવાજ કર્યો. તરત તે માણસ દોડી આવ્યો અને સરદારને જોતાંજ નમી પડી બોલ્યોઃ "એક માલદાર શીકાર સપડાયો છે."

"કોણ છે?" સરદારે આનંદના આવેશથી ઉભા થતાં પૂછીયું

"નવીનપૂરનો જમીનદાર છે. અંબાભવાનિની જાત્રાએથી પાછો ફરતાં ભૂલો પડયો છે. તેના શરીરપર દાગીના ઘણા છે, પણ તેની સાથે એક ગોરો સાહેબ છે."

"તે વળી કોણ મૂઓ છે?"

"તે પણ તેની સાથે અંબાભવાની ગયો હતો, તે સરકારી માણસ છે અને જાગીરદારનો મિત્ર છે."

"તેમનો મેળાપ તમને ક્યાંથી થયો?" કૃપાણે પૂછ્યું.

"અમે કોઈ માલદાર શીકારની શોધમાં રખડતા–રખડતા અંબાભવાની સુધી જઈ પહોંચ્યા હતા. પણ કોઇ માલદાર નહિ

મળવાથી અમે પાછા ફરતા હતા અને એક ટુંકા રસ્તે થઇને અમારા મુકામે જતા હતા, એવામાંજ એ બે જણા પ્હાડોની અંદર ભૂલા પડેલા અમને જણાયા. અમે તેમને મળી તેમનો સંગાથ કર્યો, અને પછી મારી સાથેના માણસને તે લોકોને આપણા મુકામ તરફ લઈ આવવાનું સમજાવી હું તેમનાથી છૂટો પડી અહિં આવ્યો."

તે માણસની વાત ધ્યાનથી સાંભળી કૃપાણે પૂછ્યું; "વારૂ હજી તે લોકો કેટલે દૂર છે?"

"અહિંથી લગભગ બે એક ગાઉ ઉપર તેમણે રાત ગાળવા મુકામ કર્યો હશે અને પછી સવાર થતાં આપણો માણસ તેમને આ તરફ લઇ આવશે."

કૃપાણે સરદાર સામે જોયું. તરત તે સરદારે કહ્યું, "તે લોકો અહિં આવે ત્યાં સુધી આપણે રાહ જોવાની જરૂર નથી. કૃપાણ! તું અને આ માણસ એ તરફ ઉપડી જાવ અને તે લોકોની પાસે જે કાંઈ હોય તે પડાવી લ્યો."

"ઠીક ત્યારે હું જાઉં છું." કૃપાણસિંહ ઉભો થયો.

"જો સાંભળ; કદાચ તેમની સાથે લડાઈ થાય તો જમીનદાર જીવથી માર્યો જાય નહિ તેવી ખાસ સંભાળ રાખજે." સરદારે કહ્યું.

આ પછી તેને નમન કરી કૃપાણસિંહ અને ખબર લાવનાર માણસ ઘોડાપર સ્વાર થઈ પંથે પળ્યા અને જોત જોતામાં ઘણે દૂર નીકળી ગયા.

# ૧૮

## માર્ગ ભૂલેલા મુસાફરો.

સાહેબકે દરબારમેં, સાચેકો શિરપાવ,
જુઠા તમાચા ખાયગા, કયા રંક કયા રાવ.

**કબીર.**

પ્રાતઃકાળનો ખુશનુમા સમય હતો. શીતળ સમીરની લ્હેરો શરીરને સુખ ઉપજાવી રહી હતી. વનવૃક્ષો ખીલી રહ્યાં હતાં. નદીઓનાં નીર કલકલ આજે વહન કરી રહ્યાં હતાં. જુદી-જુદી જાતનાં પંખીઓના મધુર અવાજ કર્ણને પ્રિય લાગતા હતા, આકાશમાં દોડતાં વાદળાંઓ પર્વતના શિખરને અથડાઈ ચાલ્યાં જતાં હોય એમ જણાતું હતું. વર્ષાઋતુની શરૂઆત હોવાથી આકાશ વાદળોથી આચ્છાદિત થએલું હતું. કવચિત્ સૂર્યભગવાન વાદળોને ભેદીને પર્વત પ્રદેશમાં પ્રકાશતા હતા; પણ તરતજ વાદળાં દોડી આવી તેમનાં કિરણોને અદ્રશ્ય કરી દેતાં હતાં. આવા સમયે એક લાંબી વિશાળ અને ઝાડ-પાનથી ભરપૂર ભરેલી ખીણમાં થઇને બે યુવાન ઘોડેસ્વારો મુસાફરી કરી રહ્યા હતા. આ બે યુવાનોની આગળ એક શ્યામ રંગનો માણસ માર્ગના ભોમીયા તરીકે આગળ ચાલતો હતો. આ બન્ને ઘોડેસ્વારોમાં એક યુરોપીયન હતો, તેનું નામ નેલસન હતું. તેની સાથે જે યુવાન હતો તે નવીનપુરનો જમીનદાર હતો. તેનું નામ શૈલેન્દ્ર હતું. તેની ઉમ્મર આશરે પચીસેક વર્ષની હતી. દેખાવમાં ગૌર અને મોહક જણાતો હતો. શૈલેન્દ્ર વયના પ્રમાણમાં કંઇક ઉંચો હતો. તેનો બાંધો બળવાન અને મજબૂત હતો. તેણે ગુજરાતી સંસ્કૃત ઉપરાંત અંગ્રેજી કેળવણી લીધેલી હતી. નેલસન તેનો મિત્ર થતો હતો. નેલસન કંપની સરકારના લશ્કરમાં મોટા હોદ્દાપર હતો. હિંદુસ્થાનમાં થોડા વખત પછી મોટો બળવો ફાટી નીકળવાનો છે અને તેને માટે કારસ્થાનીઓ તરફથી છૂપા પ્રયાસો થઇ રહ્યા છે, એવી

અફવાઓ કંપની સરકારના જાણવામાં આવતાં અનેક ગોરા અમલદારો તેમની હાથ નીચેના દેશી નોકરો સાથે ખોટી અફવાઓ ફેલાવનારા અને રાજ્યતંત્રને ઉંધુ વાળવાના પ્રયાસ આદરનારાઓને ખોળવા પકડવા આખા દેશમાં ભ્રમણ કરી રહ્યા હતા. નેલસનને માથે પણ આ કામ આવી પડવાથી તે આ તરફ આવ્યો હતો. નવીનપુરનો જમીનદાર તેનો મિત્ર હોવાથી નેલસન તેને ત્યાં રહ્યો હતો. તેને છૂપી બાતમી મળી હતી કે આરાસૂરના ડુંગરાઓમાં લુંટારાઓની એક ટોળી રહે છે. તે ટોળીને બળવામાં સામેલ કરવા નાના સાહેબના માણસો આ તરફ ફરે છે. આ ટોળીની તપાસને અર્થે નેલસન તેના મિત્ર શૈલેન્દ્રની સાથે અંબાજી ગયો હતો. તેણે આસપાસના ડુંગરોમાં ઘણી તપાસ કરી પણ લુંટારૂ ટોળીનો એક પણ માણસ હાથ લાગ્યો નહિ; તેમજ એ લોકોની કંઇ બાતમી પણ મળી નહિ. આથી તે અને શૈલેન્દ્ર ત્યાંથી પાછા ફર્યા અને કર્મસંયોગે માર્ગ ભૂલવાથી ભૂલા પડયા. બન્નેએ માર્ગ ખોળવા ઘણી મહેનત કરી; પણ પહાડી પ્રદેશમાં તેઓ ખરો રસ્તો મેળવી શકયા નહિ. બે દિવસ સુધી તેમણે પહાડોની ખીણોમાં ભ્રમણ કર્યા કર્યું. અંતે બન્ને કંટાળ્યા, ત્રીજા દિવસની સાંજે તેમને બે માણસોનો મેળાપ થયો. આ બે માણસો લુંટારૂ ટોળીના હતા. તેઓ ભોમીયા તરીકે એ બન્નેની સાથે જોડાયા અને પછી રાત્રિ પડતાં તેઓએ એક સ્થળે મુકામ કર્યો. આ સ્થળેથી બે ભોમીયામાંથી એક ચાલતો થયો. તે કયાં ગયો તે આપણે જાણી ચૂકયા છીએ. તેના એકાએક જવાથી શૈલેન્દ્રને અને નેલસનને વ્હેમ પડયો. નેલસન ચાલાક હતો. તેણે સાથે રહેલા માણસને જતા રહેલા માણસ વિષે પૂછયું. તે માણસે જવાબમાં આડું અવળું સમજાવ્યું. ચતુર નેલસન તરત સમજી ગયો કે ભોમીયા તરીકે સાથે રહેલા કોઈ સારા માણસો નથી પણ કોઈ બદમાસો હોય એમ સમજાય છે. નેલસને સાથેનો માણસ જાણે નહિ એવી રીતે શૈલેન્દ્રને ચેતાવી દીધો. બન્ને મિત્રોએ શસ્ત્ર-

અસ્ત્ર ધારણ કરેલાં હતાં. બે ભરેલી પિસ્તોલો તેમણે છાતી પાસે ફસેલી હતી, રાત્રિ વીતવા આવી. બન્નેના મનમાં વારંવાર ભયની આગાહિ થતી હતી, તેમણે જાગૃતાવસ્થામાં આખી રાત્રિ પૂરી કરી. સવાર થતાં પુનઃ તેમણે તેમની મુસાફરી શરૂ કરી. તેમની સાથેનો માણુસ કંઇ પણ બોલ્યા વિના મુંગે મ્હોડે આગળ ચાલતો હતો. ત્રિપુટિએ ઘણીવાર ચાલ્યા કર્યું. તેઓ જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ માર્ગ વધુ વીકટ બનતો ગયો. સાથેનો માણુસ તેમને જાણી જોઇને ખરાબ રસ્તે લઇ જતો હતો. આખરે શૈલેન્દ્રથી ન રહેવાયું. તેણે તે માણુસને પૂછ્યું; "અલ્યા! તું આવી રીતે ક્યાં સુધી રખડાવીશ?"

"ભાઈ! હું શું કરૂં! નશીબજોગે હું પણ રસ્તો ભૂલ્યો છું." તે માણુસે આખરે જણાવી દીધું.

"શું તું રસ્તો ભૂલ્યો છે? અરે તું તો કહેતો હતો ને કે તું આ પહાડી રસ્તાનો ભોમીયો છે; છતાં હવે આમ કેમ કહે છે?" શૈલેન્દ્રે તેના સામે શકની નજરથી જોઇ રહેતાં કહ્યું.

તે માણુસે કંઇપિણ જવાબ આપ્યો નહિ. તેને બેપરવા બનેલો જાણી નેલસનને ગુસ્સો ચઢ્યો. નેલસનને ગુજરાતી બોલતાં આવડતું હતું. તેણે ઘોડાપરથી નીચે ઉતરી તે માણસનું કાંડું પકડી પૂછ્યું; "હરામખોર! તું જાણી જોઇનેજ અમને અવળા રસ્તે લાવ્યો છે. બોલ જવાબ આપ કે આમ કરવામાં તારી શું મતલબ સમાએલી છે?"

તે માણુસે કંઇપિણ જવાબ આપવાને બદલે નેલસનના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લીધો અને નેલસનના સામે ડોળા ધુરકાવી જોઇ રહ્યો. નેલસન વધુ ચીડાયો. તે બીજું કંઈ પગલું ભરે એવામાંજ દૂરથી ઘોડાની પડઘીઓનો અવાજ સંભળાયો. નેલસન અને શૈલેન્દ્રે વિસ્મયતાથી એ તરફ જોયું. આ તકનો લાભ લઈ સાથેના

માણસે ત્યાંથી નાસવા માંડયું અને દોડતાં–દોડતાં તેણે શીયાળવાના જેવો અવાજ કર્યો. શૈલેન્દ્ર અને નેલસને તેને પકડવા તેની પાછળ ઘોડા દોડાવ્યા. એ અરસામાંજ બે ઘોડેસ્વારો દોડી આવતા જણાયા. બન્ને સ્વારો ભયાનક દેખાવના હતા. તેમનાં અર્ધાં શરીર ઉઘાડાં હતાં. બન્નેએ ખભાપર કામઠાં ભરાવેલાં હતાં. તેમના હાથમાં લાંબા ભાલા ચળકતા હતા. દોડી જનાર માણસ તેમની નજીક જઈ પહોંચ્યો અને તેમની ભાષામાં નવા આવનારાઓને કંઈક સમજાવ્યું. શૈલેન્દ્ર અને નેલસન પણ નજીક આવી પહોંચ્યા. તેમને જોતાંજ કૃપાણસિંહ અને તેની સાથેના સ્વારે હાથમાંના ભાલા લંબાવ્યા. શૈલેન્દ્ર અને નેલસન આશ્ચર્ય પામી તેમની તરફ જોઈ રહ્યા. આ લોકો લુંટારા છે એવી તેમની ખાત્રી થઈ ચૂકી. એવામાંજ કૃપાણ-સિંહે શૈલેન્દ્ર પ્રતિ નિહાળી કહ્યું; "તમારે જીવતા રહેવું હોય તો તમારી પાસે જે દાગીના–ધન હોય તે અને તમારી પાસેનાં તમામ હથીઆરો અમારી આગળ મૂકી દયો."

શૈલેન્દ્રે ધિક્કારપૂર્ણ નેત્રે તેઓની તરફ જોઇ ઉચ્ચ સ્વરે કહ્યું; "તમે કોણ મુઆ છો?"

"અમે ગમે તે છીએ તે જાણવાની તમારે કંઇપણ જરૂર નથી. જલ્દિથી મારા હુકમને તાબે થાવ." કૃપાણનું આવું બોલવું સાંભ-ળતાંજ નેલસન ગુસ્સે થઇ બોલ્યો; "શયતાનો! હું તમને બરાબર ઓળખી ગયો છું, તમે લુંટારા તો. હું તમને ખોળવાને નીકળ્યો છું. સારૂં થયું કે તમે રસ્તામાંજ મળી ગયા."

"શું તું અમને પકડવાને આવ્યો છે?" કૃપાણે તિરસ્કારથી હસીને પૂછ્યું.

"હા, તાબે થઈ જાવ." નેલસને કહ્યું.

"શું તું અમને તાબે થવાનું કહે છે? અલ્યા ફિરંગી! તું જેમ અમને ખોળે છે એમ અમે પણ તને ખોળીએ છીએ. અમારી

દેવીને તારા જેવા એક ધોળા બકરાની જરૂર છે. સારૂં થયું કે તું અમને આવી મળ્યો." આમ બોલતાંજ કૃપાણે નેલસન તરફ ઘોડો કુદાવ્યો. તેના સાથીએ પણ તેનું અનુકરણ કર્યું. નેલસન અને શૈલેન્દ્ર અસાવધ નહોતા. કૃપાણનો ભાલો નેલસનને વાગે તે પહેલાંજ નેલસને ઘોડાને બાજુપર હઠાવી પિસ્તોલનો ઘોડો દબાવ્યો. અવાજની સાથે ગોળી કૃપાણના પડખામાં પેઠી. કૃપાણ ઉશ્કેરાયો. નેલસન અને શૈલેન્દ્રે ઉપરાસાપરી ગોળીબ્હાર કરી કૃપાણને અને તેના સાથીને ઘાયલ કરી ઘોડેથી નીચે ગબડાવ્યા. બન્નેને નીચે પડેલા જોતાંજ ત્રીજા માણસે પોબારા ગણ્યા. શૈલેન્દ્રે ગોળી છોડી; પણ તેને વાગી નહિ. જોતજોતામાં તે ઘણે દૂર નજરની બહાર નીકળી ગયો. કૃપાણ અને તેનો સાથીદાર લોહિલુહાણ બની મોતને માટે તરફડતા હતા. શૈલેન્દ્ર અને નેલસન રક્તનેત્રે બન્નેની સામે જોઈ રહ્યા. લગભગ એક કલાકે તે બંને બદમાસો મરણને મળી ચૂકયા. તેમનાં શબને ત્યાંજ રહેવા દઇ શૈલેન્દ્ર અને નેલસન ત્યાંથી આગળ ચાલ્યા. મધ્યાહ્ન સમય સુધી તેમણે ચાલ્યા કર્યું; પણ સીધો અને ખરો માર્ગ તેમને મળી આવ્યો નહિ. ખરા બપોર થયા હતા. સૂર્યનારાયણ માથે આવી સખ્ત તાપે તપી રહ્યા હતા. વાદળાં વિખરાઈ ગયેલાં હોવાથી તડકો આગની માફક ભભુકતો હતો. આપણા કોમળ પ્રવાશી ઘોડેસ્વારોનાં ગૌરમુખ લાલચોળ બન્યાં. શરીરે પરસેવાના રેલેરેલ વળ્યા. બન્ને જણા તાપ અને થાકથી કંટાળી છેવટે એક વૃક્ષ નીચે આવી ઘોડાપરથી નીચે ઉતર્યા અને અશ્વોને ત્યાં ચરવા છુટા મૂકી વૃક્ષના શીતળ છાંયે બેઠા. થોડીવાર બેઠા પછી શૈલેન્દ્રે સાથે રાખેલો નાસ્તો છોડયો. નેલસન નજીકમાં આવેલા જળાશયમાંથી જળ ભરી લાવ્યો. બંનેએ હાથ મુખ પ્રક્ષાલન કરી નાસ્તાથી ક્ષુધાને સંતોષી. ખોરાક ખાવાથી બંનેનાં હતાશ બનેલાં મુખપરથી સુરખી આવી. આંખોમાં ઉંઘ ભરાઈ. ઘોડાના ધાશીયા બિછાવી બન્ને વીરોએ શયન કર્યું અને

શીતળ વૃક્ષના પ્રભાવે થોડીવારમાં તેમણે નિદ્રાનું સુખદ શરણ સ્વિકાર્યું.

---

૧૯.

## અજબ યોગ.

**સાંજ** પડવા આવી. પ્રભાકરે પશ્ચિમાકાશ તરફ પ્રયાણ શરૂ કર્યું. આગ સમાન લાગતાં કિરણોની ઉષ્ણતા ઓછી થઈ. ગરમ પવનમાં પણ કંઇક શીતળતા આવી. તાપથી માળામાં ભરાઈ રહેલાં પંખીઓ બહાર નીકળી આમ તેમ ઉડવા લાગ્યાં. આ સમયેજ નિદ્રાવશ થએલા પ્રવાશીઓ જાગૃત થયા. બન્ને જળાશય સમીપ જઈ મુખ ધોઈ આવી સ્વસ્થ થયા અને આગળ મુસાફરી કરવાના ઇરાદે ઘોડાપર સ્વાર થઇ આગળ પ્રયાણ શરૂ કર્યું. બન્નેની ઇચ્છા કોઇ ગામમાં પહોંચવાની હતી. ગામની શોધમાં ઘણું રખડયા પણ ગામનાં દર્શન થયાં નહિ. તેમની ચારે તરફ પર્વતો, ઉંડી ખીણો અને વૃક્ષોની ઝાડીઓ જણાતી હતી. નદીનાળાં પણ ભરપુર હતાં. ધોળે દિવસે વાઘવરૂ દોડાદોડી કરતાં દશ્યમાન થતાં હતાં. નેલસને દુરબીન કાઢી તેના વડે દૂર નજર કરી પરંતુ કોઇ ગામ કે એકાદ ઝુંપડું પણ તેની નજરે પડયું નહિ. નેલસનના મુખપર દિલગીરીની છાયા છવાઇ. જેમ જેમ સમય વિતતો હતો; તેમ બન્નેની વ્યાકુળતા વધતી હતી. થોડીવારે સૂર્યાસ્ત થશે. કાળિરાત્રિથી ઘોર અંધકાર વ્યાપશે. હિંસક પ્રાણીયોવાળા આ અરણ્યમાં જો કદાચ વરસાદ તૂટી પડયો તો આ વીકટ સ્થાનમાં શી ગતી થશે. બન્નેના મનમાં મુખ્યત્વે આજ વિચાર ઉત્પન્ન થઇ રહ્યા હતા. ઘોડા વેગથી આગળ વધે જતા હતા. એટલામાં પવન જોરથી ફુંકાવા લાગ્યો. આકાશમાં વાદળ છવાયાં. પવને જોતજોતામાં પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું. આકાશ મેઘથી આચ્છાદિત થઈ કાળુ ભમ્મર બન્યું.

દિવસ હોવા છતાં અંધકાર પથરાયો. પવનના સુસવાટથી વૃક્ષોનાં ડાળાં એક બીજાની સાથે અથડાઇ ભયંકર અવાજ ઉત્પન્ન કરી પર્વત પ્રદેશને ગજાવવા લાગ્યાં. નબળાં-પોચાં વૃક્ષો તો જડમૂળથી ઉખડી જમીનદોસ્ત થતાં હતાં. પવનનું તોફાન પ્રતિપળે વધતુંજ ચાલ્યું. પ્રવાસ કરતા પ્રવાશીઓના ગભરાટનો પાર રહ્યો નહિ, ઘોડા પણ આગળ નહિ વધતાં અટકીને ઉભા રહ્યા. શૈલેન્દ્ર અને નેલસન ગમગીન વદને આ પ્રચંડ તોફાન અવલોકી રહ્યા. તેમના વ્યાકુળ હૃદયમાં હવે શું કરવું એજ વિચાર થઇ પડયો. એવામાંજ આંખ્યોને આંજી નાંખે એવો વિજળીનો ચમકારો થયો અને તે સાથેજ મેઘ ગર્જના સંભળાઈ. ગર્જનાનો પડઘો પર્વતોમાં ઘણે દૂર સુધી પથરાઈ રહ્યો. મેઘ ગર્જના પૂર્ણ થતાંજ વરસાદનાં બીંદુઓ પડવાં શરૂ થયાં. શૈલેન્દ્રે અને નેલસને એક ઝાડ તળે અશ્વોને ઉભા રાખ્યા. પવન સુસવાટાબંધ ફુંકાઇ હૃદય કંપાવતો હતો. પ્રતિપળે થતા વિજળીઓના ચમકારાથી ઘોડા ચમકતા હતા. આ અરસ્સામાંજ એક જબરો કાટકો થયો. બસ તેની સાથેજ ઘોડાઓ ચારે પગે ઉછળ્યા અને વિજળીની ઝડપે ફાવ્યું એમ નાસવા લાગ્યા. સ્વારોએ ઘોડાને અટકાવવા ઘણીએ લગામો ખેંચી, બીજા પ્રયત્નો પણ કર્યા; પણ ઘોડાઓ થોભવાને બદલે વધુ જોરથી દોડે જતા હતા. ભડકેલા ઘોડા બન્નેને ઘણે દૂર લઇ આવ્યા. વરસાદ મુશળધારે વરસતો હતો. ઘનઘોર આકાશમાં ગંભીર ગર્જનાઓ થઇ રહી હતી. દિવસની પણ પૂર્ણાહુતી થઈ ચૂકી હતી. રાત્રિનો અંધકાર મેઘના અંધકાર સાથે ભળવાથી સર્વત્ર ભીષણ અંધકાર પથરાઈ રહ્યો હતો.

માર્ગ ભૂલેલા આ બન્ને યુવકો ભયાનક તોફાન વચ્ચે સપડાયા. માર્ગ સૂજતો નહોતો. ઘોડા દોડે જતા હતા. માર્ગમાં ખાડા-ટેકરા અને પત્થરો આવવાથી અશ્વો વારંવાર સખ્ત ઠોકરાતા અને જમીનપર પડવાની અણીપર આવી પહોંચતા; પણ ચાલાક સ્વારો

લગામ ખેંચી ઘોડાને પડતા બચાવતા. આખરે શૈલેન્દ્રનો ઘોડો અંધકારના યોગે ઝાડ સાથે અથડાઇ જમીનપર તૂટી પડયો. શૈલેન્દ્ર પણ એક પત્થર સાથે અથડાયો. તેના કપાળમાં સખ્ત ઘા થયો. આવું જોતાંજ નેલસન ઘોડાપરથી નીચે કુદી પડયો. ભડકેલો ઘોડો નાશી છુટયો. નેલસન શૈલેન્દ્રની નજીક ગયો અને જુએ છે તો શૈલેન્દ્ર બેભાન બનેલો જણાયો. તેના કપાળમાંથી લોહિની ધારા વહેતી હતી. શૈલેન્દ્રનાં ભીંજાએલાં કપડાં લોહિથી લાલ રંગાઇ ગયાં હતાં. શૈલેન્દ્રના ઘોડાનું માથું ફુટી ગયું હતું. તે મરણના છેલ્લા શ્વાસ ખેંચતો તરફડતો હતો. નેલસને તેના ઉપરનું સાજ છોડી નાખ્યું અને પછી શૈલેન્દ્રને સાવધ કરવાનો પ્રયત્ન આરંભ્યો. નેલસન બહાદુર અને હિંમવાન હતો. તેને કંઇક વિચાર આવતાં તે એક ઝાડપર ચઢયો. આ વખતે પવન અને વરસાદનું તોફાન કંઇક ધીમું પડયું હતું. નેલસને ચારે તરફ નજર કરી; તો તેને દૂર કંઇક અજવાળા જેવું જણાયું. નેલસનના મનમાં કંઇક આશા બંધાઇ. તે તરતજ નીચે ઉતર્યો અને જે તરફ અજવાળું જણાતું હતું એ તરફ દોડયો. લગભગ અર્ધા ગાઉના અંતરપર આવતાંજ તેને માલુમ પડયું કે ત્યાં નજીકમાં એક ગામ આવેલું છે. નેલસન આનંદ પામી એક ઝુંપડા આગળ ગયો. ઝુંપડાની અંદર દીવો બળતો હતો. તેના અજવાળામાં તેણે એક ભીલને બેઠેલો જોયો. ભીલ સિવાય ઝુંપડામાં અન્ય કોઇ હતું નહિ. ટાઢથી ધ્રુજતા નેલસને તેની પાસે જઇ કહ્યું; "ભાઈ મને મદદ આપ." નેલસનના કહેવાનો ભાવાર્થ ભીલ સમજ્યો નહિ. તે નેલસનની વિચિત્ર અવસ્થા અને ધોળો રંગ જોઈ ભડકયો અને કંઇપણ જવાબ નહિ આપતાં ભયભીત થઈ "મારા બાપ ખાધોરે" કહી ઝુંપડીની બહાર નીકળી ગામ તરફ મુઠીયો વાળીને દોડયો. નેલસન પણ બીજાની મદદ મેળવવાની આશાએ તેની પાછળ દોડયો. આગળ ભીલ અને પાછળ થોડા અંતરપર નેલસન દોડયા જતા હતા. આગળ દોડતા ભીલે ગામમાં આવેલા એક

નાનકડા મકાન આગળ આવી કારમી ચીસ નાખી, કે જેથી તે મકાનમાંથી એક રમ્ય રમણી હાથમાં ફાનસ પકડી બહાર નીકળી. એ રમ્ય રમણી અન્ય કોઇ નહિ પણ સુરબાળા હતી. ભડકેલા ઘોડા શૈલેન્દ્ર અને નેલસનને સુરબાળાના ગામ સમીપજ લઇ આવ્યા હતા. સુરબાળાએ ગભરાએલા ભીલને જોતાંજ પૂછ્યું, "કેમ શું છે ?"

"ઓ બ્હેન! શું કહું? એક ધોળો ભૂત મારી પાછળ પડયો છે." કહી ભીલે પાછળ નજર કરી. નેલસન દોડી આવતો હતો. તેને બતાવતાં ભીલ ધ્રુજતા અવાજે બોલ્યો; "જુઓ બ્હેન આ આવ્યો." ભીલ સુરબાળાની પાછળ જઇ ઉભો. નેલસન નજીક આવી વ્યાકુળવદને બોલ્યો; "બ્હેન! મને મદદ આપો. હું અને મારો એક મિત્ર આફતમાં ફસાયા છીએ."

યુરોપીયન સાહેબની દુર્દશા જોઇ સુરબાળાનું હૃદય દયાથી પીગળ્યું. તેણે ભીલનો ભ્રમ-ભય ટાળી એભલને બોલાવી લાવવાનું તેને સૂચવ્યું. ભીલ સાહેબ તરફ પાછું વાળીને જોતો એભલના ઝુંપડા તરફ દોડયો. તેના ગયા પછી સુરબાળાએ નેલસનને પૂછ્યું; "તમારી પર શું આફત છે ?" નેલસને ટુંકાણમાં સર્વ વાત સુરબાળાને વિદિત કરી. દયાની દેવીએ નેલસનને આશ્વાસન આપ્યું અને પછી ઘરમાં જઈ તેના ભાઇને પહેરવાનાં કપડાં લાવી નેલસનને આપ્યાં અને તે પહેરી ભીંજાએલાં કપડાં કાઢી નાખવાને સૂચવ્યું. નેલસન આનંદ-આશ્ચર્યના સાગરનાં ડુબ્યો અને પોતે કોઇ દેવકન્યા સમક્ષ ઉભો હોય એમ તેને લાગ્યું, તેણે કુમુદનાં વસ્ત્ર પહેરી લીધાં. ધોતીયું અને પહેરણ પહેરવાથી તે કંઇક અવનવો જ ભાસ્યો. એટલામાં પેલો ભીલ એભલને બોલાવી આવ્યો. સુરબાળાએ એભલને સઘળી વાત સમજાવી નેલસનની સાથે જવાનું કહ્યું. એભલે બીજા બે ભીલને એક ખાટલો લઇ પોતાની સાથે લીધા. એક ભીલ ફાનસ પકડી આગળ ચાલ્યો. નેલસન આ લોકોને જ્યાં શૈલેન્દ્ર પડયો હતો ત્યાં લઈ આવ્યો. શૈલેન્દ્ર શબવત્ પડયો હતો. લોહિથી તેનું સર્વાંગ રંગાઇ

ગયું હતું. જમીનપર લોહીનાં ખાબોચીયાં ભરાયાં હતાં. હજી પણ ઘામાંથી રૂધીર વહેતું હતું. મિત્રની દુર્દશા નિહાળી નેલસનની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. એટલે તેને હિંમત આપી અને પછી બન્નેએ મળી શૈલેન્દ્રને ખાટલામાં સૂવાર્યો. ભીલોએ ધીમે રહી ખાટલો ઉપાડી ગામ તરફ જવા માંડયું. થોડીવારમાં સઘળા સુરબાળાની પાસે આવ્યા. સુરબાળાએ એક નરમ બિછાનું તૈયાર કરી રાખ્યું હતું. એટલે અને એક બીજા ભીલે શૈલેન્દ્રને ખાટલામાંથી ઉપાડી બિછાના પર સૂવાર્યો. સુરબાળાએ પાણીમાં રૂ ભીંજાવી શૈલેન્દ્રના ઘા પરથી લોહી સાફ કરવા માંડયું. નેલસન પણ અશક્ત બન્યો હતો. એક ભીલે તેને પથારી પાથરી આપી. નેલસન સૂતો–સૂતો સુરબાળાની દયામય સારવાર અવલોકી રહ્યો. તેના હૃદયમાં સુરબાળા પ્રત્યે પ્રેમ–માન અને મમતા ઉત્પન્ન થયાં. એટલે કંઇક વનસ્પતિ લઇ આવ્યો. સુરબાળાએ વનસ્પતિ વાટી ઘા પર મૂકી તેની પર પાટો બાંધ્યો. વેદના શાન્ત થતાં શૈલેન્દ્ર છેવટે શુદ્ધિમાં આવ્યો. તેણે આંખ્યો ઉઘાડી આસપાસ જોયું. સર્વ દ્રશ્ય અવલોકી તે આશ્ચર્ય પામ્યો. દીપકના પ્રકાશમાં ગૌર અને તેજથી પરીપૂર્ણ ભાસતા સુરબાળાના પવિત્ર વદન કમળ સામે શૈલેન્દ્ર એક જ દ્રષ્ટિએ જોઈ રહ્યો. તેના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે, "આ કોણ હશે? મનુષ્ય હશે કે કોઈવનદેવી હશે ? ગમે તે હોય, પણ તેની કૃપાથી જ મારા પ્રાણ બચ્યા છે."

સુરબાળાએ તેને પોતાની તરફ જોઇ રહેલો જાણી મૃદુ અવાજે પૂછ્યું: "તમને હવે આરામ છે ને?"

સુરબાળાનો વીણા વિનંદિત અવાજ શ્રવણ કરતાં જ શૈલેન્દ્રને અપાર આનંદ થયો અને પોતાનું દુઃખ જાણે જતું રહ્યું હોય અને પોતે કોઇ દેવીની સાનિધ્યમાં હોય એવી શાન્તિ અનુભવતાં તેણે કહ્યું; "તમારી દયામય કૃપાથી મને અત્યારે પૂર્ણ આરામ છે. દેવી! કૃપા કરી જણાવો કે હું અત્યારે કયા સ્થાનમાં છું ?"

"તમે ખાડી પ્રદેશમાં આવેલા એક નાના ગામમાં છો."

"મારો મિત્ર ?"

તરત નેલસન બેઠો થયો અને તેની પાસે આવી બોલ્યો; "હું અહિં પાસેજ છું."

"તમને તો કંઇ ઇજા થઇ નથી ને ?"

"ના."

"આ બધું શું બન્યું ?"

નેલસને ટુંકાણમાં તમામ બીના તેને વિદિત કરી સુરબાળાનો ઉપકાર માન્યો. શૈલેન્દ્રના હૃદયમાં સુરબાળા પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થયો. તે મનમાં જ બોલ્યો; "આ બાળા પૂર્વે કોઇ દેવકન્યા હોવી જોઇએ. મનુષ્યાવતારમાં તે સાક્ષાત દેવી સ્વરૂપ છે. હા ! પ્રભુ ! તમારી અલૌકિક માયાને પ્રણામ છે." આમ મનમાં બોલી તેણે સુરબાળાને વિનયશીલ વદને પૂછ્યું. "બાળા ! તમને ધન્ય છે. તમે જગતમાં દેવાંશી છો. મારી ઉપર આપનો મહદ્ ઉપકાર થયો છે. હું..." શૈલેન્દ્રને વધુ બોલતો અટકાવી સુરબાળાએ વચમાંજ કહ્યું. "હું દેવી નથી પણ મનુષ્ય કન્યા છું. મેં કંઈ મોટું કાર્ય કર્યું નથી પણ મનુષ્ય માત્રનું જે કર્તવ્ય છે તે જ ફક્ત કર્યું છે. તમે હવે સુખેથી આરામ લ્યો. અત્યારે વધુ બોલશો તો મગજે લોહી ચઢી જશે."

"હું હવે વધારે નહિ બોલું; પણ મારે જે થોડુંક જાણવું છે; તે જણાવવાની દયા કરો.

"રાત્રિ ઘણી વીતી છે, અત્યારે આરામ લ્યો; તમારે જે જાણવું હશે તે સવારે જાણી શકશો."

"જેવી તમારી ઇચ્છા, આજે તમને ઘણુંજ કષ્ટ આપ્યું છે."

સુરબાળા ત્યાંથી ઉઠી તેના શયનસ્થાનમાં ગઇ. નેલસન બનેલા બનાવના વિચારમાં જ નિદ્રાવશ થયો. એબલ શૈલેન્દ્રની પથારી નજીક પોતાની પથારી પાથરી સૂતો. શૈલેન્દ્રને ઉંઘ આવી નહિ. તેના હૃદ

સમુદ્રમાં વિચારનાં મોજાં ઉછળી રહ્યાં હતાં. સુરબાળાની સૌન્દર્યમયી-દયામયી છાયા તેની નજર સમીપ જણાવા લાગી. રાત્રિ વ્યતીત થતી હતી. સુરબાળાના વિચાર કરતો; મનમાં કંઇ કંઇ અનેરી આશાઓને સ્થાન આપતો શૈલેન્દ્ર પાછલી રાત્રે નિદ્રાના શરણમાં પડયો.

## ૨૦

### પ્રેમાંકુર.

પ્રેમ સ્વરૂપ પરમાત્મા, પ્રેમ પ્રેમીના પ્રાણ,
પ્રેમથી મસ્ત સમસ્ત જગતમાં પ્રેમની ખેંચાતાણ.

અરે ! મારા હૃદયમાં આજે-અત્યારે આ શું થઈ રહ્યું છે ? મારૂં મન શાથી અસ્વસ્થ થાય છે ? જીવ મુંઝાય છે. હૃદય ખેંચાય છે. આ શું પરિવર્તન ? જગત તરફ મોહ નહિ રાખનારને મોહનાં આ આકર્ષણ શાં ? કૌમારવૃત્તનું પાલન કરી ઇશ્વિરી જ્ઞાન સંપાદન કરવા ઇચ્છા ધરાવનારને આ અન્ય ઇચ્છા કેમ લોભાવી રહી છે ? શું પૂર્વના કોઇ સંસ્કાર તો આ ભાવ ભજવી નહિ રહ્યા હોય ? પ્રભાતના પુણ્યમય પ્રહરે સ્વપ્ન સૃષ્ટિમાંથી જાગૃત થઇ સુરબાળા આ પ્રમાણે આત્મોદ્‌ગાર કાઢી રહી હતી. શૈલેન્દ્ર અને નેલસનને આ સ્થળે આવીને રહે પખવાડીયું વીતી ગયું હતું. શૈલેન્દ્રને સંપૂર્ણ આરામ થઇ ચૂકયો હતો. સુરબાળા અને શૈલેન્દ્ર પરસ્પરથી પરિચિત થઇ ચૂકયાં હતાં. શૈલેન્દ્ર નવીનપુર નામક નગરનો યુવાન જમીનદાર હતો. તેના પિતા થોડાંક વર્ષપર પંચત્વ પામ્યા હતા. શૈલેન્દ્રની માતા હયાત હતી. શૈલેન્દ્ર કળા-કેળવણી અને સકળ સદ્‌ગુણોથી વિભુષીત હતો. આવો રૂપગુણ સંપન્ન યુવાન અદ્યાપિ પર્યંત કૌમારાવસ્થા વ્યતિત કરતો હતો. તેની માતા-કારભારી અને અન્ય સ્નેહિ મિત્રો તેને લગ્નથી જોડાએલો જોવાને ઘણાં આતુર હતાં; પણ શૈલેન્દ્ર જગતમાં થતાં લગ્નોથી વિરૂદ્ધ હતો અને તેથી તેણે લગ્નથી

જોડાવાની સ્પષ્ટ ના પાડી હતી. તેણે ઘણાં દંપતિના ગૃહસંસાર અવલોકયા હતા; ઘણાં લગ્ન થતાં તેણે જોયાં હતાં, તેની માન્યતા એવી હતી કે વર વધુનાં દિલ-આત્મા એકત્ર થયા વિનાનાં લગ્ન સર્વથા નકામાં છે. લાકડે-માંકડું વળગાડવાથી યાતો માતા પિતાની ઇચ્છાથી થએલાં લગ્ન સંસારને દુઃખી ક્લેશમય બનાવે છે. લગ્નબાદ પતિ-પત્નીના હૃદયની ઐક્યતા થઇ શકતી નથી અને તેથી પરસ્પરમાં ક્લેશ-કંકાશ વગેરેના કારણોથી જીવન ઝેરમય બને છે. આવાં લગ્નથી શુદ્ધ પ્રેમ ક્યાંથી જ સંભવે ? શૈલેન્દ્રની ઇચ્છા લાયક પત્ની મળે તો જ લગ્ન કરવાની હતી. તે ચાર જ્ઞાતિમાંથી ઉત્પન્ન થએલી અનેક જ્ઞાતિયોને માનતો ન્હોતો. બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શુદ્ર સિવાય અન્ય જાતી દેશમાં હોવી જોઇએ નહિ. ચાર જાતીઓમાંથી અનેકાનેક જાતીયો ઉત્પન્ન થઈ અને તેના પરીણામે અનેક ધર્મ-પંથ-દંભ-કુસંપ વગેરેથી સમાજની શ્રેષ્ટતા નષ્ટ થઇ. નાની જ્ઞાતીઓના પ્રતાપે પરસ્પર વિરૂદ્ધ વર્તનવાળાં વર કન્યાનાં લગ્નને નામે બળીદાન દેવાવા લાગ્યાં.બાળલગ્ન-કન્યાવિક્રય-વૃદ્ધલગ્ન વગેરેના કારણથી વિધવાઓ વધી. શીયળની મહત્તા નાશ પામી, દુરાચાર વધ્યા; દેશની દુર્દશાની સીમા રહી નહિ. આવા અનેક વિચારો ધરાવનાર શૈલેન્દ્ર અવિવાહીત રહી યોગ્ય કન્યાની શોધમાં હતો. દૈવયોગે સુરબાળાના સહવાસમાં આવ્યા પછી તેને આ સ્થાન જગતથી કંઇક જુદું જ જણાયું. સંસારમાં વિહરતી બાળાઓમાં અને સુરબાળામાં તેને આસમાન જમીનનું અંતર ભાસ્યું. સુરબાળા સકળ ગુણસંપન્ન બાળા છે એવી તેની ખાત્રી થઈ ચૂકી. હૃદયમાં શુદ્ધ પ્રેમભાવના પ્રગટી અને એ સાથેજ વિચાર ઉદ્દભવ્યો કે; આવી રમ્યબાળા મારી સહધર્મ-ચારિણી બને તો ? પણ પોતાનો આ વિચાર કેવી રીતે સુરબાળાને જણાવે ? દિવસો વિતતાં શૈલેન્દ્રના હૃદયમાં પ્રેમજ્યોતિ પૂર્ણ પ્રભાવે પ્રગટી રહી. તેનાં શરીરનાં તમામ તંતુઓમાં સુરબાળા પ્રત્યેનો પ્રેમ પ્રવાહ અવિચ્છિન્ન ધારાએ વહેવા લાગ્યો. ચાલતાં-બેસતાં-સૂતાં તે સુરબા-

ળાનુંજ સ્મરણ કરવા લાગ્યો. નિદ્રામાં પણ સુરબાળાને જોવા લાગ્યો. શૈલેન્દ્રની માનશીક અવસ્થા વિચિત્ર થઈ પડી. નેલસન તેને નવીન-પુર જવાનું વારંવાર કહેતો; પણ શૈલેન્દ્ર આ સુરમ્ય સ્થળેથી જવાની અનિચ્છા ધરાવતો. સુરબાળા દિવસ અને રાત્રિનો ઘણો ખરો સમય આ બન્ને મિત્રોની સાથે વિવિધ વાતોમાં વ્યતિત કરતી. નેલસન અંગ્રેજ બચ્ચો હતો; તેના મનમાં પણ આ દૈવીગુણવાળી બાળા પ્રત્યે પૂજ્ય પ્રેમ પ્રગટ થઇ ચૂક્યો હતો. તેના મનમાં પણ એ જ પ્રશ્ન ઉદ્ભવતો કે આવી દૈવીબાળા મારા મિત્રની ગૃહલક્ષ્મી થઇ શકે ? શૈલેન્દ્ર અને નેલસનના હૃદયની આ મહદ્ અભિલાષા સુરબાળાને કોણ વ્યક્ત કરી શકે ? પણ દૈવની ગતી કંઇક નિરાળી જ હોય છે. પૂર્વ જન્મના સંસ્કાર કંઇક અજબ લીલા વિસ્તારે છે અને સકળ મનુષ્યોમાં વિવિધ ભાવ ભજવાવે છે. નહિ પરણવાની ઇચ્છાવાળી; ઇશ્વરી જ્ઞાનમાં જ જીવનની સાફલ્યતા સમજનારી અને જગતના વૈભવોની અનિચ્છા દર્શાવી એકાન્ત નિવાસ પસંદ કરનારી આ દિવ્ય બાળાનું હૃદય પણ શૈલેન્દ્રના તરફ આકર્ષાયું. યોગીરાજની આજ્ઞા "સતીની ગતી પતિની સેવાથી જ છે; માટે તારે પરણવું" એ યાદ આવ્યું. દિવસો વીતતાં શૈલેન્દ્રના જેવી અવસ્થા સુરબાળા અનુભવવા લાગી. ઉન્નત મન નિર્બળ બન્યું. મનને પ્રબળ કરવાને-શૈલેન્દ્રના વિચાર દૂર કરવાને અને પોતાના જ નિશ્ચયને વળગી રહેવાને તેણે ઘણા પ્રયત્ન કરી જોયા; પણ તેને સફળતા પ્રાપ્ત થઈ શકી નહિ. આથી તે અસ્વસ્થ બની અને પ્રભાતના પ્રથમ પ્રહરે ઉપરોક્ત ઉદ્ગાર કાઢી વિચારવશ થઇ. તે ઘણીવાર વિચારમાં રહી પણ છેવટનો નિર્ણય કરી શકી નહિ. આખરે કંટાળી ઉભી થઇ અને ઘરની પાછળ આવેલા એક ઝરા સમિપ શીલાપર બેઠી. પ્રાતઃકાળનો સમય સુરમ્ય જણાતો હતો. લાંબા શ્યામ શિરોકેશ સર્પાકારે પૃષ્ટ ભાગપર લટકતા હોવાથી સુરબાળાનો દેખાવ કંઇક અલૌકિક ભાસી રહ્યો હતો. હજી પણ તે વિચાર મગ્ન હતી. ઝરાનું નિર્મળ જળ-

ખળખળ અવાજે વહન કરી રહ્યું હતું. જળની અંદર દોડાદોડી કરતી માછલીઓના ચળકાટ આંખોને આનંદ અર્પી રહ્યા હતા. શીતળ સમીર અને વનનાં પુષ્પોનો પમરાટ ગમે તેવા અશાન્ત હૃદયનાને પણ ઘડીભર આનંદ સમર્પી શકે; પણ હૃદયના પરિવર્તનથી મુંઝાએલી સુરબાળાના મુખપર આજે આનંદ-શાન્તિનું કંઈ પણ ચિહ્ન જણાતું નહોતું. ઘણીવારે વિચાર તંદ્રામાંથી સાવધ થઇ સુરબાળા આત્મગત્ બોલી; " ત્યારે શું મારે શૈલેન્દ્રની સહધર્માચારિણી બની સંસારમાં વિચરવું ? ખરેખર પ્રભુની ઇચ્છા કંઇક એવી જ જણાય છે. પૂર્વના સંસ્કાર અજબ ખેંચાણ-આકર્પણ કરી રહ્યા છે. જો એમ ન હોત તો આ પ્રકાર ઉપસ્થિત થાત જ નહિ.

જેવી પ્રભુની ઇચ્છા. યોગેન્દ્રની આજ્ઞાનું પણ પાલન થશે. પણ એક વિચાર હૃદયને હચમચાવી મૂકે છે. શૈલેન્દ્રના આ ટુંક સહવાસથી મારી એટલી તો ખાત્રી થઈ ચૂકી છે કે શૈલેન્દ્ર સંસારના અન્ય યુવકો કરતાં જુદી જ પ્રકૃતિનો છે. તેનામાં વિદ્યા-કળા-બળ-રૂપ-સાહસ વગેરે ગુણો સાથે સત્ય ધર્મ અને નીતિનાં તત્વો પણ પૂર્ણ ભાવે વિકસિત થએલાં હોય એમ હું અનુમાની શકું છું. પણ તેની કેટલીક બાબતોમાં હું હજી અજ્ઞાત છું. વળી તે એક મોટો જમીનદાર અને હું ધનવિહીન વેરાનવાસી; તે સંસારી હું વનવાસિની. તે વૈભવ વિલાસની ભાવનાવાળો અને મારો પંથ નિરાળો. અમારાં હૃદયની ઐક્યતા કેવી રીતે થઈ શકશે ? જગતમાં આમ જ બને છે. લગ્ન પહેલાં જે પ્રેમભાવના વર-વધુમાં હોય છે, તે લગ્ન બાદ નાશ પામે છે. લગ્નનો આનંદ શોક સંતાપમાં વિરમે છે. જો મારા સંબંધમાં આમ બને તો મારે તો જરૂર ઝેર ખાઇને મરવું પડે. મારી દશા દુઃખી-વિચિત્ર થઇ પડે. મનુષ્ય માત્રે જે કાંઇ કરવું તે પૂર્ણ વિચાર કરીને જ કરવું કે જેથી પાછળથી પસ્તાવું ન પડે. જગતનાં જનો નિર્બળ મનનાં હોય છે. તેમના મનમાં આજે જે વિચાર રમી રહ્યો હોય; તે ઘડી પછી બદલાઈ જાય છે. અબળાઓ ભોળી અને

પરતંત્ર હોવાથી તેમનો ભાગ્ય વિધાતા પુરૂષ બને છે. પછી દૈવી ભાવનાવાળો જ પુરૂષ પ્રેમદાને પોતાના સમાન હક્ક સમર્પી તેને તારે છે અને પોતે પણ તરે છે. પરંતુ સાંપ્રત સમયમાં આવી ભાવના-વાળા પુરૂષો ક્વચિત્ જ મળી આવે તેમ છે. પોતાનો સ્વાર્થ પૂર્ણ થતાં જ વિશુદ્ધ પ્રતિજ્ઞાઓથી બંધાએલો પુરૂષ પ્રતિજ્ઞાઓ તોડે છે અને પોતાની પ્રેમપાત્ર પત્નીને તરછોડી દુઃખના દરીયામાં હડસેલે છે. પરીણામે પુરૂષ અને પત્નીને જીવન પર્યંત પશ્ચાતાપના પ્રચંડ શોકાગ્નિમાં ભસ્મ થવું પડે છે. માટે પતિ-પત્નીએ ખૂબ વિચાર કરીને જ લગ્નથી જોડાવું જોઇએ. વિદ્દજનો કથે છે કે,

ઉદ્યોગ ત્યાગી આંગણે, બેઠા પલાંઠી વાળીને,
નિજ ભાગ્યના ભાવિપરે, શ્રદ્ધા ધર્યાથી શું થયું ?
ચેત્યા નહિ ચતુરાઇથી, વસ્તુ ગુમાવી વેતની,
પસ્તાવો તેનો પાછળે, ઝાઝો કર્યાથી શું થયું ?
ખરી વાતમાં ખીજવાઇને, તરછોડી દે નિજ પ્રેમીને,
તેવા તણી પ્રીત હોય કે ના હોય તેથી શું થયું ?
પગ દંડ ચાલી બહુ વિધિ, કષ્ટો સહી તિર્થો કર્યા,
ત્રીતાપ તનના ના ટળ્યા તો, તપ કર્યેથી શું થયું ?
ગુસ્સો કરી સાહસ વડે, શિર છેદીને નિર્દોષીનું,
પછી પાઘડી શુભ પેંહની બંધાવી તેથી શું થયું ?
સમજણ નહિ શ્યામા તણી, પીછાણ ના પ્રીતિ રીતનું,
દુનિયાંની દ્રષ્ટે દેખતાં, કર્યું લગ્ન તેથી શું થયું ?
સુખને સમે સાથે ફરે, દુઃખ દેખીને દૂર ભાગતા,
અરે હા ! ભલે બહુ મિત્ર એવા, હોય તેથી શું થયું ?

સુરબાળા વિચારનો બળાત્કારે ત્યાગ કરી કંઇક સ્વસ્થ બની. તેણે ઝરાના જળ પ્રતિ થોડીક ક્ષણ જોઇ રહ્યા પછી પૂર્વાકાશ તરફ જોયું. પૂર્વમાં ઉદય થએલા ભાનુ ભગવાન લાલ રંગના સ્પષ્ટ જણાતા

હતા. સુરબાળાએ બેહસ્ત જોડી પ્રભુને શિર ઝુકાવ્યું. આ સમયે જ તેની પાછળ કંઇક ખડખડાટ થયો. સુરબાળાએ ચમકીને પાછળ જોયું તો તેણે શૈલેન્દ્રને શાન્ત–ધીર ગંભીર ભાવે પોતાની પાછળ ઉભેલો જોયો. સુરબાળાએ શિરોકેશને વ્યવસ્થિત કરી કંઇક શરમથી તેના સામે દ્રષ્ટિ કરી પુનઃ તરત જ નજર જમીન તરફ નમાવી. શૈલેન્દ્રની આંખોમાં આ વખતે અપૂર્વ તેજ પ્રકાશતું હતું. મુખપર ગંભીર સાહસ–નિશ્ચયની છાયા સ્પષ્ટ થતી હતી. તેણે સુરબાળાની તરફ જોઇ મોહક અવાજે કહ્યું; "દેવી સુરબાળા?"

સુરબાળાએ શરમ ત્યાગી ઉંચે જોઈ ગંભીર વદને પૂછ્યું; "આપ આ તરફ ક્યાંથી?"

"દેવી! શું કહું? મનમાં જાણે એમ થાય છે કે મારા હૃદયની તમામ વેદના તમને આ વખતે કહી દઉં, પણ કદાચ તમે મને અજ્ઞાન મૂર્ખ માનો આ વિચારથી અને કંઇક શરમથી મારી હૃદયવેદના તમારી સમક્ષ વ્યક્ત કરતાં અચકાઉં છું." શૈલેન્દ્રે કહ્યું.

"આપના હૃદયમાં શું થઇ રહ્યું છે?" સુરબાળાએ જાણવા છતાં પૂછ્યું.

"મારા હૃદયમાં તુમુલતોફાન મચી રહ્યું છે."

"એમ થવાનું કારણ?"

"દેવબાળા! કારણ અવનવું છે. તે જાહેર કરતાં હિંમત નથી ચાલતી, કદાચ તમે ગુસ્સે થાઓ."

"કુમાર! વિના સંકોચે જણાવો. મારા હૃદયમાં ગુસ્સાનું સ્થાન સંભવે જ નહિ."

"ત્યારે કહી દઉં?"

"જરૂર."

"દેવી! મારી ઇચ્છા તમને મારાં સુખ–દુઃખનાં વિભાગિની બનાવવાની છે." શૈલેન્દ્રે સાહસ કરી કહી દીધું.

ધરતીકંપની માફક ચોંકતાં અને ધ્રુજતાં સુરબાળાએ ગંભીર અવાજે કહ્યું, "તમારી આ ઇચ્છા અસ્થાને છે."

"કારણ ?"

"આપણા લગ્ન શું સંભવિત છે ?"

શૈલેન્દ્ર મૌન રહ્યો.

"કેમ શાન્ત રહ્યા ?" સુરબાળાએ પૂછ્યું.

"દેવી ! લગભગ આઠ દિવસથી હું તમારાજ વિચાર કર્યા કરૂં છું. હું જેમ જેમ તમારા સહવાસમાં વધુ આવતો ગયો અને તમારા વિચાર કરતો રહ્યો, તેમ મારી સંપૂર્ણ માન્યતા થઈ ચૂકી છે કે તમારા જેવું ગુણીયલ રત્ન આખી અવનીમાં પણ મળી આવે તેમ નથી. દેવી ! તમે આ નિર્જન સ્થાનમાં રહેવાને યોગ્ય નથી. સુરબાળા ! સત્ય પૂછાવો તો તમારા પ્રતિના પ્રેમે મને દિવાનો બનાવ્યો છે. સ્વપ્નમાં પણ હું તમને જોઉં છું. બાળા ! મારા હૃદયમાં તમારી પ્રત્યેનો પ્રેમ કેવો ઉછાળા મારી રહ્યો છે એ હું તમને કેવી રીતે બતાવું ? મારો મિત્ર નેલસન મને વતનમાં જવાનું વારંવાર વિનવી રહ્યો છે; પણ તમને મૂકીને, તમારો સુખમય આનંદમય સહવાસ ત્યાગીને જવાનું દિલ થતું નથી. જવાનો વિચાર થતાં જ હું ચારે તરફ અંધકાર અવલોકું છું. હૃદયમાં કાતિલ વેદના થતી અનુભવું છું. દેવી ! મારૂં જીવન હવે તમારા હાથમાં છે. મારી પર દયા કરી મારી વિનંતિ સ્વીકારો. હું તમારી પૂજા કરીશ. આપણુ બન્ને મળી જગતમાં કંઇક અવનવાં જ કાર્ય કરીશું. તમારી ઇચ્છામાં અંતરાય આવે એવું એક પણ કાર્ય કદી નહિ કરૂં." શૈલેન્દ્રે કહેવાનું તમામ કહી દીધું. સુરબાળા મૌન રહી. શૈલેન્દ્રની ઇચ્છા તેને મનમાં ઠીક લાગી; પણ સંસારમાં પડવાના વિચારે તેને કંઇક વ્યાકુળ બનાવી. આત્મા લગ્નની ઇચ્છાને માટે અનુમોદન આપી રહ્યો પણ તેનું મન સંસારનાં વિવિધ વિચારથી વ્યાકુળ બની રહ્યું. શું કરવું અને શું ન કરવું તેનો નિર્ણય થઈ શક્યો નહિ. પુનઃ શૈલેન્દ્રે પૂછ્યું; "બાળા !

શું વિચાર કરો છો? મૌન શાને ધર્યું છે! તમારા નિર્ણય ઉપર જ મારાં સુખ-દુઃખ અવલંબી, રહેલ છે."

"કુમાર! તમારો વિચાર અને ઇચ્છા સાહસીક છે. આવું પગલું ભરતાં પહેલાં પૂર્ણ વિચાર કરવાની ખાસ જરૂર છે."

"મેં પૂર્ણ વિચાર કરીને જ આ પગલું ભર્યું છે."

"લગ્નનો વિષય કેટલો મહાન-ગહન છે એ સમજો છો?"

"હા અને તે જ કારણથી માતા અને અનેક સ્નેહિ જનોની ઇચ્છા વિરૂદ્ધ હજી કૌમારાવસ્થા વ્યતિત કરૂં છું."

"તેમ કરવાનું કારણ?"

"ગુણીયલ ગૃહ લક્ષ્મી મળે અને હૃદયની ઐકયતા થાય તો જ પરણવું."

"તમે શી રીતે માન્યું કે મારી સાથે લગ્ન કરવાથી તમારી આશા-ઇચ્છા પૂર્ણ થશે?"

"સુકન્યા! મારી સંપૂર્ણ ખાત્રી થઈ ચૂકી છે કે આખા જગતમાં તમે એક જ રત્ન છો. તમારી સાથેના લગ્નથી મારો સંસાર સ્વર્ગ સમાન બનશે. તમે જ્ઞાની છો. જીવનનું સાચું કર્તવ્ય પણ તમારી સાથે જોડાવાથી સમજાશે. આવા અનેક વિચારો કરીને જ મેં મારી ઇચ્છા જણાવી છે."

"તમે શ્રીમાન છો, હું ગરીબ છું. તમે કુલીન છો; હું રંક છું. તમે વૈભવ વિલાસી છો; હું વેરાનવાસી છું. કુમાર! આપણા બેની ઐક્યતા કેવી રીતે થઇ શકશે?"

"તમારી ઇચ્છા હોય તો હું સર્વસ્વ ત્યાગી તમારી સાથે આ સ્થાનમાં રહેવાને આપળેજ તૈયાર છું."

"તમે કુળવાન છો."

"કુળવાનમાં જે સત્ય ગુણો હોવા જાઇએ તે તમામ તમારામાં છે, એટલે તમે મારા કરતાં પણ વિશેષ કુલીન છો એમ હું માનું છું."

"તમારાં માતાજી અને સ્નેહિજનો આ લગ્ન પ્રત્યે તિરસ્કાર દર્શાવશે."

"મારો સંસાર સુખી કેમ બને; મારૂં જીવન ઉન્નત કેમ થઈ શકે અને મારે કેવી ગૃહલક્ષ્મી જોઇએ તે વિચારવાનું કામ મારૂં છે. જ્યાં આખા જીવનની જવાબદારીની વાત છે; ત્યાં અન્યની સલાહની શું આવશ્યક્તા છે. દેવી! લગ્નકાર્યમાં હું કોઇની ઇચ્છા પ્રમાણે વર્તી શકું એમ નથી. આ બાબતમાં હું પૂર્ણ સ્વતંત્ર છું."

"તમારા વિચાર જો કે સ્તુત્ય છે; પણ હજી પૂર્ણ વિચારની જરૂર છે."

"મેં પ્રથમથીજ જણાવ્યું છે કે મેં પૂર્ણ વિચાર કરીનેજ આ પગલું ભર્યું છે. બાળા! મને નિરાશ ન કરશો. હું તમનેજ મારાં દેવી માનું છું. તમેજ મારૂં સર્વસ્વ છો. મારી પર દયા કરો." શૈલેન્દ્ર ગળગળો બની ઘુંટણે બેઠો અને દયાદ્ર વદને સુરબાળા સામે જોઇ રહ્યો. સુરબાળાએ તેનો હાથ પકડી ઉભો કરતાં કહ્યું; "કુમાર! નિરાશ ન થાવ. પ્રભુકૃપાએ સૌ સારૂંજ થશે. હું તમારી ઇચ્છા પૂર્ણ કરીશ."

"ક્યારે?" શૈલેન્દ્રે ઉત્સાહના આવેશથી પૂછ્યું.

"થોડા દિવસ જવા દયો, મારે કેટલાક વિચારના નિર્ણયપર આવવાની જરૂર છે. તેટલા વખતમાં મારો ભાઇ પણ આવી પહોં-ચશે અને તમે પણ એકજ નિશ્ચયપર આવ્યા હશો."

"સુરબાળા! તમારી ઇચ્છાને આધિન થાઉં છું, પણ તમારા વિના એક પળ પણ હવે એક વર્ષ સમાન લાગશે."

"વિયોગમાં—જુદાઇમાંજ પ્રેમની મહત્તાનું પૂરેપૂરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે."

"એ હું સમજું છું. બાળા! હું હવે એકજ પ્રશ્ન પૂછવાની

અભિલાષા ધરાવું છું અને તે એજ કે તમે સ્વમુખે મને જણાવો કે તમે મારાં ગૃહલક્ષ્મી થશો."

"શૈલેન્દ્ર! શું તમને હજી પણ મારો વિશ્વાસ નથી? જાવ; હું જણાવું છું કે જો લગ્નનું નિર્માણ હશે તો હું તમારી સાથેજ લગ્નથી જોડાઇશ."

"બસ, દેવી! બસ. મને આનંદ થયો." શૈલેન્દ્ર સુરબાળાના બન્ને હાથ ઉંચકી આંખ્યોએ લગાવ્યા. એવામાંજ શૈલેન્દ્રને શોધતો–શોધતો નેલશન ત્યાં આવ્યો. બન્નેને એક સાથે ઉભેલાં જોઇ તે આનંદ પામ્યો અને નજીકમાં ઉગેલા એક પુષ્પ વૃક્ષપરથી કેટલાંક પુષ્પ વીણી બન્નેનીપર પુષ્પની વૃષ્ટિ કરી. શૈલેન્દ્ર અને સુરબાળા હસ્યાં અને પછી ત્યાં વધુ વખત નહિ રોકાતાં ઘરમાં ગયાં. આ પછી એક વધુ અઠવાડીયું શૈલેન્દ્ર અને નેલસન ત્યાં રોકાઇ સુરબાળાની રજા લઇ નવીનપુર જવાને તૈયાર થયા. સુરબાળા જો કે હૃદયનો ભાવ ઉપરથી વ્યક્ત કરતી નહોતી; પણ શૈલેન્દ્ર સાથે કેટલીક વાતચીત કરી અને પછી સજળ નયને જવાની રજા આપી. શૈલેન્દ્રની આંખ્યોમાં પણ વિયોગાશ્રુ ઉભરાયાં. બન્ને ઘણીવાર સુધી એક બીજાની સામે દ્રષ્ટિ કરી રહ્યાં.

નેલસને અને એબલે અશ્વો તૈયાર કર્યા. જવાનો સમય થયો. ઉભય કંઇ બોલી શક્તાં નથી. છેવટે શૈલેન્દ્રે હૃદયને દ્રઢ કરી આંગળીએથી એક અંગુઠી ઉતારી સુરબાળાના હાથમાં મૂકતાં કહ્યું, "દેવી જાઉં છું; મને વિસારશો નહિ."

"મારી પણ આપને એજ પ્રાર્થના છે. પ્રભુ તમારૂં કલ્યાણ કરો."

નેલસને ઘોડેસ્વાર થઇ હાંક મારી. શૈલેન્દ્ર ચાલ્યો અને લગામ પકડી ઉભેલા એબલને મળી ભેટી અશ્વારૂઢ થયો. સુરબાળા! કાગળ પત્ર લખતાં રહેશો કહી શૈલેન્દ્રે ઘોડાની લગામ ખેંચી. નેલસને

પણ ટોપી ઉતારી વંદન કર્યું. તેની આંખ્યોમાં પણ ઝળઝળીયા ભરાયાં હતા. સુરબાળા મુખથી બોલી શકી નહિ. તેણે ફક્ત બે હાથ જોડી બન્નેને પ્રણામ કર્યા. અશ્વો ઝડપથી ઉપડયા. સુરબાળા બન્નેની પાછળ દ્રષ્ટિ કરી રહી. જોતજોતામાં બન્ને ઘોડેસ્વારો પ્હાડી પ્રદેશમાં અદ્રશ્ય થયા. સુરબાળા એક દીર્ઘ નિઃશ્વાસ નાખી એભલ સાથે ગૃહમાં પ્રવેશી અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઇ.

---

૨૧.

## રામપુરમાં.

પ્રભાકર પ્રભુ પશ્ચિમાકાશ તરફ પ્રયાણ કરી રહ્યા હતા. આ સમયે, પાર્વતિય પ્રદેશમાં થઇને કુમુદકાન્ત અને કમિલિની આગળ પ્રયાણ કરી રહ્યાં હતાં. જનશૂન્ય અરણ્યમાં–વિકટ પ્હાડી પ્રદેશમાં પ્રવાસ કરતાં આ બન્ને પ્રવાસીઓ અલૌકિક–અદ્દભુત ભાસી રહ્યાં હતાં. જાણે કોઇ દેવકુમાર અને દેવકન્યા નંદનવનમાં વનશ્રી અવલાકવા નીકળ્યાં હોય એમ જણાતું હતું. માર્ગમાં આવતાં રમ્ય વૃક્ષો અને ગુફાઓ વિશે વાતો કરતો કુમુદ કમિલિની સાથે ધીમે ધીમે ચાલતો હતો. પ્હાડી પ્રદેશમાં પ્રથમજ પ્રવાસ કરતી એ પ્રેમમયી બાળાને સઘળું આનંદજનક ભાસતું. કમિલિની કુમુદને વિવિધ પ્રશ્નો પૂછતી. સુરબાળાની પાસેથી નીકળ્યા પછી તેઓ ઘણે દૂર નીકળી આવ્યાં હતાં. સવાર અને સાંજ બન્ને જણાં મુસાફરી કરતાં અને રાત્રિ પડતાં એકાદ ગામમાં રહેતાં. કુમુદ અને કમિલિની જે જે ગામમાં જતાં તે ગામના લોકો આ બન્ને જણાંને દેવાંશી કલ્પી બન્નેનો અપૂર્વ સત્કાર કરતાં. કુમુદનો દેખાવ એકાદ ઋષિકુમાર જેવો હતો, તેણે ટુંકું પંચીયું અને પહેરણ પહેરેલું હતું. ખભાપર ઝોળી ભરાવેલી હતી. માથું ખુલ્લું હતું. ભવ્ય લલાટ બ્રહ્મચર્યના તેજથી ભવ્ય ભાસી રહ્યું હતું. વિકટ પ્હાડી પ્રદેશમાં

બન્ને જણાં નિર્ભયતાથી ચાલ્યાં જતાં હતાં. સાંજ પડવા આવી હતી. રાત્રિ પડતાં પહેલાં એકાદ ગામમાં પહોંચી જવાની ઇચ્છાથી તેમના પગ કંઇક ઉતાવળથી ઉપડતા હતા. એક ગાઉ પણ કોઇ દિવસ નહિ ચાલેલી કમિલિની આ ખાડા ટેકરાવાળા પહાડી પ્રદેશમાં કુમુદની સાથે આનંદથી ચાલતી હતી. કુમુદ તેને વારંવાર થાક લાગવા વિશે પૂછતો; પણ કમિલિની ના પાડતી અને કહેતી કે; તમારી મીઠી વાતો સાંભળતાં રસ્તો ઝપાટાબંધ ખુટી જાય છે અને થાક પણ જણાતો નથી. આવું સાંભળી કુમુદ હસતો અને વિવિધ વાતોથી કમિલિનીને પ્રસન્ન કરતો. આજે હમ્મેશના કરતાં બન્ને જણાં કંઇક વધારે ચાલ્યાં. સાયંકાળ થતાં તેઓ એક ગામની સમીપ આવી પહોંચ્યાં. દેવમંદિરમાં આરતીનો સમય હોવાથી ઘંટ અને નગારાં વાગવાનો અવાજ સંભળાઇ રહ્યો હતો. કુમુદ અને કમિલિની ભાગોળે આવી ઉભાં. એવામાં એક માણસ ત્યાં થઇને નીકળ્યો. કુમુદે તેને ઉભો રાખી પૂછયું; “ભાઇ! આ કયું ગામ?”

“રામપુર.” તે ગ્રામ્યજને કુમુદના વદનની તરફ ધારી-ધારીને જોતાં જવાબ આપ્યો.

“શું આ રામપુર?” કમિલિનીએ કંઇક આશ્ચર્ય પામતાં પૂછયું.

“હા, તમારે કોને ત્યાં જવું છે?” પેલા માણસે પૂછયું.
“વજેસંધ વાઘેલાને ઘેર.” કમિલિનીએ કહ્યું.

“અરે એતો અમારા સરદાર છે? હું તેમનો સેવક છું. હાલો હું તમને એમની કને લઇ જઉં?” ભોળા દિલના એ માણસે આનંદ પામતાં કહ્યું.

કુમુદ આ સમયે કંઇક વિચારમાં પડેલો જણાયો. તેણે થોડી વારે વિચાર ત્યાગી કમિલિની પ્રત્યે પ્રશ્ન કર્યો. “મને લાગે છે કે તમે આ ગામથી પરિચિત છો?”

"આ ગામમાં મારા પિતાની ઘણી જમીન આવેલી છે. હું આ ગામમાં આ પહેલાં કદી આવી નથી; પણ આ ગામના ગરાશીયા વજેસંગ વાઘેલા જમીનની ઉપજ આપવા મારા પિતાની પાસે આવતા. મને બરાબર યાદ છે કે જ્યારે જ્યારે વજેસંગ મારે ઘેર આવતા ત્યારે મને ખૂબ રમાડતા અને મારે માટે સારૂં-સારૂં ખાવાનું લાવતા."

"ત્યારે ચાલો આપણે તેમનાં મ્હેમાન થઇએ." કુમુદે કહ્યું.

"અરે તેઓ તો આપણને જોતાંજ ગાંડા-ઘેલા થઇ જશે." કમિલિનીએ કહ્યું.

આ પછી તે બન્નેએ પેલા માણસની સાથે વજેસંગ વાઘેલાના ઘર તરફ જવા માંડયું. આ રામપુર ગામ નાનું હતું. વસ્તી આશરે સોએક ઘરની હતી. ગામમાં ફરતો-ફારવતો વજેસંગ વાઘેલો હતો. આ ગામની પાદરે ચંદ્રાવતીના જમીનદાર લક્ષ્મીદાસની પુષ્કળ જમીન આવેલી હતી. લક્ષ્મીદાસે એ જમીનની વ્યવસ્થા કરવાનું કાર્ય વજેસંગને સોંપેલું હતું. લક્ષ્મીદાસની જમીનની જોડેજ વજેસંગની જમીન પણ આવેલી હતી, વજેસંગ પ્રમાણીક અને સત્યપ્રેમી હતો. લક્ષ્મીદાસની ઉપજમાંથી તેને અમુક ભાગ લેવાનો કરાર હતો. ઉપજ વધારે થતી તોપણ વજેસંગ લોભ વૃત્તિ નહિ રાખતાં પોતાના કરાર મુજબનોજ ભાગ લેતો. રાત્રિ પડી હતી. અંધકાર જગતપર ફરી વળ્યો હતો. વજેસંગ ઘરના આંગણે એક ઢોલીયાપર આડો પડી હુક્કો ગગડાવી રહ્યો હતો. તેનું વય બહુધા પચાસેક વર્ષનું હતું; પણ શરીર ભરાવાદાર અને મજબૂત હોવાથી તેની વૃદ્ધાવસ્થા હજી દૂર હોય એમ જણાતું હતું. તેના ઢોલીઆની પાસે જમીનપર પાથરેલી એક ચટાઇપર ચારેક જુવાનીયા બેઠા-બેઠા વજેસંગની વાત શ્રવણ કરી રહ્યા હતા. ઢોલીઆમાં આડા પડેલા અને શાન્તિથી

હુક્કાનું સેવન કરતા વજેસંગે અગાઉના ઘરડાઓની વાત કહેવા માંડી હતી. દેશને માટે અને સત્યને માટે શિર સમર્પનારા રાજપૂતોનાં પરાક્રમ સાંભળતાં સાંભળનારા જુવાનીયાઓનાં રોમાંચ ઉભાં થતાં. આ અરસામાં પેલા માણસે ઉતાવળથી ત્યાં આવી કહ્યું, "આપણે ઘેર આ કોક મેમાન આયાં છે."

વજેસંગે બેઠા થઈ પૂછ્યું, "ક્યાં છે?"

"આ રહ્યાં." આવનાર માણસે પોતાની પાછળ ઉભેલાં કુમુદ તથા સુરબાળાને બતાવ્યાં. વજેસંગ સાનંદાશ્ચર્યથી બન્નેની તરફ જોઈ રહ્યો. ત્યાં બેઠેલા જુવાનીયાઓ પણ વિસ્મયતાથી એ કિશોર કિશોરીને અવલોકી રહ્યા. એવામાંજ કમિલિનીએ મોહક સ્વરે પૂછ્યું; "વજાકાકા! મને ઓળખો છો કે?"

વજેસંગે આંખ્યો ખેંચી જોવા માંડ્યું; પણ તે કમિલિનીને ઓળખી શક્યો નહિ. આથી તે બોલ્યો; "બુન! મેં તને ક્યાંક જોઈ છે ખરી; પણ મારી હમજમાં નથી આવતું કે મેં તને ક્યાં જોઇ છે અને તું કોની દિકરી છે?"

"હું લક્ષ્મીદાસની પુત્રી. મારૂં નામ કમિલિની. તને મને રમાડતા એ ભૂલી ગયા કે?"

"કોણ મારી કમળી?" વાઘની માફક છલંગ મારી વજેસંગ ઢોલીયાપરથી ઉઠ્યો અને કમિલિનીને ખેંચી હૃદય સાથે દાબતાં બોલ્યો; "બેટા! તું તો ખોવાઇ ગઇ હતીને? તને લુંટારા ઉપાડી ગયા હતાને? ઘણી શોધ કરી પણ તારો પત્તો નહિ મળવાથી તારા બાપુએ અને અમે પણ તને મૂએલી માની, પણ ભગવાન દયાળુ છે. તે હારાં માણસને દખી કરતો નથી. દિકરા! તને જીવતી જાણી તારા બાપુને ઘણો આનંદ થશે. હારૂં થયું કે તું અહિં આવી. ભગવાને મને જશ આપ્યો." વજેસંગે કમિલિનીને નજીકમાં બેસાડી વ્હાલથી

માથે હાથ ફેરવવા માંડયો. કમિલિનીએ પૂછયું; "મારા બાપુની કાંઇ ખબર છે?"

"હું આજથી આઠમે દહાડે તેમની પાહે ગયો હતો. બચારા તને હંભારી રાત દહાડો રોયાજ કરે છે. દિકરા કમળ! આ તારી હાથે કોણ છે?"

"આ દેવકુમાર છે. તેમનું નામ કુમુદકાન્ત છે. તેમના પ્રતાપેજ હું તમને જીવતી આવી મળી છું."

"બાપુ! આવો; અહીં મારી પાહે બેહો." વૃધ્ધે કુમુદને બોલાવ્યો.

કુમુદ વજેસંગના શબ્દો સાંભળી મનમાં આનંદ પામ્યો અને પછી વજેસંગની જમણી પડખે ઢોલીયા પર બેઠો. દેખાવ અલૌકિક બની રહ્યો. કોઇ મહારાજા તેમના બાળકો સાથે બેઠા હોય તેવો દેખાવ થઈ રહ્યો. કમિલિનીએ પોતાની તમામ વીતક વાર્તા વજેસંગને કહી સંભળાવી. વજેસંગ અને ત્યાં બેઠેલા રાજપૂત યુવાનો કમિલિનીની દુઃખદ કથા અને કુમુદ તથા સુરબાળાનું સાહસ સાંભળી મનમા ઘણા ખુશી થયા. વજેસંગ તો એકજ દ્રષ્ટે કુમુદના વદનને નિહાળી રહ્યો. નવાં મ્હેમાન આવ્યાની વાત ગામમાં ફેલાઈ. ગામ લોકોથી વજેસંગનું આગણું ઉભરાયું. વજેસંગે ગોરને ઘેર સીધું મોકલાવી રસોઇ તૈયાર કરાવરાવી. આજે કુમુદ અને કમિલિનીએ શાન્તિથી ભોજન કર્યું. ભોજન બાદ આડી અવળી વાતો ચાલી. મધ્યરાત્રિ થતાં સૌએ શયન કર્યું. માર્ગના પરિશ્રમથી કમિલિની અને કુમુદ ઘસઘસાટ ઉંઘી ગયાં.

ચાર દિવસો વિત્યા પછી એક દિવસે કમિલિનીએ કહ્યું.

"વજાકાકા! આપણે ચંદ્રાવતી કયારે જઇશું?"

"દિકરા! દશેક દિવસ તો અહિં રહે. હજી તો તને આવે પૂરા પાંચ દિવસ પણ પૂરા થયા નથી. આટલી ઉતાવળ શી?" વજેસંગે હસતાં-હસતાં કહ્યું.

"મારા પિતાને મળવાને મારૂં મન અધીરૂં થઇ રહ્યું છે." કમિલિનીએ કહ્યું.

"તારી મરજી એમ છે તો આપણે કાલે સવારે અહિંથી નીકળીશું."

"અહિંથી ચંદ્રાવતી કેટલું થાય?" કમિલિનીએ પૂછ્યું.

"આશરે પચીસેક ગાઉ થાય."

"ત્યારે આપણે રાત્રે નીકળીએ તો?" કમિલિનીએ પૂછ્યું.

"રાત્રે નીકળવામાં વાંધો તો કાંઇ નથી; પણ રસ્તો વગડાઉ છે અને માર્ગમાં ભો પણ ઘણો છે. આ થોડાક મહીનાથી લુંટારાઓનાં ધાડાં ખુબ તોફાન કરી રહ્યાં છે. આથી આપણે દવારમાં નીકળીએ તો કંઈ ભો નહિ." વજેસંગે જણાવ્યું.

"દિવસે તડકો ઘણો પડશે. આપણે હેરાન થઇશું, માટે જો રાત્રે નીકળીએ તો સવારમાં ચંદ્રાવતી પહોંચી જવાય. કદાચ ધાડપાડુઓનો ભય હશે તો આપણી સાથે હથીઆરબંધ માણસો રાખીશું."

"બેટા! ધાડપાડુઓના ભોથી તારે બીવાનું નથી. આ વજેસંગ વાઘેલાને લુંટારા હારી રીતે ઓળખે છે. બાકી તને ઉજાગરો નડે અને રસ્તામાં કદાચ તોફાન થાય. આ વચારેજ હું દવારનું કહું છું. બાકી તારો વચાર એમજ છે તો આપણે આજ રાતનાજ નેકળશું." આટલું કહી વજેસંગ આવું છું કહી ત્યાંથી ચાલતો થયો. કુમુદ શાન્તિથી નજીકમાં બેસી રહી બન્નેની વાતો સાંભળી રહ્યા હતો. વજેસંગના ગયા પછી તે બોલ્યો; "કમળ! તું મારી એક વિનંતિ માન્ય કરીશ?"

"અહોહો! વિનંતી? અરે વાહરે વિનંતીવાળા? અહિં વળી વિનંતી કેવી? વિનંતી મુરબ્બી કે પ્રભુને કરવાની હોય, સમજ્યા?" કમિલિનીએ હસ્તાવદને કહ્યું.

"તું મારી વાત તો સાંભળ?" કુમુદે કહ્યું.

"ત્યારે એમ કહોને કે વાત સાંભળ ?" કમિલિનીએ કહ્યું.

"તું આવી ક્યાં સુધી રહીશ ?"

"તમે કહેશો ત્યાં સુધી. બોલો હવે શું કહેવાની મરજી છે ?"

"હું કહેવા એમ માગું છું કે તું હવે નિર્ભયસ્થાને આવી પહોંચી છે. વજેસંગ તને નિર્વિઘ્ને તારા પિતાની પાસે પહોંચાડશે, એટલે હું હવે મારી જરૂર અત્રે જોતો નથી. માટે જો કૃપા કરી મને રજા આપે; તો હું સુરબાળા પાસે પહોંચી જાઉં." કુમુદ કમિલીની તરફ જોઇ રહ્યો.

"બસ આ સિવાય તમારે વધુ કંઇ કહેવું છે ?" કમિલિનીએ સત્તાધિશ અવાજે પૂછ્યું.

"ના, મારે કહેવાનું હતું તે કહી દીધું."

"તમારાથી જઈ શકાશે નહિ. તમારે મારી સાથે મારા પિતાની પાસે આવવુંજ પડશે." કમિલિનીએ રોશમય મુખે કહ્યું.

"મારૂં ત્યાં શું કામ છે ?" કુમુદે જાણે મનમાં દુઃખી થતો હોય એવા અવાજથી કહ્યું.

"તમારૂં કામ ત્યાં ઘણું છે. મારૂં ભાવિ તમારા ભાવિની સાથે સંકળાએલું છે."

"એટલે ?" કુમુદે ચમકીને પૂછ્યું.

"હું સ્પષ્ટ શબ્દોમાં ખુલાસો કરી શકતી નથી, પણ જો તમારા કહેવા પ્રમાણે આત્મા એજ પ્રભુ સ્વરૂપ હોય તો હું તેની ઇચ્છાથી જણાવું છું કે તમારા સુખ દુઃખના લેખમા મારા પણ લેખ લખાએલા છે. મારા વિયોગથી તમને જે અસહ્ય કષ્ટ મનમાં થઇ રહ્યું છે, તેવુંજ આંતરીક કષ્ટ તમારા વિયોગથી મારા દિલને દમી રહ્યું છે. તમારો આત્મા મારા વિષે જે વિચારો ધરાવી રહ્યો છે તેવાજ વિચારો અને આશાઓ મારો આત્મા રાખી રહ્યો છે,

કુમુદકાન્ત ! કહો હવે બીજું કાંઈ જાણવું છે ?" કમિલિની સજળ નયને કુમુદના વદનને અવલોકી રહી. કમિલિનીના સ્પષ્ટ કથનથી કુમુદ ચોંકયો. તેના મનમાં એક ક્ષણવારમાં અનેક તર્ક-વિતર્કો થઈ રહ્યા. તેણે કહ્યું; "બાળા ! તારી આશા ઇચ્છા અસ્થાને છે."

"તમે ઉપર ઉપરથી કહો છો; પણ તમારો અંતરાત્મા એમ કહેતો નથી." કમિલિનીએ જવાબ વાળ્યો. કુમુદ મનમાં શરમાયો અને પછી બોલ્યો; "કમળ ! એ વિચાર તમને દુઃખી કરશે ?"

"જીવન પર્યંતના સુખી લેખ કોણ લખાવી લાવ્યું છે ?"

"આપણો સહવાસ શું યોગ્ય છે ?"

"એ તો પ્રભુ સારી રીતે જાણે છે. આપણે કયાં આપણી પોતાની મરજીથી કાર્ય કરીએ છીએ ? કર્તા-હર્તા તો તેજ છે. તે જે કરશે તે સારૂંજ કરશે."

"બાળા! તું શ્રીમાન પિતાની પુત્રી છે એનો તો ખ્યાલ કર?"

"શ્રીમંતાઈ સદાકાળ રહેશે એવું કોણ માને છે ? તમે કયાં શ્રીમાન પિતાના પુત્ર નહોતા ?"

કુમુદને પિતાની સ્થિતિ યાદ આવી. તેણે હૃદયપર હાથ મૂકયો અને પછી કહ્યું.

"કમિલિની! આ અરણ્ય નિવાસી સાથે સ્નેહ વધારતાં સંકટોના શિખરે ચઢવું પડશે એનો ખૂબ વિચાર કરજે ?"

"દેવ ! પ્રભુ ! મને શા માટે ગભરાવો છો ? મારી કસોટી કરો નહિ. હું મારા નિશ્ચયથી ડગનાર નથી. હજારો-લાખો સંકટો સહન કરવાને હું તૈયાર છું. તમારી સેવામાં મરણને પણ પ્રેમથી ભેટવા આતુર છું."

"શું તારો આજ નિશ્ચય છે ?"

"હા, એજ નિશ્ચય અને પ્રતિજ્ઞા."

રથ ઉભો રહ્યો. કમિલિની નીચે ઉતરી. આસપાસ મેદાન આવેલું હતું. નજીકમાં આવેલા એક વડવૃક્ષ નીચે શેતરંજી પાથરવામાં આવી. કમિલિની કુમુદકાન્ત અને વજેસંગ તેનીપર બેસી વિશ્રામ લેવા લાગ્યાં. ઘોડા ચરવા લાગ્યા બળદને પૂળા નીરવામાં આવ્યા. રખેવાળ ગરાશીયાઓએ અફિણ કાઢ્યું, સાથે રાખેલી શીરોહીમાંથી પાણી કાઢી એક માણસે કસુંબો તૈયાર કર્યો. વિવિધ વાતો ચાલી રહી હતી. કસુંબો તૈયાર થતાં પ્રથમ વજેસંગવાઘેલાએ તેનું પાન કર્યું. પછી બીજાઓએ કસુંબો લીધો. કસુંબાના સેવનથી ગરાશીયાઓનો થાક અને સુસ્તી દૂર થયાં. સઘળાએ વારાફરતી ખોંખારા ખાઇ કસુંબાના અમલની સાબીતી પૂરવાર કરી. આ કાર્ય પૂર્ણ થયા પછી ચલમ ફુંકાવા માંડી. વજેસંગે પણ બે ચાર દમ મારી ચલમ પાછી આપી. ચલમ ફુંકતા એક ગરાશીયાએ બીજાને ઉદ્દેશી કહ્યું; "અલ્યો આપણે ઘણું હેંડ્યા. હવાર થતામાં તો ચંદરાવતી ભેળા થઈ જાહું."

"જો રહતામાં કંઈ વઘન ન આવે ને આમને આમ હેંડીએ તો મોટા મળહકે ચંદરાવતી ભેળા થઈએ. પણ ભા! હવે જ જોવાનું છે, ખરેખરો મારગતો હવેજ આવે છે." બીજા ગરાશીયાએ કહ્યું.

"અલ્યો, આમ સ્યમનું કે છે? એવો ક્યો મારગ આવે છે?" ત્રીજાએ અમલના કેફમાં પૂછ્યું.

"આ વગડામાંજ ઓલ્યા રહે છે." ચોથાએ કહ્યું.

"કોણ?"

"પેલો થાનીયો અને ખુમલો."

"લુંટારા કે?" પ્રથમના એ ચલમનો ધુમાડો મુખમાંથી બહાર કાઢતાં બેપરવાઇથી પૂછ્યું.

"હા, તેમનો મકામ આ વગડામાંજ છે. આ રહતે કોઈ

અમારૂં..................મધુર

અજોડ..................ઘંટડીનો

પુસ્તક..................અવાજ!

વાંચો

# રાજપૂત પ્રતિજ્ઞા

યાને

# વિરનાં વેર

સ્વદેશ સેવાનો મહામંત્ર શીખવતું આ અમોલું આનંદી પુસ્તક દરેકે અવશ્ય વાંચવું જોઈએ.

કિં. રૂા. ૨-૪-૦

આવતું નથી. આ રહતે આવવાની હિંમત તો આપણા વજેસંગ બાપાજ કરી શકે ?"

"અરે જા, જા; આપણી આગળ એ ખુમલા–થાનીયાના ભાર શા ? આપણે ગરાશીયા બચ્ચા. જેના વડવાઓએ માથાં આપ્યાં તેના પુતરો શું એવા કોળચાંથી ડરી જાહે ? મારા દીયરા એતો આપણું નામ હાંભળતાંજ ભાગી જાહે." આવી રીતની વાતો કરતાં ગરાશીયાઓએ ચલમ પીવાનું કાર્ય પતાવ્યું. વજેસંગ કુમુદ અને કમિલિની અન્ય વાતોમાં ગરકાવ થયાં હતાં. સઘળાંએ લગભગ બેએક કલાક આ સ્થળે વિશ્રાન્તિ લઈ થાક ઉતાર્યો. પાછલી રાત્રિએ ચંદ્રભગવાન સ્વચ્છાકાશમાં પ્રકાશી રહ્યા હતા. તેમનું ભુરૂં–ઝાંખુ તેજ અંધકારને નષ્ટ કરી પૃથ્વી તલ પર પથરાયું હતું. વજેસંગે રથ જોડવાની આજ્ઞા કરી. રથ હાંકનારે બળદ જોડવા માંડયાં. ગરાશીયાઓ આગળ મુસાફરી કરવાને માટે કમ્મરો કસવા લાગ્યા. રથ જોડાતાં કમિલિની રથમાં બેઠી. કુમુદ અને વજેસંગ ઘોડે ચઢયા. પ્રયાણ શરૂ થયું. શાન્તિ સર્વત્ર વ્યાપેલી હતી, પણ બળદની કોટે બાંધેલા ઘુઘરા શાન્તિને વિખેરતા હતા. સઘળું મંડળ મૌનતાથી ચાલ્યું જતું હતું. ઘોડાપર બેઠેલો કુમુદકાન્ત પ્રકૃતિદેવીની શાન્ત શોભા અવલોકતો કંઈક ગહન વિચારમાં પડયો હોય એમ જણાતું હતું. કાફલાએ લગભગ ત્રણેક ગાઉ કાપી નાખ્યા. પાછલી રાત્રિ થઇ હતી. ચારે તરફ ઘીચ ઝાડી આવેલી હતી. ગાડાના ચીલા જેટલીજ સાફ જગા હતી. રથ ચીલે ચીલે ચાલ્યો જતો હતો. ચંદ્રકિરણોનું અજવાળું આ ઘનઘોર ઝાડીમાં પ્રકાશ આપવાને પૂરતુ નહોતું. રથની પાછળ ચાલતા ગરાશીયાઓ આ સ્થળે બરાબર સાવધ રહીને ચાલતા હતા. ઘોડાપર બેઠેલો વજેસંગ પણ તેની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવતો હતો. ખરેખરો ભય આ જગાએ હતો. વાટપાડુ લુંટારાઓ આ સ્થળેજ છૂપાઇ રહેતા. વિચારવશ કુમુદ પણ આ

ભયપ્રદ સ્થળ આવતાં વિચાર ત્યાગી સ્વસ્થ બન્યો હતો. એવામાંજ દૂરથી શિયાળવાંના રડવાનો કર્કશ અવાજ સંભળાયો. એક તરફ રડતાં–બોલતાં શિયાળવાંના અવાજથી બીજી તરફ રહેતાં શિયાળવાંઓએ પણ બોલવા માંડયું. એક સામટાં બોલતાં શિયાળવાંનો અવાજ ઘણે દૂર સુધી સંભળાઇ રહ્યો. તે અવાજના પડઘાથી જંગલ પણ અશાન્તિમય બની રહ્યું. એવામાંજ વજેસંગની ચપળ આંખ્યોએ કંઇક જોયું. ગરાશીયો સાવધ થયો અને સાથેના માણસોને પણ સાવધ કર્યા. મોટી મોટી વાતો કરનારા ગરાશીયા ભયનો ભાસ થતાંજ ગભરાયા; પણ હિંમત ધરી તલવારોની મુઠપર હાથ નાખી તેમણે આસપાસ જોવા માંડયું. વજેસંગની શંકા ખરી હતી. તેની આંખ્યોએ બે માણસોને જમણી તરફની ઝાડી તરફ ઝડપથી ચાલ્યા જતા જોયા. વજેસંગ પૂર્ણ સાવધાનતાથી આગળ ચાલ્યો જતો હતો. કમિલિનીએ રથમાંથી ડોકું બહાર કાઢી પૂછ્યું: "વજાકાકા શું છે?"

"બેટા કાંઇ નહિ, તું તારે અંદર બેસી રહે."

"કંઈ ભય તો નથી ને?" પુનઃ કમિલિનીએ પૂછ્યું.

"આ વજેસંગવાઘેલો તારી હાથે છે ત્યાં સુધી ભય કેવો?" વજાએ જોરથી ખુંખારો ખાધો. રથ ધીમેધીમે ચાલતો હતો. શિયાળવાંના અવાજ બંધ થયા હતા. પ્રથમની માફક શાન્તિ પ્રવર્તાઈ રહી. રથ હાંકનાર ધીમું–ધીમું ગીત ગાતો હતો. એવામાં એકાએક દૂરથી અજવાળું જણાયું. કેટલાક માણસો ઉતાવળથી ચાલ્યા આવતા જણાયા. સઘળા શસ્ત્રોથી સજ્જ હતા. દરેકે કાળાં કપડાં પહેરેલાં હતાં. મોઢાપર બુકાનીયો બાંધેલી હતી. હાથમાં લાંબા ભાલા પકડેલા હતા. વજેસંગ ચેતી ગયો. તેણે પાછળ ચાલતા ગરાશીયાઓને આગળ બોલાવ્યા. કુમુદે રથની બાજુમાં ઘોડો રાખ્યો. ગાડીવાન ધ્રુજવા લાગ્યો. કમિલિનીનો ભયની ખબર પડી. તે રથની બહાર

ડોકું કાઢી જોઇ રહી. લુંટારાઓએ નજીક આવી રસ્તો રોકયો. તરતજ વજેસંગવાઘેલાએ સિંહ સમાન ત્રાડ પાડી કહ્યું: "અલ્યો આઘા ખસી જાઓ. આ વજેસંગવાઘેલાથી તમે અજાણ્યા નથી. માટે જીવવું હોય તો મારગ મૂકી ભાગી જાવ." વજેસંગનું કહેવું લુંટારાઓએ ગણકાર્યું નહિ. તેમણે આક્રમણ કર્યું, વજો અને તેના માણસો અસાવધ નહોતા. સઘળાઓએ તલ્વારો ખેંચી. ઝપાઝપી શરૂ થતાંજ સૂરે ચઢેલા ગરાશીયાઓ લુંટારાઓ પર તૂટી પડયા. તલ્વારો ચમકવા લાગી. ભાલાઓ ઉછળવા લાગ્યા. વજેસંગ વાઘની માફક લુંટારાપર તૂટયો. જોત જોતામાં તો એ વૃદ્ધ નરે ત્રણેક શત્રુઓને ધરાપર સૂવાર્યા. આ તકનો લાભ લઇ બે લુંટારા આગળથી ખસ્યા અને કોઇ જાણે નહિ એવી રીતે રથની પાછળ આવ્યા. ઘોડાપર બેઠેલો કુમુદ અને રથમાંથી ડોકું બ્હાર કાઢી યુદ્ધ પ્રસંગ અવલોકી રહેલી કમિલિનીનું ધ્યાન પાછળની બાજુએ રહ્યું નહિ. આ અસાવધપણાનો લાભ લઈ ચુપકીદિથી આવેલા લુંટારાઓએ કમિલિનીને પકડી. કમિલિનીના મુખમાંથી "કુમુદ" એટલાજ શબ્દો નીકળ્યા. લુંટારાએ તેના મુખમાં ડુચો મારી તેને પીઠ પર નાખી દોડવા માંડયું. કુમુદ આવો મામલો જોતાંજ લુંટારાની પાછળ પડયો. તેના ઘોડાએ જોતજોતામાં લુંટારાને પકડી પાડયો. કુમુદ ઘોડેથી પડતું નાખી લુંટારાને વળગી પડયો. લુંટારાએ કમિલિનીને નીચે નાખી. કુમુદ અને લુંટારાનું દ્વંદયુદ્ધ મચી રહ્યું. કમિલિની પણ તેના બળ પ્રમાણે લુંટારાને મારવા લાગી. એટલામાં બીજો લુંટારો આવી પહોંચ્યો. તે આવીને તેનાપર આક્રમણ કરે એ પહેલાંજ કુમુદે પોતાને વળગેલા હરીફને જમીનપર પછાડયો. બીજો લુંટારો છેક નજીક આવી પહોંચ્યો. કુમુદે વિજળીની ઝડપે જમીન પર પડેલા પિશાચની તલ્વાર આંચકી લીધી અને તે વડે પ્રથમનાને ઘાયલ કરી બેશુદ્ધ બનાવ્યો. બીજા જોડે ઝપાઝપી શરૂ થઇ. લુંટારો બળવાન હતો; પણ કુમુદ તેનાથી કંઇ જાય એવો નહોતો. બન્ને એકબીજાના ઘા નિષ્ફળ કરવા લાગ્યા.

એવામાંજ લાગ જોઈ કુમુદે તેની પર ઘા કર્યો. આ ઘા આબાદ વાગ્યો. લુંટારો જમીન પર પડયો, પણ પડતાં–પડતાં તેણે કમ્મરમાં ખોસેલો જમૈયો છૂટો કરી જોરથી કુમુદ તરફ ફેંકયો. કુમુદના પડખામાં જમૈયાનો ઘા થયો. લુંટારો મરણને શરણ થયો. કુમુદ ઘાની વેદનાથી નીચે બેસી ગયો. કમિલિનીએ ચીસો પાડવા માંડી. બેલી તરફ વજેસંગ અને તેના સાથીદારોએ લુંટારાઓને પૂરા કર્યા હતા. સઘળા લુંટારાઓમાંથી ફક્ત ત્રણ જણાજ નાશી છૂટયા અને બાકીના રામશરણ થયા, વજેસંગ કમિલિની પાસે આવી પહોંચ્યો. કમિલિનીએ કુમુદની સારવાર કરવાનું સૂચવ્યું, કુમુદના શરીરમાંથી પુષ્કળ લોહી વહી રહ્યું હતું. તે લગભગ બેશુદ્ધ જેવો બન્યો હતો. વજેસંગે પાણી મંગાવી લોહી ધોઈ નાખી ઘાપર પાટો બાંધ્યો અને પછી કુમુદને ત્યાંથી ઉંચકી રથમાં સૂવાર્યો. પોતાના માણસોમાંથી પણ કેટલાકને વાગ્યું હતું. તેઓને પાટાપીંડી કરી પુનઃ પ્રયાણ શરૂ કર્યું. બેશુદ્ધાવસ્થામાં પડેલા કુમુદનું શિર ખોળામાં મૂકી કમિલિની રથમાં બેઠી હતી. સૌએ બનેલા બનાવની વાતો કરતાં રસ્તો કાપવા માંડયો. છેવટે રાત્રિની સમાપ્તિ થઇ. પ્રાતઃકાળ થયો. જગત પ્રકાશમય થયું. વનવૃક્ષો પ્રફુલ્લ બન્યાં. ચંદ્રાવતી નિકટ આવ્યું, મુસાફરોના પગ જોરથી ઉપડવા લાગ્યા. ગામ નજીક છે જાણી રથે જોડેલા બળદો પણ ઝડપથી ચાલતા હતા. નભ મંડળમાં ભાસ્કર ભગવાન ભભુકયા. તેમનાં સુવર્ણ કિરણોએ જગતને સુવર્ણ સમાન શોભાવ્યું. છેવટે ચંદ્રાવતી આવ્યું. રથને જોતાંજ લોકો એકત્ર થયાં અને કોણ આવ્યું કોણ છે વગેરે પૂછવા લાગ્યાં. કમિલિનીને ઓળખતાંજ 'આતો ખોવાઇ ગએલી લક્ષ્મીદાસ જાગીરદાસની કન્યા કમિલીની' કહી કેટલાક લોકો આનંદના આવેશમાં આવી જાગીરદારના મહાલય તરફ દોડયા.

પુત્ર સમાન પુત્રીના વિયોગથી ઝુરતા લક્ષ્મીદાસને પુત્રીના આગમન સમાચાર મળતાંજ અતી આનંદ થયો. ઘણા દિવસના

અપવાશી માણસને ભોજન અને મરણ કાંઠે તરફડતા મનુષ્યને નવજીવન મળે અને જેવો આનંદ થાય એવો આનંદ જાગીરદારને થયો. હર્ષના આવેશથી તે દિવાના જેવો બની પુત્રીને જોવા-મળવા દોડ્યો. રથ હવેલી આગળ આવ્યો. કમિલિની રથમાંથી નીચે ઉતરી. પુત્રીને જોતાંજ જાગીરદારે તેને હૃદય સાથે દાબી. તેનાથી વધુ બોલાયું નહિ, તેના મુખમાંથી ફક્ત મારી કમળ એટલાજ શબ્દો નીકળ્યા; પ્રેમ વાત્સલ્યતા ઉભરાઇ. મરેલી મનાતી પુત્રીને પિતાએ ઘણીવાર સુધી હૃદય સાથે દાબી રાખી. પિતા પુત્રીનો આ અપૂર્વ આનંદ જનક મેળાપ લોકો આશ્ચર્યથી અવલોકી રહ્યા. આ પછી પુત્રીને હૃદયથી અલગ કરી લક્ષ્મીદાસ વજેસંગને મળ્યો. સઘળાં હવેલીના દિવાનખાનામાં એકત્ર થયાં. સગાં-સ્નેહિયોથી દિવાનખાનું ભરાઇ ગયું. સઘળાં કમિલિનીને વિંટાઇ વળ્યાં અને વિવિધ પ્રશ્નો પૂછવા લાગ્યાં. જાગીરદારના મહાલયમાં આનંદ વર્તાઈ રહયો. મળવા હળવા અને વાતોમાં વખત ઘણો વિત્યો. રથમાં પડેલા બેશુદ્ધ કુમુદની કોઇને સ્મૃત્તિ રહી નહિ. કમિલિનીને કુમુદ યાદ આવ્યો. તેણે વજેસંગને પૂછયું. "કુમુદ કયાં ?"

"અરે હું તો ભૂલીજ ગયો, એ તો હજી રથમાંજ છે." વજેસંગ ઉભો થયો.

"તેને સાચવીને ઉપર લઇ આવો, જો જો તેને કંઇ ઇજા થાય નહિ." કમિલિનીએ સૂચના આપી. વજેસંગ નીચે ઉતરી રથ પાસે ગયો. લક્ષ્મીદાસે પુત્રીને પૂછયું; "બેટા ! કુમુદ કોણ ?"

"મારો જીવન દાતા, તેના પ્રતાપેજ હું તમને જીવતી મળી છું."

કુમુદને જોવા જાગીરદાર આતુર બન્યો. એટલામાં વજેસંગ અને બીજા માણસો કુમુદને સંભાળ પૂર્વક ત્યાં ઉપાડી લાવ્યા અને એક નરમ બીછાનાપર તેને શયન કરાવ્યું. મનમાં વિવિધ કલ્પનાઓ કરતો લક્ષ્મીદાસ બેશુદ્ધ બનેલા પણ ભવ્ય તેજથી દેવકુમાર સમાન

જણાતા કુમુદના વદન તરફ ઘણીવાર જોઇ સુધી રહ્યો. તેણે માની લીધું કે ખરેખર આ કોઇ દેવકુમાર અગર ઋષિકુમારજ છે. તેણે તરતજ વૈદ્યરાજને તેડવા માણસ દોડાવ્યો. વજેસંગે રસ્તામાં બનેલા બનાવની અને પછી કમિલિની કેવી રીતે આવી મળી વગેરે વાત જાગીરદારને કહી સંભળાવી. લક્ષ્મીદાસે વજેસંગનો ઉપકાર માન્યો. કમિલિનીએ પણ પોતાની તમામ વિતક વાર્તા વિદિત કરી. સઘળાં આશ્ચર્ય પામી કુમુદકાન્તની તરફ જોઈ રહ્યાં. પુત્રીના બચાવનાર પ્રત્યે જાગીરદારને અપૂર્વ પ્રેમ પ્રગટયો. અનેક આશિષ વચનો તેના મુખમાંથી નીકળી પડયાં. વૈદ્યરાજ આવી પહોંચ્યા. તેમણે યોગ્ય સારવાર કરવા માંડી. પરીણામે કુમુદ સાવધ થયો. કમિલિની પાસેજ બેઠી હતી. કુમુદે તેના સામે જોઈ ધીમું હાસ્ય કર્યું. કમિલિનીએ તેના લલાટપર હાથ મૂકયો. કુમુદને શાન્તિ વળી હોય એમ જણાયું. આ પછી વૈદ્યરાજની સૂચનાથી તેને થોડેક દૂર આવેલા એક બીજા સુંદર મકાનમાં લઈ જઈ પર્યંકપર સૂવાર્યો. વજેસંગ અને કમિલિની તેની સારવારમાં રહ્યાં. એક જુનો વૃદ્ધ નોકર રાત્રિ દિવસ કુમુદની પાસે રહેતો. બે દિવસમાં તો કુમુદને આરામ થતો જણાયો. ઘાની બળતરા શાન્ત થઇ હતી. તેની પીડાથી આવતો તાવ પણ લગભગ અટકયો હતો, કમિલિની તેનાથી લગીર પણ દૂર જતી નહોતી. કુમુદને આરામ થતો જાણી વજેસંગે તેને મળી ભેટી જવાની રજા માગી અને કોઈ વખત પોતાના ગરીબ ઝુંપડે તેને આવવાની વિનંતિ કરી. કુમુદે હસ્તાવદને જણાવ્યું કે મારા નિવાસ સ્થાન તરફ જતાં બનશે તો જરૂર તમને મળતો જઇશ. વજેસંગ ખુશી થયો અને ત્યાંથી નીકળી જાગીરદારની રજા લઈ પોતાના માણસો સાથે પોતાના પંથે પળ્યો.

---

# ૨૩

## પિતાના પ્રાસાદમાં.

દિવસોને જતાં વાર શી? કુમુદકાન્તને ચંદ્રાવતી આવ્યે ઘણા દિવસો વિત્યા. તેના જખમ રૂઝાઈ ગયા હતા. તેને હવે સંપૂર્ણ આરામ થઇ ચૂક્યો હતો. જાગીરદાર તેની પ્રત્યે અપાર પ્રેમ દર્શાવતા. કમિલિની કુમુદકાન્તને ચાહે છે એવું લક્ષ્મીદાસ જાણી ચૂક્યો હતો. કમિલિની અને કુમુદકાન્ત ગાડીમાં બેસી જોવા લાયક સ્થળો જોવા જતાં. પ્હાડી પ્રદેશમાં રહેલા કુમુદકાન્તને શહેરનાં રમ્ય સ્થળો જોવાથી આનંદ થતો હતો. તે જ્યાં જ્યાં જતો ત્યાં તેને સઘળું નવુંજ જોવાનું અને જાણવાનું મળી આવતું. તેણે શહેરી જનોનું જીવન પણ અવલોકયું. તેને શહેરનાં મનુષ્યોનું જીવન ઉદ્વેગમય અને અશાન્ત જણાયું. સર્વત્ર સ્વાર્થની દોડધામ નજરે પડી, અનેક પ્રકારનાં દુઃખ-પાપ-પાખંડ વગેરે જોતાં-જાણતાં તેને શહેરી જીવન પરત્વે કંટાળો ઉપજ્યો. શહેરી જીવન કરતાં સાદું અને શાન્ત ગ્રામ્ય જીવન તેને ઉત્તમ જણાયું. કુમુદકાન્ત પોતાના વિચાર કમિલિનીને વિદીત કરતો. બાળાને તેના વિચાર અને બોલવું ઘણું ગમતું. રાત્રે જાગી-રદારની સાથે બેસી કુમુદકાન્ત પોતાના વિચારો દર્શાવતો. ઉચ્ચ સંસ્કાર અને ઉત્તમ જ્ઞાનથી વિભુષિત કુમુદકાન્તના શબ્દો સાંભળી જાગીરદાર મનમાં તેની અત્યંત પ્રશંસા કરતો. એક રાતના કુમુદ-કાન્ત તેના શયનાલયમાં ગાઢ નિદ્રાને આધિન થયેલો હતો. તેનું શયનસ્થાન લક્ષ્મીદાસશેઠના મહાલયથી થોડેક દૂર આવેલા એક મ્હોટા પણ જુની બાંધણીના મકાનમાં આવેલું હતું. એક વૃદ્ધ નોકર આ મકાનમાં રાત્રિ દિવસ રહેતો. જ્યારથી આ વૃદ્ધ નોકરે કુમુદ-કાન્તને જોયો હતો; ત્યારથીજ કોણ જાણે કે શાથી તે વૃદ્ધને કુમુદ પ્રત્યે અપૂર્વ પ્રેમ ઉપજ્યો હતો. જેમ એક પિતા પોતાના પુત્રની માંદગીના સમયે સારવાર કરે એ મુજબ આ વૃદ્ધ સેવકે કુમુદકાન્તની

સારી સેવા–સારવાર કરી હતી. વૃદ્ધને તેની તરફ કુદરતી પ્રેમ પ્રગટયો હોય એમ જણાતું હતું. કુમુદકાન્ત પણ તેની સાથે ઘણીવાર સુધી વાતો કરી કંઈ નવું જાણવાનું જાણી લેતો અને વૃદ્ધની જુના જમાનાની વાતો સાંભળી આનંદ અનુભવતો. કુમુદ–કમિલિની અને તે વૃદ્ધ પુરૂષ રાત્રિએ મોડા સુધી જાગતાં અને વિવિધ વાતો કરતાં. આજે કુમુદ વ્હેલો સુઇ ગયો હતો. વૃદ્ધ નોકર કુમુદના શયનસ્થાનની બ્હાર પથારી પર નિદ્રાધિન થયો હતો. મધ્યરત્રિ થવા આવી હતી. જળ જંપી ગયું હતું. નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. આ સમયે કુમુદકાન્ત એકાએક ઝબકી જાગી ઉઠયો. ઝીણો દીપક સળગતો હતો. તેણે આંખ્યો ચોળતાં આસપાસ નજર ફેરવી. સઘળું શાન્ત જણાયું. તેના મુખપર વિસ્મયતાનાં ચિહ્ન જણાયાં. કુમુદ મનમાં વિચારવા લાગ્યો, “અરે આજે આ શું? કોઈ દિવસ નહિ અને આજે આ અજંપો શું? મને સ્વપ્ન તો નહિ આવ્યું હોય! કંઇક એમજ લાગે છે. સ્વપ્ન રહસ્યમય છે. એમાં જીવનનો કંઇક છૂપો ભેદ હોય એમ સમજાય છે. ખરેખર! મેં પણ મોટી ભૂલ કરી છે. મને અહિં આવી રહે ઘણા દિવસો વિત્યા છે. મેં જનસેવાની દિક્ષા ગ્રહણ કરેલી છે. કોઇના પ્રેમમાં બદ્ધ રહી અથવા સુખ–વૈભવમાં મશગુલ થઈ એકજ સ્થળે ઘણા દિવસો પડી રહી મનુષ્યે પોતાનું પવિત્ર કર્તવ્ય વિસારવું જોઇએ નહિ. કમિલિની અને તેના પિતાના સ્નેહથી હું મારૂં કર્તવ્ય ચૂકયો છું. મારે અત્રેથી હવે જવુંજ જોઇએ. સ્વપ્નમાં મને મારા કર્તવ્યનો બોધ મળ્યો છે. તે દિવ્ય પુરૂષે ગંભીર વાણીથી મને કહ્યું કે “કુમુદ તું એશઆરામમાં તદ્રુપ કેમ બન્યો છે? સ્નેહની સાંકળોમાં વધુ સંકળાતાં તારાથી તારૂં કર્તવ્ય બજાવી શકાશે નહિ. શું તું તારાં દેશનાં દુઃખી–દીન અને અન્ન વસ્ત્ર વિના ટળવળી મરતાં દેશબાંધવોને ભૂલી ગયો? શું તેં તારી બ્હેન સુરબાળાના શબ્દો વિસાર્યા! જે સુરબાળાના ઉપદેશને તું હસી કાઢતો તેજ ઉપદેશ અત્યારે સત્ય થાય છે, માટે

ઉઠ; સાવધ થા. લક્ષ્મીદાસ જમીનદાર તને ઓળખતો નથી. પણ તું અને સુરબાળા તેને બરાબર ઓળખો છો, લક્ષ્મીદાસનું હૃદય હવે તો જોકે બદલાયું છે, પણ તેના પ્રતાપથીજ તમારે વનવાશી થવું પડયું છે. વળી તું જે મકાનમાં સૂતો છે, એ મકાન પણ તારા પિતૃઓનું છે. કુમુદ! ઝેર–વેર ભૂલી જા અને કર્તવ્ય ક્ષેત્રમાં આગળ વધી યશસ્વિ થા." સ્વપ્નમાં દેખાએલ વૃદ્ધનું આવું સૂચન જાણી કુમુદ વિચારમાં ડુબ્યો અને પુનઃ પાછો આત્મગત્ બોલ્યો, "સ્વપ્નમાં જોએલા તે તેજોમય પુરૂષનાં વચનો સત્ય છે, મને હવે સઘળું યાદ આવે છે. મારી બ્હેને મને કહ્યું હતું કે આપણે એક મોટા નગરનાં નિવાસી અને શ્રીમાન પિતાનાં સંતાન હતાં, પણ ઘટના ચક્રના ઘેરાવાથી પિતા દ્રવ્ય વિહીન–દેવાદાર બન્યા અને એક જાગીરદારના જુલ્મથી ઘરબાર વિનાના થઈ મરણને શરણ થયા. જાગીરદારે તેમના મૃત દેહને ઘરની બહાર કાઢી અપમાન કર્યું. ખરેખર! પૂર્વનો સમય આ વખતે તાદશ્ય થાય છે. જુલ્મી જમીનદાર તેજ આ લક્ષ્મીદાસ. તેણેજ મારા પિતાના શબને અને અમને–નાનાં નિરાધાર બાળકોને આ હવેલીમાંથી બહાર કાઢયાં હતાં. બ્હેન સુરબાળા એક સમયે આ કરૂણ કથા મને કહેતી હતી. હા! તે સઘળું આજે સ્વપ્નમાં સમજાયું. ઘણા વર્ષોના બનાવની વાત તાજી થઇ અને તે જાણે આજેજ બની હોય એમ મારા મનમાં થયા કરે છે. લક્ષ્મીદાસ! પહેલાંના જાલીમ જમીનદાર! આજે તારા હૃદયનું પણ પરીવર્તન થઈ ચૂકયું છે. પણ વિચાર, તારી સંપત્તિમાં ગરીબોની ઉંડી હાય છૂપાએલી છે, તારા વૈભવોમાં તારી લક્ષ્મીમાં અને તારા મહાલયોમાં ગરીબોનો ભાગ છે. તેં પૈસા એકત્ર કરવાને અનેક દુષ્કર્મો કર્યાં છે. તારાથી અનેક જનો પાયમાલ થયાં છે. તું તે વખતે પૂરેપૂરો સંપતિનો સેવક બની શયતાનનો સાથી થયો હતો. અમારો કરૂણ પ્રસંગ યાદ કરતાં મારા સમસ્ત શરીરમાં ક્રોધનો સંચાર થાય છે અને જાણે એમ થયા કરે છે કે હું મારા પિતા પ્રત્યેનું વૈર વસુલ

કરૂં. પણ ના, મને એમ કરતાં મારો અંતરાત્મા રોકે છે. આ કુમુદ એમજ માને છે કે પ્રભુ કરે છે તે સારૂંજ કરે છે. ઈશ્વરની ઘટમાળ અજબ છે, ક્યાં હું અને ક્યાં કમિલિની ? અમારો અદ્‌ભુત મેળાપ શો ! અમારામાં પ્રેમનું પ્રાગટ્ય શું ? ખરેખર કંઈક ગુપ્ત ભેદજ છે. કમિલિની ! મારી પ્રત્યેનો તારો પ્રેમ અજબ છે. તું મને તારૂં સર્વસ્વ સમજી ચૂકી છે એ હું સારી રીતે સમજી શક્યો છું. વળી તું મને અને બ્હેન સુરબાળાને તારી સાથે રાખવાને ઇચ્છે છે એ હું સમજું છું. તારા પિતા પણ મારી પ્રત્યે પૂર્ણ પ્રેમ ધરાવે છે. મારૂં મન પણ તારાથી દૂર થવાને ના પાડે છે, પરંતુ મારે ગમે એ પ્રકારે હવે અહિંથી જવુંજ જોઈએ. જો હું વધારે રોકાઈશ તો પછી સ્નેહના વાતાવરણમાં વિશેષ બંધાઈશ. કમિલિની ! દેવી ! તારી અને મારી પવિત્ર ઇચ્છાઓ –આશાઓ શ્રીભગવાન અવશ્ય પૂર્ણ કરશે.” આવી રીતના વિચારોમાં કુમુદકાન્તે લગભગ એક કલાક વ્યતિત કર્યો. આ પછી તેને કંઈક વિચાર આવતાં દીવો ઉપાડી આખા મહાલયમાં ફરી વળ્યો અને પછી પુનઃ શયન સ્થાને આવતાં તે મન સાથે બોલ્યો; “આહ ! આ મારી જન્મભૂમિ; મારા પિતૃઓનું મકાન મને અપૂર્વ શાન્તિ આપી રહ્યું છે. લક્ષ્મીદાસ બિચારાને ક્યાંથી ખબર હોય કે જેની પર તે અને તેની પુત્રી પ્રેમ ધરાવે છે; તે આ હવેલીનો ખરો માલીક છે ?” કુમુદકાન્તને એકાએક હસવું આવ્યું. તે ઉઠ્યો અને જ્યાં વૃદ્ધ નોકર સૂતો હતો ત્યાં આવી ઉભો. તેના પગરવથી શ્વાનનિદ્રા અનુભવતો વૃદ્ધ એકદમ જાગૃત થઈ બેઠો થયો અને કુમુદને નજીક જોઇ કંઈક આશ્ચર્ય પામતાં બોલ્યો; “શું તમે હજી જાગો છો ?”

“હા.”

“આજે તો તમે મારા પહેલાં ઉંઘી ગયા હતાને ?” વૃદ્ધ નોકર કે જેનું નામ હરનામ હતું તેણે પૂછ્યું.

"હા, ઉંઘતો મઝાની આવી હતી પણ એક સ્વપ્ન આવવાથી મારી ઉંઘ ઉડી ગઇ."

"સમણું કેવું હતું ભા ?" હરનામે આંખ્યો વિકાશી પૂછ્યું.

કુમુદે સ્વપ્નમાં દેખાએલા દૃશ્યની અને તેજસ્વી વૃદ્ધ પુરૂષના સૂચનની વાત કરી. વૃદ્ધના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે ધારી ધારીને કુમુદના સામે ઘણીવાર જોયા કર્યું. વૃદ્ધના આવી રીતના જોવાથી કુમુદને પણ આશ્ચર્ય ઉદ્દભવ્યું. તેણે હસ્તા વદને પૂછ્યું; "કાકા ! મારી તરફ શું જોયા કરો છો ?"

વૃધ્ધે કરૂણ કંઠે કહેવા માંડયું; "ભાઇ ! શું કહું ? આજે તારા સમણાએ મારી ભ્રમણા ભાગી છે. હું જે ધારતો હતો; તેજ ખરૂં પડયું છે. હાશ મને આજે શાન્તિ વળી."

"કાકા ! તમારા બોલવામાં મને સમજ પડતી નથી. મને સ્પષ્ટ સમજાવો ? " કુમુદે પૂછ્યું.

"ભાઇ ! હું શું સમજાવું ? કુદરતેજ તમને જાણીતા કર્યા છે. કુમુદભાઈ ! મેં તમને જોયા ત્યારથીજ મારા મનમાં એમ થયા કરતું કે મારા શેઠજી અરે મારા માલીકની આ જીવતી મૂર્તિ કયાંથી ?"

"એટલે શું હું તમારો શેઠ છું ?" કુમુદે પૂછ્યું.

"ના, તમે નહિ; પણ તમારા પિતા. હા ! કેવા પવિત્ર ? તમારૂંજ મુખ..." વૃદ્ધ આગળ બોલી શકયો નહિ. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. કુમુદે મનમાં દુઃખી થતાં પૂછ્યું.

"તમે ઘણા દુઃખી થતા હો એમ સમજાય છે ?"

"મારા તે પવિત્ર માલીકની પૂર્વ સ્થિતિ અને પછીથી થયેલી દુર્દશાનું દૃષ્ય આજે યાદ આવતાં મને અપાર વેદના થઇ રહી છે."

"શું તમે મારા પિતાના નોકર હતા ?"

"પ્હાડોમાં."

"હેં? શું પ્હાડોમાં?"

"હા."

"મને તેમની પાસે લઈ જાવ."

"જાગીરદાર રજા આપશે?"

"હું જરૂર તેમની રજા મેળવી લઇશ અને હવે પછી જીવન પર્યંત તમારી સાથેજ રહીશ."

"અમે ગરીબ છીએ, અમારી સાથે રહેવાથી દુઃખ પડશે." કુમુદે કહ્યું.

"જે શેઠના અન્નપાણીથી આ શરીર બંધાયું છે; તેમનાં બાળકોની સાથે રહેવાથી મને અતી આનંદ થશે. હું મારા જીવનને ધન્ય માનીશ. વિકટ સંકટો પણ ખુશીથી સહન કરીશ."

"ઠીક ત્યાર તૈયાર થજો, પણ રજા મેળવતાં મારૂં ઓળખાણ આપી ન દેવાય તેનું પૂરેપૂરૂં ધ્યાન આપજો."

"એ વાતથી નિરભે રહેજો."

આ પછી હરનામ અને કુમુદને ઘણી વાતો થઈ. વાતોમાં પાછલી રાત્રિ થઇ. કુમુદની આંખ્યો ઉંઘથી ઘેરાવા લાગી. હરનામે તેને સૂઇ રહેવાનું સૂચવ્યું. કુમુદ પર્યંકમાં પોઢયો અને અલ્પ સમયમાંજ નિદ્રાને શરણ થયો. હરનામના આનંદનો પાર નહોતો, તેણે પથારીમાં પડી પ્રભુનું સ્મરણ કરવા માંડયું. સુખમયી નિદ્રાએ તેને પણ છેવટે પોતાને આધિન કર્યો.

---

## ૨૪

### વિદાય.

પ્રભો! આજે મારા હૃદયમાં આ તુમુલ તોફાન શાનું મચી રહ્યું છે? મારે આજે મારા નિવાસ સ્થાને જવું છે, સાંજના નીક-

ળવાનો નિશ્ચય કર્યો છે; પણ જેમ જેમ જવાનો સમય નજીક આવતો જાય છે; તેમ હૃદય મુંઝાય છે, વ્યાકુળ બને છે. મન આ સ્થળ ત્યાગવાને ઇચ્છતું નથી. પગ પણ શિથિલતા ધરાવા રહ્યા છે; પણ આ બધું શાથી? ફક્ત એક કમિલિના અપૂર્વ પ્રેમ બંધનથી. આ પ્રેમ બંધન તોડી ચાલ્યા જવાને હૃદય ના પાડે છે. હું આજે જનાર છું જાણી કમિલિનીના શોક સમુદ્રમાં ડૂબી છે. તેને મારો વિયોગ અસહ્ય લાગે છે. તે મને તેનુંજ સર્વસ્વ સમજી ચૂકી છે. મારૂં હૃદય પણ કોણ જાણે કે પૂર્વના કેવાએ સંસ્કારથી તેની તરફ ખેંચાઈ રહ્યું છે, મન તેને મૂકીને જવાની અનિચ્છા દર્શાવી રહ્યું છે. જાગીરદારે મને ઓળખ્યો છે. મારા પિતા પ્રત્યે ચલાવેલા અન્યાયી વર્તનને માટે તેણે પુષ્કળ પશ્ચાતાપ કર્યો છે અને ન્યાય વિરૂદ્ધના વર્તનનું પ્રાયશ્ચિત કરવા લક્ષ્મીદાસ કમિલિનીને મારી સાથે પરણાવી તેની સર્વ સંપત્તિનો મને માલીક બનાવવા ઈચ્છે છે. મારૂં મન–આત્મા પણ આવો અલભ્ય લાભ લેવા ઈચ્છે છે. કમિલિની સમાન સુશિલ ગુણીયલ બાળા જે ભાગ્યવાન હોય તેને જ પ્રાપ્ત થઈ શકે. જાગીરદારે તેની ઈચ્છાને આધિન થવા મને ઘણુંએ સમજાવ્યો. હૃદયમાં સંપૂર્ણ ઇચ્છા છતાં મેં કંઇ પણ જવાબ નહિ આપતાં હાલ તો ફક્ત જવાનીજ ઇચ્છા પ્રદર્શિત કરી છે. જાગીરદારે બળાત્કારે જવાની રજા આપી છે. હરનામને પણ નોકરીમાંથી છુટો કર્યો છે. અમારે બન્નેને સાંજના પ્રયાણ કરવાનું છે. પણ અંતરનો આત્મા–પ્રેમ બંધનથી બંધાયેલું મન પ્રિય કમિલિનીને ત્યાગીને જતાં અંદરથી રડે છે. પ્રેમે મનને નિર્બળ બનાવ્યું છે. કમિલિનીને મારા જવાથી કેટલું દુઃખ થશે? અરે જવાની વાત સાંભળતાં તેનું વદન કમળ કેવું વિલાયું છે? અરે મારાથી પણ તેને ફરીથી ક્યારે મળાશે? શું ત્યારે મારે સુરબાળાની પાસે નહિ જતાં અત્રે રહેવું? આવા પ્રકારના વિચાર તરંગો દોડાવતો કુમુદ હવેલીના દિવાનખાનામાં આમતેમ આંટા મારી રહ્યો હતો. તેના શાન્ત પ્રભાવશાળી મુખપર

આજે દિલગીરીની છાયા છવાઇ રહી હતી. હસ્તુ મુખ ગંભીર બન્યું હતું. તેણે ઘણીવાર સુધી વિચારાવસ્થામાં વખત વ્યતિત કર્યો અને પછી નિર્બળ હૃદયને બળાત્કારે પ્રબળ બનાવી આત્મગત બોલ્યો; "સ્વપ્નમાં દેખાએલા દિવ્ય પુરૂષે મને ભોગવિલાસમાં પડવાની મના કરી છે. જો હું વૈભવવિલાસમાં પડું તો ભવિષ્યમાં ભયાનક ભાવિને આધિન થાઉં. તે દિવ્ય મૂર્તિના એ સૂચનમાં શું ભેદ હશે?" કુમુદ વિચારમાં પડી વળી પાછો બોલ્યો; "ગમે તેમ હોય પણ મારે હાલ તો મારી ઇચ્છાઓને રોકવી જોઇએ. મારો ધર્મ અત્યારે બ્રહ્મ-ચર્ય પાલન અને જનસેવાનો છે, મારે મારા આ ધર્મનું યથાર્થ પાલન કરવું જોઇએ. પ્રભુ કૃપા હશે તો મારી ઇચ્છા ભવિષ્યમાં જરૂર પુરી થશે. કમિલિની! દેવી! હું તને મારા અંતરની વેદના કેવી રીતે વિદિત કરી શકું? જેવું તારા હૃદયને દુઃખ દમી રહ્યું છે; એ પ્રકારનું દુઃખ મારા હૃદયમાં કાતિલ કષ્ટ ઉપજાવી રહ્યું છે. તારા વિયોગનો વિચાર કરતાં જ મારૂં સમસ્ત શરીર ધ્રુજી રહ્યું છે. તારા વિના સઘળું વિશ્વ જાણે શૂન્ય હોય એમ જણાય છે. જુદાં પડીશું એ વિચારથી આપણાં હૃદય રડી રહ્યાં છે. અત્યાર સુધીના જીવનમાં મેં મારા હૃદયની આવી નિર્બળતા કદી અનુભવી નથી. કમિલિની! સ્વસ્થ થા. આપણે કોણ છીએ એનો વિચાર કર? આપણે જગતમાં શું કરવાને આવ્યાં છીએ? આપણું શું કર્તવ્ય છે વગેરે વિચારી પ્રભુની ઇચ્છાને આધિન થા. જગતનો તાત આપણને જરૂર કલ્યાણ માર્ગે લઇ જશે. તું અને હું..." કુમુદ વધુ વિચારતાં-બોલતાં એકાએક અટકયો. હરનામ ત્યાં આવી ઉભો. તેના તરફ નજર કરી કુમુદે પૂછયું; "કેમ શું કરી આવ્યા?"

"જાગીરદારને મળી આવ્યો. આપણા જવાથી તેમને ઘણું લાગી આવે છે. તેમની આંખ્યોમાંથી અશ્રુ વહે છે. કમિલિની તો રડયાજ કરે છે." હરનામે કહ્યું.

કુમુદની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાયાં, તે બોલ્યો.

" ઘણા દિવસ એકત્ર રહેતાં પ્રેમી જનોને જુદાં પડતાં જરૂર દુઃખ ઉત્પન્ન થાયજ, પણ હવે આપણે અહિંથી જવું જોઇએ. જ્યારે ત્યારે જુદાઇનું કષ્ટ અનુભવવાનું તો છે જ. વારૂં તમને રજા આપીને ? "

મેં ઘણું કહ્યું અને તમારી સાથે રહેવાનું જણાવ્યું ત્યારેજ તેમણે રજા આપી. "

" ઠીક ત્યારે જાવ અને કરો તૈયારી. હું જાગીરદારને મળી આવું. " કુમુદ ત્યાંથી નીકળી લક્ષ્મીદાસના મહાલયમાં આવ્યો. પિતા-પુત્રી ગમગીન વદને દિવાનખાનામાં બેઠા હતાં. કુમુદે ત્યાં આવી જાગીરદારને પ્રણામ કર્યા. જાગીરદારે તેને પ્રેમથી બોલાવી પોતાની પાસે ગાદીપર બેસાડયો. કમિલિની સ્નેહભીનાં નયને ઘડીકમાં કુમુદ તરફ તો ઘડીકમાં જમીન તરફ જોવા લાગી. જાગીરદારે પૂછ્યું, " કુમુદ ! શું નિશ્ચય કર્યો ? "

" જવાનોજ. " કુમુદે બળાત્કારે કહી દીધું. કમિલિનીએ કુમુદ તરફ દયા ભરી દ્રષ્ટે જોયું. તેનું મન કુમુદને જાણે જવાની ના કહેતું હોય એવા ભાવથી કમિલિની તેની તરફ જોઈ રહી. થોડીવાર મૌન પ્રવર્તાયા પછી લક્ષ્મીદાસે કહ્યું. " કુમુદકાન્ત ! તમારા અત્રેના નિવાસેથી અમને ઘણો જ આનંદ થયો છે, પણ તમે હવે જશો જાણી અમારી દિલગીરીનો પાર નથી. કુમુદ ! તમે મારૂં કહેવું માનો. હું તમને મારા પુત્ર સમાન પ્રેમથી ચાહું છું. તમે અને કમિલિની લગ્નથી જોડાઓ અને મારા ઐશ્વર્યનાં માલીક બનો. "

કુમુદે ગંભીર પણ કંઈક હસ્તા વદને કહેવા માંડયું. " મુરબ્બી ! આપનું કથન સર્વથા સત્ય છે. આપની આજ્ઞા અંગિકાર કરવાને મન જો કે ઇચ્છા ધરાવી રહ્યું છે, પણ મારો અંતરાત્મા ઉંડાણમાંથી સૂચન કરે છે કે હાલ મારે મારૂં કર્તવ્ય કરવું. મેં જનસેવાની દિક્ષા ગૃહણ કરેલી છે,

દેશમાં અધર્મ–અત્યાચાર વ્યાપી રહ્યો છે. દેશની કયા પ્રકારે સેવા કરવી કે જેથી દેશમાંથી ભુખમરો દુઃખ ક્લેશ વગેરે દૂર થાય ? હું આ વિચારોજ નિરંતર કર્યાં કરૂં છું. આવી અવસ્થામાં જો હું આપની ઇચ્છાને આધિન થાઉં તો હું મારા કર્તવ્યથી ચૂકયો ગણાઉં વળી આ બાબતમાં મારે મારી બ્હેનની પણ સલાહ લેવી જોઇએ. ”

“ કુમુદ ! તમારા શબ્દો સાંભળી મને અતી આનંદ થાય છે. તમારૂં હૃદય પાવત્ર અને સંસ્કારી છે. તમે કહો છો કે વિલાસ–વૈભ-માં પડયા પછી કર્તવ્ય બજાવી શકાશે નહિ, પણ મારા સમજવા અને માનવા મુજબ તો મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં રહી દેશની અને ગરીબોની જેવી સેવા બજાવી શકે છે; તેવી ઉત્તમ સેવા એકલા રહે-વાથી થઇ શકે નહિ. ગરીબોનાં દુઃખ પરહરવા લક્ષ્મીની પણ ખાસ અગત્ય છે. કમિલિની પણ તમારા જેવા શુભ વિચારો ધરાવે છે. તમે એકલા જેટલું કામ નહિ કરી શકો એનાથી વધારે સારૂં કામ કમિલિની સાથે કરી શકશો. તમે સુરબાળાને મારા આ વિચાર વિદત કરજો. તે તરતજ મારા વિચારને સંમત થશે. ” લક્ષ્મી-દાસે કહ્યું.

કુમુદે થોડી ક્ષણ વિચારવશ રહી કહ્યું, “ગૃહસ્થાશ્રમમાં રહી સેવા ધર્મ ઉત્તમ પ્રકારે બજાવી શકાય છે એવી આપની માન્યતા સત્ય છે. હું પણ એમજ ઇચ્છું છું અને સુરબાળા પણ જરૂર સંમત થશે. પરંતુ અંતરનો અવાજ મને હાલમાં એમ નહિ કરવાનું સૂચવે છે. જાગીરદાર સાહેબ ! હું આપને વચન આપું છું કે જ્યારે પ્રભુની ઇચ્છા મને લગ્ન સંબંધથી જોડવાની હશે; ત્યારે હું કમિલિની સાથેજ લગ્ન કરીશ. ”

“ મને આનંદ થયો. પ્રભુ તમારૂં કલ્યાણ કરો. વારૂ અત્રેના નિવાસ દર્મિયાન કંઇ અગવડતા તો નડી નથીને ? ” જાગીરદારે પૂછ્યું.

" અત્રે મને પૂર્ણ સુખ–આરામ મળ્યો છે. આપે એક પુત્ર સમાન સ્નેહ મારી પ્રત્યે બતાવ્યો છે. મારી માંદગીના સમયમાં નજીકનું સગું પણ ન કરી શકે એવી સેવા–સારવાર કમિલિનીએ કરી છે. આપે અને કમિલિનીએ મને સદાને માટે ઉપકારના બંધનમાં બાંધી દીધો છે."

" એ ઉપકારના બંધનથી કંટાળીને જ તમે જતા રહો છો ને ?" કમિલિનીએ કહ્યું.

" કમિલિની ! તમે આમ શામાટે બોલો છો ? ઉપકારનાં બંધન કોટી કાળે પણ તૂટવાનાં નથી. તમારાથી વિખૂટો થતાં મારા હૃદયમાં કેટલું કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું છે એ ફક્ત મારૂં મનજ સમજે છે. જો આત્માની ઇચ્છા નહોત તો હું ન જાત. પ્રભુની પણ હાલ એવીજ ઇચ્છા છે. આપણે તેની ઇચ્છાને અનુસરવું જોઇએ. તમે મારા જવાથી દુઃખ ધરશો નહિ. હું જ્યાં જઇશ ત્યાં તમારા શુભને માટે શ્રી જગનિયંતાની નિરંતર પ્રાર્થના કરતો રહીશ. પ્રભુ જરૂર એવો સમય પણ લાવશે કે જ્યારે આપણે નવીન સંબંધે જોડાઈ એકત્ર રહીશું અને કર્તવ્યક્ષેત્રમાં સાથેજ આગળ વધીશું." આટલું કહી કુમુદ કમિલિની સામે જોઈ રહ્યો. આ પછી લક્ષ્મીદાસે પૂછ્યું; " તમે સાંજનાજ નીકળશો નહિ વારૂ ?"

" હાજી."

" સઘળી તૈયારી કરી છેને ?"

" સાથે શું લઇ જવાનું હોય કે જેથી મારે અગાઉથી તૈયારી કરવી જોઇએ ? મારી સાથે હરનામ આવનાર છે. આપે તેને રજા આપી છે. તેને પણ કંઇ સાથે લેવાનું નથી. હવે તો ફક્ત આપની આજ્ઞાની જરૂર છે."

" ઠીક; તમે થોડીકવાર અત્રે બેસો, હું આવું છું." કહી

લક્ષ્મીદાસ ત્યાંથી ઉઠી નજીકના એક ઓરડામાં ગયો. કુમુદ અને કમિલિની એકલાં પડયાં. બન્ને એક બીજા સામે જોઈ રહ્યાં. ઉભયનાં હૃદય જુદાઇના દુઃખથી વ્યાકુળ થતાં હતાં. જુદાઇનાં જળ બન્નેની આંખ્યોમાં ઉભરાયાં હતાં. થોડીવારે કુમુદે હૃદયને સ્વસ્થ કરી કહ્યું; "બાળા ! શામાટે દુઃખી થાય છે ? પ્રભુ કૃપાએ આપણે જરૂર મળીશું અને આપણી ઇચ્છાઓ પૂર્ણ કરીશું."

"તમારા જવાથી મને બિલકુલ ગમશે નહિ." કમિલિનીએ કહ્યું.

"દેવી ! હૃદયને દ્રઢ કર. આપણે આપણી નિર્બળતાઓ દૂર કરવી જોઇએ. આપણને આ વિયોગની કસોટીમાં કસાઇ શુદ્ધ થવાની ખાસ જરૂર છે. બોલો બીજું કંઈ કહેવું છે ?"

"કહેવાનું તો ઘણુંએ છે પણ અત્યારે બોલાતું નથી. મારૂં મન મુંઝાય છે. આ કમિલિનીનું તમારા સિવાય જગતમાં અન્ય કોઇ નથી. તેમજ મારા પ્રભુ અને સર્વસ્વ છો. કમિલિની તમારીજ આશામાં તેનું જીવન નિર્ગમન કરશે. પ્રભુ ! તમારી આ સ્નેહરાજ્ઞીને ભૂલશો નહિ." કમિલિનીથી વધુ બોલાઇ શકાયું નહિ. કુમુદને ઘણું લાગી આવ્યું. તેણે કમિલિની નજીક જઈ પહેરણના છેડાથી તેનાં આંસુ લુછતાં કહ્યું; "દેવી ! જગતમાં આ કુમુદનું જે કાંઈ હોય તે તુંજ છે. તારો પ્રેમ એ મારો આરાધ્ય દેવ છે. તારા શબ્દો એ મારૂં અમૃત છે. તારાં દિવ્ય દર્શન એ સાક્ષાત દયાની દેવીનાં દર્શન છે. બાળા ! શાન્ત થા. હૃદયને સ્વસ્થ કર. આપણે જરૂર મળીશું."

"પ્રભુ! મારા પ્રેમની યાદમાં આ સ્વીકારો." કમિલિનીએ આંગળીએથી અંગુઠી ઉતારી કુમુદના હાથમાં આપી. કુમુદે થોડીકવાર કંઇક વિચાર કરી પહેરણના ગજવામાંથી શ્રીકૃષ્ણ ભગવાનની એક નાનકડી છબી કાઢી અને તે કમિલિનીને આપતાં કહ્યું. "બાળા! તું આ પરમકૃપાળુ ભગવાનનું નિરંતર પૂજન કરજે. તેમનું ધ્યાન

ધરજે. આ પ્રભુજ આપણને સુખી રાખશે અને આપણી આશાઓ પૂર્ણ કરશે."

કમિલિની ભગવાનની છબી હાથમાં લઈ શ્રી કૃષ્ણચંદ્રને નિહાળી રહી. પુનઃ કુમુદે પૂછ્યું. "બોલો હવે કંઈ કહેવું છે ?"

"સુરબાળા બ્હેનને પ્રણામ કહેજો અને તેમને જણાવજો કે કમિલિની નિરંતર તમને યાદ કરે છે, એકવાર તો તમે તેની ખબર લઇ આવો. આપને પણ મારી વિનંતિ છે કે સુરબાળા બ્હેનને સાથે લઈ આપ જરૂર અહિં પધારજો."

"આપણે પરણીશું તે વખતે સુરબાળા જરૂર આવશે." કુમુદે હશીને કહ્યું. કમિલિનીએ કંઇપણ જવાબ નહિ આપતાં નિઃશ્વાસ મૂકયો. આ અરસ્સામાંજ લક્ષ્મીદાસે ત્યાં આવી એક ચાંદીનો ડબ્બો કુમુદના હાથમાં આપતાં કહ્યું, "આટલું સાથે લઇ જાવ."

"આમાં શું છે ?"

"થોડાક રૂપીઆ અને દાગીના."

"મારા જેવા માણસને આ વસ્તુઓ અહિત કર્તા—ભયકારક છે. વળી જે આપનું છે તે મારૂં છે એમ હું સમજું છું. આ વસ્તુઓ કરતાં મને તમારા દિવ્ય સ્નેહની ઘણી જરૂર છે અને તે મને મળ્યો છે એ મારે માટે અક્ષય દ્રવ્ય ભંડાર સમાન છે." કુમુદે ડબ્બો પાછો આપવા માંડયો. લક્ષ્મીદાસે તેને લઈ જવાનો અતી આગ્રહ કરતાં પુનઃ કહ્યું.

"જો તમે અમને વ્હાતા હો તો મારી આ અલ્પ ભેટ સ્વીકારો. રૂપીઆનો તમારી મરજી માફક ઉપયોગ કરજો અને દાગીના સુરબાળા બ્હેનને આપજો."

કુમુદને છેવટે જાગીરદારની ઇચ્છાને આધીન થવું પડયું. આ પછી કુમુદે અને જાગીરદારે અન્ય અનેક વાતો કરી હૃદયના ખુલાસા કર્યા. રસોઇ તૈયાર થઈ હતી. કુમુદે અને લક્ષ્મીદાસે સાથે બેસીને ભોજન કર્યું.

છેવટે સાંજ પડી. કુમુદ અને હરનામ જવાને તૈયાર થયા. બન્નેએ ઘોડાપર સ્વારી કરી. લક્ષ્મીદાસ અને કમિલિની થોડેક સુધી વળાવવાને સાથે ગયાં. નગરના દરવાજા બહાર આવતાં કુમુદે લક્ષ્મીદાસને પાછા જવાનો આગ્રહ કર્યો. જાગીરદારે કુમુદને હૃદય સાથે દાબી આશિષ દીધી. કુમુદે સજળ નયને કમિલિની સામે જોઇ કહ્યું. "હું જાઉં છું."

કમિલિની કંઠ રૂંધાવાથી બોલી શકી નહિ, તેના હૃદયે બળાત્કારે રજા આપી. કુમુદે અને હરનામે ઘોડાપર સ્વાર થઇ સર્વને વંદન કર્યું અને પછી અશ્વોને દોડાવી મૂકયા. પિતા–પુત્રી બન્નેની પાછળ જોઇ રહ્યાં. અશ્વો દૃષ્ટિમર્યાદામાંથી દૂર થતાં બન્ને ભગ્ન મને પાછાં વળ્યાં.

---

૨૫

## સમયના પ્રવાહમાં.

ચંદ્રાવતીથી નીકળ્યા બાદ કુમુદે અને હરનામે ઘણી મુસાફરી કરી. બન્ને અનેક સ્થળોએ ફર્યા. મોટાં નગરો- શહેરોનું નિરિક્ષણ કર્યું. કેટલીક યાત્રાઓ અને તિર્થસ્થાનોનો લાભ લીધો. જુનાં ઐતિહાસીક સ્થાનો પણ અવલોકયાં. કુમુદને સઘળું રમ્ય અને આનંદજનક ભાસ્યું. ઐતિહાસીક સ્થળોની દુર્દશા નિહાળી તેનું હૃદય દ્રવ્યું. પૂર્વની જાહોજલાલી યાદ આવતાં કુમુદના હૃદયના ઉંડા ભાગમાંથી ઉષ્ણ નિઃશ્વાસ નીકળ્યા. તેણે શહેર–નગરોમાં રહેતા જનસમાજનું પણ બારિકાઇથી અવલોકન કર્યું. ગ્રામ્ય અને શહેરી જીવનમાં ઘણોજ ફેર જણાયો. શહેરી જીવન ઉપરથી જોકે સ્વચ્છ ઉજવળ જણાયું પણ અંદરખાનેથી તેની દુર્દશાનો પાર નહોતો. શહેરી જનોને શાન્તિ કે વિશ્રાંતિ નહોતી. સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી દ્રવ્ય મેળવવાની દોડધામ ચાલી રહેતી. કંપની સરકારના રાજ્ય અમલથી સુધારા—

વધારા થઈ રહ્યા હતા. પ્રજાજનો મળેલા સુખ સગવડથી કંપની સરકારનાં વખાણ કરી રહ્યાં હતાં. આગગાડીને જોઇ પ્રથમ ભયભીત થનારાં ભારતીય જનો હવે નિર્ભય બની રેલ્વેમાં મુસાફરી કરતાં. તાર ટપાલ અને વિદ્યુતના દીપકોની પણ વ્યવસ્થા થઇ ચૂકી હતી. વિશ્વાસુ ભારત નિવાશીયો ગોરા પરદેશીયોને દેવતુલ્ય સમજતા હતા. ગોરા મનુષ્યને જોતાંજ હિંદવાશીયો ટોળે વળી તેને આશ્ચર્યતાથી નિહાળી રહેતાં. કંપની સરકારે પ્રજાના સુખ-સગવડને માટે જો કે સુવ્યવસ્થા રાખી હતી, પણ એ સુખ સાધનોમાં કંપની સરકારની પરમાર્થવૃત્તિ બિલ્કુલ રહેલી જણાતી નહોતી. પોતાના રાજ્યને સુવ્યવસ્થિત રાખવા પોતાના વ્યાપાર વધારી હિંદના ધનભંડાર એક હાથ કરવાના ઉદ્દેશથીજ આગગાડી સ્ટીમર વગેરેની સગવડ કરી હતી. સરકારના આ પરોપકારી કાર્યથી હિંદની પ્રજા કેટલી આબાદ અને સુખી થઇ એ તો ઇતિહાસનાં પાનાં જોતાં જણાઈ આવે છે. સરકારનો રાજ્ય અમલ વિસ્તારમાં વધ્યો હતો અને ધીમે ધીમે વધુ વધતો જતો હતો. આ સાથે દેશી રાજ્યોમાં ખૂબ કકળાટ અને અસંતોપ વ્યાપ્યો હતો. અયોધ્યા, પંજાબ, બંગાળ અને દક્ષિણનાં કેટલાંક રાજ્યો તો કંપની સરકારની હકુમત નીચે પૂરેપૂરાં આવી ગયાં હતાં. ગૌરાંગજનો પોતાના સાહસથી દેખાવથી ચમત્કારથી અને ઉપરની પરોપકાર વૃત્તિથી ભારતનાં ભોળાં જનોને આશ્ચર્યમુગ્ધ કરી રહ્યા હતા. ભારતદેશના આ દુર્ભાગ્યના સમયે દેશમાં કુસંપ-દ્વેપની આગે પ્રચંડ જ્વાળામુખીનું સ્વરૂપ ધારણ કર્યું હતું. કોઇ કોઇનું સારૂં જોઇને ખુશી નહિ થતાં અંદરથી બળી મરતા. આ ભાવના આજ પર્યંત ભારતવર્પમાં વ્યાપી રહી છે. દેશી રાજ્યો પરસ્પરમાં લઢી નબળાં પડતાં અને સરકારની મદદ-શરણ યાચતાં. એવા સમયની આતુરતાથી રાહ જોઈ રહેલી કંપની સરકાર સ્વાર્થ સાથે પરોપકાર વૃત્તિ ધારણ કરી તરતજ મદદગાર બનતી અને સુલેહ શાન્તિ સ્થાપી પોતાનો લાભ પ્રાપ્ત કરી લેતી. મિત્ર મનાતા અને આશ્રિત બનેલા

કેટલાએ રાજા મહારાજા અને ઠાકોરોને કંપની સરકારે રાજ્ય ચલાવવાના કંટાળા ભરેલા બોજામાંથી વિમુક્ત કરી પેન્શનર બનાવ્યા હતા. એ પેન્શનો પણ છેવટે ઘટીને જુજ રહ્યાં હતાં. પરીણામે એક સમયના સત્તાધિશ રાજા પારકાની દયા ઉપર જીવન વ્યતિત કરવા લાગ્યા. હિંદુસ્તાનના વ્યાપાર પણ ધીમે ધીમે ઘટતા જતા હતા. પરદેશી વેપારીયોએ પરદેશી માલની મોહની લગાડી હતી. પરદેશી વેપાર ધમધોકાર વધતા હતા. પ્રતિવર્ષે દુઃખમાં દુઃખ એ ન્યાયે દેશમાં મેઘરાજાની પણ અવકૃપા થઇ હતી. ઉપરાઉપરી દુષ્કાળ પડતા. દેશમાં ગરીબાઇ અને ભુખમરાએ ઘર ઘાલ્યું હતું. નવનવા રોગોની પણ વૃદ્ધિ થઈ રહી હતી. એક વખતનાં સુખી મનુષ્યો અન્ન અને વસ્ત્રના અભાવે કરૂણ કલ્પાંત કરતાં હતાં. ધન-અન્ન મેળવવાને લોકો દિવાના બન્યા હોય એમ જણાતું. સર્વત્ર સ્વાર્થભાવનાજ વ્યાપી રહી હતી. આ દુઃખ અને શોકથી હિંદીજનોની સ્વાત્મભાવના નિર્મૂળ થઇ. ધર્મ-કર્મ ધોવાયાં અને તેની સાથેજ અવનતિ થવા લાગી. મનુષ્યો ખુશામતીયાં બન્યાં. સામાન્ય અને ગરીબજનો સરકારની અથવા તો શ્રીમાનોની ખુશામત કરીને નોકરી-ચાકરી મેળવવાનાં ફાંફાં મારતા. શ્રીમાનો પાસે જેમ દ્રવ્ય વધતું હતું તેમ તેમની તૃષ્ણાઓ અને સ્વાર્થી મલીન વાસનાઓ પણ અધીક વૃદ્ધિગત્ થઇ રહી હતી. પ્રજાજનોમાં સત્ય-નીતિ જણાતાં નહોતાં. ભ્રાતૃભાવનાને તો કોઇ સમજતુંજ નહિ. આવી સારી પ્રજાની અધોગતીની સાથે ભારતની ભવ્યતા પણ નષ્ટ થઇ રહી હતી. ભારતના ભુષણરૂપ મનાતા બ્રહ્મદેવો સાધુઓ-સંન્યાસીઓ પોતપોતાનો ધર્મ કર્મ અને શ્રેષ્ટતા ત્યાગી અન્યના આશ્રયે પેટ પોષવાની પ્રવૃત્તિમાં મોજ માની રહ્યા હતા. જે બ્રાહ્મણો-સાધુઓ દેશમાં પૂજ્ય-માનનિય મનાતા; તેઓ હવે હલકા-પેટભરા મનાવા લાગ્યા. ભૂમાતા પણ રસકસ વિહીન બની હતી. મારો દેશ-મારી માતૃભૂમિ અને આ મારો દેશીભાઈ આ ભાવના ભારતીય જનોમાંથી સર્વથા નષ્ટ

થઇ હતી. કંપની સરકારે હિંદીઓનાં બાળકોને કેળવણીથી વિભુષિત કરવાને સ્થળે—સ્થળે શાળાઓ સ્થાપિ હતી. આગગાડી–તાર—ટપાલ વગેરેમાં જેમ પોતાનો લાભ હતો, તેમ અને તેથી પણ કંઇક વધારે સ્વાર્થ–લાભ આ શાળાઓ સ્થાપી પુણ્ય કાર્ય કરવામાં સમાએલો હતો. શાળાઓમાં ચાલતું અપાતું શિક્ષણ એવા પ્રકારનું હતું કે જેથી હિંદના કોઇ પણ બાળકને તેના દેશનું યાતો તેના ધર્મનું પુરેપુરૂં જ્ઞાન પ્રાપ્ત થાય જ નહિ. અધુરાંમાં પૂરૂં પાદરિયોએ અહિં આવી તેમના ખ્રિસ્તી ધર્મનો પ્રચાર પુરવેગે કરવા માંડયો હતો. હિંદુસ્તાનનાં બાળકો આગળ ઉપર પોતાના નોકરો બની રાજ્ય વધારવામાં–ટકાવવામાં મદદરૂપ બને આ આંતરીક મહાન ઇચ્છાથીજ કંપની સરકાર બાળકોની કેળવણી પ્રત્યે ખૂબ કાળજી દર્શાવી રહી હતી. આવી અદ્દભુત શિક્ષણ પ્રથાથી ભણી–ગણી પસાર થનારા યુવાનોની બુદ્ધિ સંકુચિત થતી. તેમની ઉચ્ચ ભાવનાઓ અદૃશ્ય થતી અને નોકરીની મહત્તા વધતી. પ્રજાજનોને ન્યાય આપવાને માટે અદાલતોની સ્થાપનાઓ સર્વત્ર થએલી હતી. પ્રજાજનો ન્યાય મેળવવાને માટે અદાલતોનો આશ્રય શોધતા અને ન્યાયને માટે પુષ્કળ દ્રવ્યનો વ્યય કરતા. વિશુદ્ધ ન્યાય મહામોંઘી કિંમતે મળતો. જેની પાસે જર તે ચાહેશો કર. કંપની સરકારના રાજ્ય અમલમાં પૈસાપાત્રોને દુઃખ નહોતું. ગરીબ જનોને આ જગતમાં જીવવાનો હક્કજ નથી, આ માન્યતા મોટા અમલદારો અને શ્રીમંતોમાં પ્રસરેલી હતી. આવાં અનેક કારણોથી ગરીબ પ્રજાના હૃદયમાં અસંતોષની આગ ધીમે ધીમે પ્રચંડતા ધારણ કરી રહી હતી. નાનાસાહેબના અનેક માણસો આખા હિંદુસ્તાનમાં ઘુમી રહ્યા હતા અને પ્રજાને કંપની સરકારની માયાવી જાળને આધિન નહિ થવાનો તથા કંપની સરકારનાં કારસ્થાનો અન્યાય વગેરેનો ઉપદેશ આપતા. એવા ઉપદેશકો સ્વમાન ભુલેલા સૈનિકોને દેશની દુર્દશાનું ભાન કરાવી નોકરી ત્યાગવાનું પણ સમજાવી રહ્યા હતા. આ સાથે કંપની

સરકારની ખરી યા ખોટી નિંદા—ગપાષ્ટકો પણ ખુબ ફેલાઇ રહ્યાં હતાં. દેશમાં અન્યના આશ્રયે પેટ ભરનારાઓની સંખ્યામાં પણ પુશ્કળ વધારો થઇ રહ્યો હતો. આલસ્ય પ્રમાદ ઇર્ષ્યા નિર્બળતા વગેરેનાં ઘોર વાદળો આખા દેશપર ફરી વળ્યાં હતાં. કંપની સરકારના ગોરા અને દેશી અધિકારીયો ભારતીય પ્રજાના ભાગ્યના કર્તાહર્તા પોતેજ છે એમ માની અભિમાની નિરંકુશ બન્યા હતા. હિંદુસ્થાનનું સમય ચક્ર આ પ્રમાણે ફરી રહ્યું હતું. કુમુદકાન્તે આ સઘળું ખૂબ ધ્યાન પૂર્વક અવલોકી લીધું. દેશની દુર્દશા નિહાળી તેના આંતરીક સંતાપનો સુમાર રહ્યો નહિ. તે દુઃખાતા દિલે દેશની દુઃખમય દશા દૂર કરવાને દીનબંધુ ભગવાનને પ્રાર્થના કરી રહ્યો. તેણે વિચાર્યું કે દેશના કલ્યાણ કર્તા અને પૂજ્ય મનાતા બ્રાહ્મણો જ્યારથી તેમના ધર્મ—કર્મથી ચૂકયા ત્યારથી પ્રજાની અને દેશની અવદશાની શરૂઆત થઇ ચૂકી છે. કુમુદનું આ વિચારવું–માનવું સર્વથા સત્ય હતું. હિંદના બ્રાહ્મણો કે જેમના શિરે દેશનું કલ્યાણ કરવાની મહાન જવાબદારી રહેલી છે, તે વિદ્વાન બ્રાહ્મણો સમયના પ્રવાહમાં ઘસડાઇ પોતાની ફરજ વિસારી ધર્મ—કર્મ વિહીન બન્યા છે. યાત્રાઓ અને પવિત્ર તિર્થસ્થાનોમાંથી પવિત્રતા પરવારી ગઈ છે. આ બે મુખ્ય વસ્તુઓ બગડવાથી આખા દેશની દુર્દશા થાય એમાં શું આશ્ચર્ય ? શ્રી રામચંદ્રજી અને મહા પ્રતાપી પાંડવોને દાન ગ્રહણ કરે એવા વિપ્રો ખોળ્યા પણ જડતા નહોતા, તેના બદલે આજના બ્રહ્મદેવો દાન લેવાની કેટલી આતુરતા ધરાવે છે એ સૌને સુવિદીત છે. બ્રાહ્મણો ભીક્ષાવૃત્તિનો ધંધો તેમના બાપદાદાઓથી ઉતરી આવેલો છે એમ સ્પષ્ટ પણે ઉચ્ચારતાં–કહેતાં લગીર પણ લજવાતા કે શરમાતા નથી. દેવમંદિરોમાં ભગવાનને નામે ધતીંગો ચાલી રહ્યાં છે. પ્રભુના નામે ખાનપાન અને વૈભવ વિલાસો દશ્યમાન થાય છે.

પ્રભુના ભક્ત તરીકે પોતાને ઓળખાવતા સાધુઓ પ્રભુની અને જગતની સેવા કરવાને બદલે મોજમજાહ અને વૈભવ વિલા-

સમાજ જીવનની સાર્થકતા સમજે છે અને ભોળાં અંધશ્રદ્ધાળુ ભક્તજનોને સત્ય માર્ગથી ચૂકાવી પાપાચારને માર્ગે દોરવાના સાધન રૂપ બને છે. નિર્દોષ ભોળી પ્રજાના ઉદ્ધારના અર્થે પ્રથમ આવા સડા દૂર થવાની ખાસ જરૂર છે અને તેને માટે દેશની સેવા કરવા ઇચ્છનારે સતત પ્રયાસ કરવા જોઇએ. પ્રજાને વિનયથી સમજાવવું જોઇએ કે તમારી અંધશ્રદ્ધાથી પાપાચારમાં વૃદ્ધિ થાય છે. જ્યાં સત્ય પવિત્રતા અને શાન્તિ છે ત્યાંજ પ્રભુનો નિવાસ છે, પણ જ્યાં મોજ શોખ વૈભવ અને ઇંદ્રિયોને ઉશ્કેરે એવાં ખાનપાનો ધર્મના ઢોંગ વગેરે છે ત્યાં પ્રભુનો નિવાસ સંભવેજ નહિ. વિના પરિશ્રમે સારાં ખાનપાન અને વૈભવ વિલાસ પ્રાપ્ત થાય છે એવું જાણીનેજ અનેક બ્રાહ્મણો અને અન્યજનો તેમનાં ઘરબાર ત્યાગી સાધુ મહંત બની મંદિરોના માલીકો બની બેસે છે. બિચારાં અજ્ઞાન પ્રજાજનો એવા ઢોંગીઓના બાહ્યાડંબરથી તેમને પ્રભુ પ્રકારે પૂજે છે—માને છે. આવા બગ સાધુઓ નિર્દોષ પ્રજાને છેતરી રાજા મહારાજાને પણ ન છાજે એવા ઠાઠમાઠથી રહે છે અને મનસ્વાપણે વર્તી અંતે અધોગામી બને છે. તેમની પાછી મંદિરોની માલિકી—ગાદીઓને માટે ઝઘડાઓ થાય છે. શિષ્યો ગુરૂ પદવી પ્રાપ્ત કરવાને કોર્ટનો આશ્રય શોધે છે. ભગવાનના નામપર અર્પણ થએલું દેવદ્રવ્ય વકીલો બેરીસ્ટરો અને કચેરીયોમાં વપરાય છે. શાસ્ત્ર કહે છે કે, સત્ય માર્ગે દ્રવ્ય આપનારનું શ્રેય થાય છે અને દેવના નામપર દાન દિધેલા દ્રવ્યનો કુમાર્ગે વ્યય થાય છે તો દાન દેનાર દાતા નર્કનો ભોક્તા થાય છે. શ્રદ્ધાળુ જનોએ આ શાસ્ત્ર વાક્ય નિરંતર યાદ રાખવું જોઇએ અને દાન દેતાં પહેલાં ખૂબ વિચાર કરવાની ખાસ આવશ્યકતા છે. ભારતનાં ભોળાં પ્રજાજનો ! હવે જાગૃત થાવ, તમારી આસપાસથી અજ્ઞાનનો પડદો અલગ કરો. ગરીબ દેશ બાંધવો અન્ન વસ્ત્રની હાયવોય કરતા મરણને શરણ થાયછે. તમે ધર્મના તત્વને યથાર્થ નહિ સમજતાં અન્ય ધર્માવલંબીયો પ્રત્યે શામાટે ઇર્ષ્યા અને દ્વેશ રાખો

છો ? આના પરિણામે દેશમાં કુસંપની જડ ઉંડી ઉતરતી જાય છે; તમારી રૂઢીયો રીવાજો અને મંદિરોમાં ચાલતા વ્યવસાયથી પરદેશીયો તમારી અંધશ્રદ્ધા અને મૂર્ખાઇપર હસે છે. માટે સમજો, વિચારો ઘેલાં અંધશ્રદ્ધાળુ ન બનો. ભારતમાતા હતાશ-નિરાશ બની તમારી તરફ દીન દ્રષ્ટે નિહાળી રહી છે. તમારા કુસંપથી દેવીનાં બંધન વધુ મજબૂત થાય છે. તેની સાથે તમે ગુલામીની જંજીરો તમારી આસપાસ વધારે વિંટતા જાઓ છો. અન્યના કલ્યાણને અર્થે પ્રાણ અર્પણ કરનારા-દેશના ગૌરવને વધારનારા અને નિરંતર સત્ય માર્ગે પ્રયાણ કરી અમર નામના કરી સ્વર્ગે સિધાવેલા પૂર્વજો દેશની દુર્દશા અવલોકી અશ્રુ વહાવી રહ્યા છે. દેશમાં ભીખારીયોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. ઉત્તમ મનાતા ભૂદેવો પણ અનાજ દાનની ભીખ લેવાને ભ્રમણ કરી રહ્યા છે. વિચારો કે એવા બ્રાહ્મણો અને મહેનત કરી શકે એવા બાળષ્ટ ભીખારીયો દેશના ભારરૂપ છે કે નહિ ? તેઓ પ્રજાનું અને તેમનું શું શુભ કરી શકશે ? કેટલાક બ્રહ્મદેવો તો એવા હોય છે કે જેઓ પ્રાતઃકાળમાં સ્નાન કર્યા સિવાયજ ભષ્મ ચંદનાદિ ધારણ કરી ભીક્ષાર્થે અથવા તો કથા વાર્તા કરવાને નીકળી પડે છે.

ભોળાં જનો શ્રીભગવાનના નામપર એવા ભિક્ષુકોને દાનાદિથી સંતોષે છે. દાનનો શું ઉપયોગ થાય છે, એની કોઇ ભાગ્યેજ દરકાર રાખે છે. સમયનું પરિવર્તન થઇ ચૂક્યું છે. ચારે તરફ વિનાશનો પ્રવન પ્રચંડતા ધારણ કરી રહ્યો છે. સર્વ ભક્ષીકાળ તેનું વિક્રાળ વદન વિકાશી રહ્યો છે. ભુખમરો-રોગ-શોક-કલેશ આદિથી ભારતનાં અનેક સંતાનો અકાળે કાળનાં ગ્રાસ થાય છે. ચારે તરફ હાહાકાર-ભય ત્રાસ જણાય છે. આનું કારણ શું ? આ અજબ ભયાનક સંહારક પરિવર્તન શાં ? કારણ એજ કે ભારતનાં સંતાનો પોતાનો યથાર્થ ધર્મ અને કર્મ ભૂલ્યાં છે. બ્રાહ્મણોમાં બ્રહ્મત્વ, ક્ષત્રિયોમાં ક્ષાત્રતેજ; વૈશ્યોમાં વૈસ્યવૃત્તિ અને શુદ્રોમાં શુદ્રપણું રહ્યું નથી.

સ્ત્રીયોમાં પાતિવ્રત્ય અને પુરૂષોમાં એક પત્નીવ્રતની ભાવનાઓ સર્વથા નષ્ટ થઇ છે. હિંદવાસીઓ! ભારતનાં ભાગ્યવંતાં સંતાનો! દેશની આવી અધમ દશા નિહાળી તમને શું દુ:ખ ઉત્પન્ન નથી થતું? પ્રભુએ તમને આંખ્યો આપી છે તો શું તમે દેશની દુર્દશા અવલોકી શક્તાં નથી? તમારી વિચાર શક્તિ આજે ક્યાં ગૂમ થઈ ગઇ છે? દુ:ખી જનોના આક્રંદ ધ્વની સાંભળવાને તમારા કા'ન શું બ્હેરા થયા છે? વિચારો, પ્રભુએ આપેલી બુદ્ધિનો સદ્‌ઉપયોગ કરો. દેશની દુર્દશા નિહાળી કંપો-શરમાવ. ભારતની ભવ્યતા અને ગૌરવતા ગૂમ થઇ છે. તમારી સાચી ફરજ વિચારો-સમજો. તમારા દેશમાં બાળલગ્ન-વૃદ્ધલગ્ન અને બાળાઓનાં વેચાણ થાય છે. શું આ ઓછું ભયંકર પાપ છે? તમારા દેશબંધુઓ નિર્બળ-નિસ્તેજ અને હતાશ કેમ જણાય છે? એનો વિચાર-ખ્યાલ કદિ કોઇને આવે છે? ખરેખર જ્યાં આવાં ઢીંગલા-ઢીંગલીઓની માફક બાળલગ્ન થતાં હોય ત્યાં બ્રહ્મચર્ય પાલન ક્યાંથી હોય? બ્રહ્મચર્ય વિહીન પ્રજામાં બળ અને તેજસ્વીપણું ક્યાંથી સંભવે? દેશના ઉદ્ધારનો પાયો બ્રહ્મચર્યપર છે. બ્રહ્મચર્યના પાલનથી ગંગાસૂત ગાંગેવે અપૂર્વ બળ બતાવ્યું હતું. બ્રહ્મચર્યના પ્રભાવે વીર હનુમંતે આખા જગતને ચકિત્ કર્યું હતું. બ્રહ્મચર્યના પ્રતાપેજ હિંદુસ્થાન સમસ્ત ભૂમંડળમાં શ્રેષ્ટ પદ પ્રતિપાદન કર્યું હતું. પણ અફસોસ! આજે ક્યાં છે પૂર્વનું તે હિંદુસ્થાન અને તેનાં સંતાન? ભાગ્યની ભયંકરતાને આધીન થએલાં આ દેશનાં સંતાનોમાં બ્રહ્મચર્યનું કેટલું પાલન થાય છે એ કોઇનાથી અજાણ્યું નથી. જ્યાં સુધી બ્રહ્મચર્યનું પાલન નથી; ત્યાં સુધી પોતાની ઉન્નતિ કે દેશની ઉન્નતિને માટે પ્રયત્ન કરવા એ વ્યર્થજ છે. દેશમાંથી બાળલગ્ન-વૃદ્ધલગ્ન વગેરે નાબુદ થવાંજ જોઇએ. ઓછામાં ઓછાં વીસ વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન દરેકે મન વચન અને કર્મથી કરવું જોઇએ. ભારતીય જનો! તમે ભૂલ્યાં છો; તમારા પાપેજ આ પાયમાલી થઇ છે, પણ તમારાં બાળકો-ભારતનાં ભવિ-

ષ્યનાં સંતાનોને ભૂલે-ચૂકે પણ કદાપિ તમારી એ ભયંકર ભુલના ભોગ થવા દેશો નહિ. જો તમે તમારા સંતાનોનું અને સાથે આખા હિંદુસ્થાનનું હિત ઇચ્છતા-ચ્હાતાં હો તો તમારાં બાળકોને મોટી ઉમ્મર સુધી મન વચન અને કર્મથી બ્રહ્મચર્યનું પાલન કરાવો. તેમને તમામ મોજશોખથી દૂર રાખી કોઇ પવિત્ર ગુરૂકુળમાં મોકલી આપો. દેશના શ્રીમાનો! તમારે પણ તમારી ફરજ વિચારવી જોઇએ. દેશમાં ગુરૂકુળો અને વિદ્યાલયોની સ્થાપના માટે તમારા દ્રવ્ય ભંડાર સદા ખુલ્લા મૂકો. લક્ષ્મી ચંચળ છે, તેના મોહમાં ફસાશો અને કૃપણતાનું પદ ધારણ કરશો તો સમજજો કે એજ લક્ષ્મી તમારી ઉપર રૂઠશે અને જ્યાં ઉદારતા-દેશવત્સલતા અને સત્ય હશે ત્યાંજ ગમન કરી જશે. ચઢતી પડતીનું ચક્ર સદૈવ ફરતુંજ રહે છે. તમારી દોલતમાં-તમારા વૈભવ વિલાસમાં તમારા દેશબંધુઓનો ભાગ છે. દેશનું દારિદ્રય દૂર કરવાનેજ પ્રભુએ તમને લક્ષ્મીવાન્ બનાવ્યા છે. આ સિદ્ધાંતને તમારા હૃદયપટમાં સર્વદા કોતરી રાખી દેશ પ્રત્યેની તમારી સાચી ફરજ બજાવો. ક્ષત્રિયવીરો! તમને પ્રજાપાલકનું પદ આદિથી મળેલું છે. આ પદને તમે વ્યસની નિર્માલ્ય બની અને પરસ્પરમાં કુસંપ કરી ગૂમાવ્યું છે. પણ હવે સાવધ થઇ તમારો ધર્મ વિચારી તમારા એ પરાપૂર્વના પદને સંભાળો. પ્રજાજનો તમારી તરફ આશાતુર નયને નિહાળી રહ્યાં છે, હિંદના ઉદ્ધારની આશા તમારી ઉપર છે. રાંક જનની ચોધાર અશ્રુ વહાવી રહી છે. ઉઠો, સૂર્ય-ચંદ્રનાં સંતાનો! જાગૃત થાવ અને તમારો ધર્મ યથાર્થ સંભાળો. ભારતમાતા વીર વિહીન્ બની છે. તે ભડવીરોની આશા રાખી રહી છે. ભારતનાં બાળકોને ભડવીરો બનાવવા તમે તન-મન અને ધનથી મદદ કરો.

દેશમાં સ્થળે સ્થળે ગુરૂકુળોની સ્થાપના કરો કે જ્યાંથી પ્રતિવર્ષ હિંદના ઉદ્ધારક હીરાઓ બહાર પડશે અને આ પડેલા દેશને પૂર્વવત્ ગૌરવશાળી બનાવશે. પ્રજાજનો! તમારે હવે મોજ-શોખ

આળસ પ્રમાદ–કુસંપ આદી દુર્ગણોને સદાને માટે તિલાંજલી આપવી ઘટે છે. જે દેશમાં હજારો બલ્કે લાખો ગરીબજનો ભૂખમરાથી પગ ઘસતાં હોય, જે દેશને અન્યની પર આધાર રાખી ગુલામી જીવન ગાળવું પડતું હોય; તે દેશના એક પણ માણસને વૈભવ વિલાસને વશ થવું એ મહાન પાપ કર્યા બરાબર છે. ગુલામોને વૈભવ વિલાસ વિષ સમાન છે. બંધુઓ! ક્ષણભર વિચાર કરી જુઓ કે દુર્દશાનું કારણ શું છે? હિંદના અક્ષય દ્રવ્ય ભંડાર આજે ખાલી કેમ જણાય છે? ભુખમરો શાથી વધ્યો? ઇતિહાસ ઉકેલો. અફઘાન મોગલો ધન ભંડાર લૂંટતા પણ ભંડાર ખૂટતા નહિ. મુસલમાનો ચારે તરફ લુંટફાટ કરતા અને ભય–ત્રાસ વર્તાવતા પણ તે વખતે હિંદી જનોમાં આજના સમાન નિર્બળતા નહોતી. અનેકાનેક હિંદી જનોએ સ્વધર્મ રક્ષાને અર્થે પ્રાણાર્પણ કર્યા છે, પણ આજે તેમાંનું કાંઇ નથી. દૈવની ગહન ઘટના જાણવાને કોઇની શક્તિ નથી. આજે ભારતના ધન ભંડાર ખાલી થયા છે, દ્રવ્ય પરદેશ ગયું છે અને જાય છે. બજારોમા અનાજના ઢગલા નજરે પડે છે; પણ તે ખરીદવાને પૈસાનો અભાવ છે. આપણે ખૂબ વિચાર કરીશું તો તરત જ માલમ પડી આવશે કે પૈસાનો અભાવ એ એશઆરામ અને મોજશોખનું પણ પરિણામ છે. આપણા પૂર્વજો એશઆરામમાં મશગુલ બની પડી રહેનારા નહોતા. તેઓ ઉદ્યોગી અને નિરંતર પ્રયત્નશિલ રહેતા. તેઓ આપણા દેશમાં જ બનતાં વસ્ત્રો પહેરવામાં ગૌરવ સમજતા અને દેશમાંજ ઉત્પન્ન થતી વસ્તુઓ અતી આદરથી વાપરતા. વળી દેશનો માલ પરદેશ મોકલી પુષ્કળ દ્રવ્ય સંપાદન કરતા. પૂર્વજોના એવા અનેક શુભ પુરૂપાર્થથી ભારતના ધનભંડાર ભરપૂર રહેતા, પણ અત્યારે તેમાંનું કાંઈ નથી. વિદ્વાનો કથે છે કે "ચઢતી પડતી થયાજ કરે છે. સઘળું સમયને આધિન છે. માટે સમયને માન આપી બેસી રહો. સમય સમયનું કાર્ય કરે જશે." આવું વદનારા અને નશિબે કર દઈ બેસી રહેવાનું સૂચવનારાઓનું

કથન કેટલું સત્ય છે એનો વિચાર સૌએ પોતપોતાની બુદ્ધિનુસાર કરી લેવો. ભારતીય જનોની ફરજ અત્યારે તો દીવા જેવી સ્પષ્ટ છે. દેશનાં નર-નારીયોએ પોતાનામાંથી દંભ દ્વેષ અને મલીનતાને દૂર કરી દેશોદયના યજ્ઞની દિક્ષા ગૃહણ કરવી જોઇએ. દેશીજનોએ પરસ્પરમાં ભ્રાતૃભાવ વધારી "દેશ સેવા એ દેવની સેવા" એ સૂત્રને પ્રાધાન્ય માનવું જોઇએ. આગળ પડી કામ કરનારા દેશના નેતાઓએ હૃદયમાં લગીર પણ દંભ કે સ્વાર્થને સ્થાન આપવું જોઇએ નહિ. બોલવું-કહેવું એ પ્રમાણેજ પોતાનું વર્તન રાખવું જોઇએ. તેથી વિરૂદ્ધ વર્તનાર મનુષ્ય આખરે દુર્દશાને આધિન થાય છે. પરમ કૃપાળુ પરમાત્મા સર્વના હૃદયમાં સુબુદ્ધિને સ્થાન આપો.

કુમુદકાન્તના હૃદયમાં પણ બહુધા આવાજ વિચારો ઉદ્‌ભવી રહ્યા હતા. કયા પ્રકારે દેશની સેવા કરવી; કયા પ્રકારે મનુષ્યોમાં ભ્રાતૃભાવનાની વૃદ્ધિ કરવી અને કેવા પ્રકારે ભારતને પૂર્વવત્ ગૌરવયુક્ત બનાવાય વગેરે વિચારોની પરંપરા વધતી હતી. કુમુદ અને હરનામે અનેક યાત્રાઓ અને રમ્ય સ્થાનોમાં પ્રવાસ કરી કેટલાક મહિનાઓ વિતાવ્યા. કુમુદે જાણી લીધું કે દેશમાં એક પણ તિર્થસ્થાન એવું નથી કે જ્યાં શાન્તિ મળી શકે. તિર્થો અને મંદિરોમાં તો કેવળ દ્રવ્ય સંપાદન કરવાનોજ વ્યવસાય ચાલી રહ્યો છે. પ્રભુ પ્રભુ અમારા ભારતદેશની આ શી દશા? આવી રીતના વિચારોને વશ થએલા કુમુદે હરનામ સાથે પોતાના ગ્રામ પ્રતિ પ્રયાણ કરવાનું શરૂ કર્યું.

---

૨૬

## મામીર્ક મનોવ્યથા.

સૂર્ય ભગવાન અર્બુદાચળની ઉંડાણમાં ઉતરી સ્વસ્થાન તરફ સિધાવતા હતા. પવન સુસવાટાબંધ વ્હાતો હતો. રાત્રિ પડતાં પ્રહેલાં નિર્ણીત સ્થાને પહોંચવાની અભિલાષા ધરાવનારા પથીકોના પ્રવાસ પ્રયાણમાં ત્વરા જણાતી હતી. આકાશગામી પક્ષીઓ કિલકીલાટ કરતાં નભ મંડળમાં ઉડી રહ્યાં હતાં. વિકસેલાં રંગબેરંગી કુમુદો અસ્તાદ્રિ તરફ પ્રયાણ કરતા પ્રભાકર પ્રભુને પ્રણામ કરી રહ્યાં હતાં. નાનાં મૃગો-હરીણો તૃણાંકુરો ચરી તૃપ્ત થવાથી આમતેમ દોડાદોડી કરી જોનારને આનંદ ઉપજાવી રહ્યાં હતાં. ચારે તરફ વનશ્રી ખીલી રહી હતી. સાંજના સમયે પાર્વતિય પ્રદેશની શોભા-રમ્યતા અવર્ણીય બનાવી મૂકી હતી. આ આનંદભૂમિમાં ભીલગ્રામથી થોડેક દૂર એક કુસુમ વન આવેલું હતું. આસપાસ નજર કરતાં વિવિધ પ્રકારનાં રંગબેરંગી સુવાસિત પુષ્પો ખીલેલાં નજરે પડતાં. પુષ્પ વૃક્ષોને કુદરતે વ્યવસ્થિત રીતેજ જાણે ગોઠવ્યાં હોય એવો દેખાવ બની રહેતો. પુષ્પ વૃક્ષોની વચ્ચમાં એક સમચોરસ નાનું ચોગાન આવેલું હતું. આ ચોગાનમાં એક આરસ પત્થરનો શ્વેત સમચોરસ પત્થર ગોઠવેલો હતો. આ સ્થળે આવનાર એ શિલાસન પર સ્થાન લઇ આસપાસનું સૌન્દર્ય અવલોકી આનંદ અનુભવતાં. આ સમયે પુષ્પવૃંદના એ ચોગાનમાં આવેલા શિલાસનપર રતીને પણ લજાવે એવી સ્વરૂપવાન એક રમણી બેઠેલી દ્રશ્યમાન થતી હતી. આસપાસનાં રંગબેરંગી પુષ્પવૃક્ષોના કિલ્લાની વચ્ચમાં બેઠેલી એ રમ્ય રમણી આ સમયે કંઇક અપૂર્વ ભાસી રહી હતી. સાક્ષાત લક્ષ્મીદેવી કે શ્રી શારદા જાણે આ પુષ્પવૃંદમાં આવી બિરાજ્યાં હોય એવો દેખાવ બની રહ્યો હતો. પાર્વતિય પ્રદેશના આ એકાન્ત પણ શાન્ત-સુરમ્ય સ્થાનમાં શિલાસનપર સ્થાન લેનાર એ સુંદરતાની દેવી કોણ હશે? શું કોઇ વનદેવી હશે કે કોઇ યક્ષ કન્યા હશે?

અર્બુદાચલની શોભા નિરખવા સ્વર્ગના દેવો પણ વારંવાર આ પવિત્ર સ્થાનમાં પધારે છે, તો એ સુસ્વરૂપા સુંદરી જો કે કોઈ દેવી અગર મહામાયા હોય તોપણ કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે આબુગીરીરાજની ભૂમિજ દૈવી અને ચમત્કારી છે. મહામાયા સમાન ભાસતી એ રમણી અન્ય કોઇ નહિ પણ સુરબાળા છે. કુમુદના ગયા પછી અને શૈલેન્દ્રની સાથે સ્નેહ સંધાયા પછી સુરબાળાના હૃદયનું કંઇક અજબ પરિવર્તન થયું હતું. નિરંતર આત્માનંદ અનુભવી જગતનું કલ્યાણ ઇચ્છનારી બાળાના હૃદયમાં હવે શૈલેન્દ્રનાજ વિચારો ઉભરાતા. શૈલેન્દ્રના ગમન પછી સ્નેહાતુરાગી સુરબાળા ઉદાશ અને હતાશ રહેવા લાગી. તેને પોતાને શું થાય છે એની તેને પણ બરાબર સમજ પડતી નહોતી. તેના મનમાં કંઇક અનિવાર્ય વેગ ઉભરાતો અને પાછો સમી જતો. હૃદય શૈલેન્દ્રની તરફ ખેંચાતું. આંખ્યો તે મોહક મૂર્તિને નિહાળવા જાણે અધીરી બનતી હોય એમ જણાતું. સુરબાળાને તેનું મન પરવશ જણાયું. તે ચમકતી અને પોતાની નિર્બળતાને માટે વારંવાર ભ્રમિત મનને ઠપકો આપતી. પણ હઠીલું મન દિવ્ય મૂર્તિ શૈલેન્દ્રના વિચાર સાગરનાં પ્રચંડ મોજાંમાં વધુ ને વધુ ખેંચાતું. શૈલેન્દ્રે ગયા પછી તરતજ પ્રેમથી ભરપુર એક પત્ર સુરબાળાપર પાઠવ્યો હતો. જે વાંચતાં સુરબાળાને અતી આનંદ ઉદ્‌ભવ્યો હતો. પત્રના પ્રત્યુત્તરમાં સુરબાળાએ પણ અનેક પ્રેમભર્યા શબ્દોથી પોતાની માનસિક મનોવ્યથા વ્યક્ત કરી હતી. સુરબાળાના મનનું પરીવર્તન તેના સહવાસમાં રહેનારી એ ભીલબાળાઓ જાણી ચૂકી હતી. પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન રહેનારી અને દરેકને પ્રભુનો ઉપદેશ દેનારી સુરબાળા સ્નેહની પક્ષપાતી થવાથી ભીલબાળાઓ વારંવાર વ્યંગ શબ્દો ઉચ્ચારી સુરબાળાને માર્મીક શબ્દપ્રહાર કરી આનંદ અનુભવતી. શૈલેન્દ્ર અને સુરબાળાનો પત્રવ્યવહાર દિવસો વિતતાં વધતો ગયો.

શૃંગાર રસીક શૈલેન્દ્ર પોતાના પત્રોમાં ખુલ્લા હૃદયથી શૃંગાર રસની સરિતાએ રેલાવતો. તેના પ્રત્યુત્તરમાં સુરબાળા ગર્ભિત શૃંગાર પૂર્ણ ગંભીરતાથી લખતી અને શૃંગારનો અંત અધ્યાત્મ જ્ઞાનમાં વિલીન કરતી. શૈલેન્દ્રને પ્રથમ તો આ ઠીક લાગ્યું; પણ પછી સમય જતાં તેનું હૃદય દુભાતું હોય એમ સમજાયું. પોતે ખુલ્લા સ્પષ્ટ શબ્દોમાં પ્રેમપત્રો પાઠવે અને તેના પ્રત્યુત્તરમાં સ્પષ્ટ નહી પણ ઉપદેશસૂચક પ્રેમ શબ્દો સુરબાળા લખે એ શૈલેન્દ્રને રૂચતું નહિ. પોતે જેવો શૃંગારસીક છે તેવીજ સુરબાળા થાય એમ તે ઇચ્છવા લાગ્યો. શૈલેન્દ્ર મર્યાદાવિહીન શૃંગારને ચ્હાતો, પણ સુરબાળા વિનય-વિવેકહીન શૃંગારને ધિક્કારતી. શૃંગાર મર્યાદિત પવિત્ર અને સ્વર્ગીય આનંદમય હોવો જોઇએ એવી તેની માન્યતા હતી. શૈલેન્દ્ર દર પખવાડીયે સુરબાળાની પાસે આવતો અને બે ચાર દિવસ રોકાઇ પાછો જતો. પત્ર વ્યવહાર અને મિલનમાં શૈલેન્દ્રને થોડાક મહિના તો અપૂર્વ આનંદ મળ્યો પણ પછી જ્યારે તેને જણાયું કે સુરબાળા પોતાના સમાન શોખીન અને શૃંગારરસીક નથી, ત્યારે તેનું મન ઉદ્વેગમય બન્યું. વળી અતીશય પરીચય છેવટે તિરસ્કારમાં અથવા તો કોઇ એવી બીજી લાગણીમાં પરીણમે છે, એ પ્રમાણે શૈલેન્દ્રના હૃદયનું પ્રેમબંધન ધીમે ધીમે શિથીલ થવા લાગ્યું બુદ્ધિવાન મનુષ્ય તો એજ કહેવાય કે જે એકજ નિશ્ચયને વળગી રહે અને પોતાની ઇંદ્રિયોને પોતે વશમાં રાખી શકે. મનુષ્ય તો એજ કહેવાય કે જે સંસારમાં જન્મ ધારણ કરી વિનય વિવેકમાં રહી પોતાનું કર્તવ્ય બજાવે અને જગતનાં તમામ સુખો આનંદથી ભોગવે. આવાં મનુષ્યો દૈવી કહેવાય છે. ભ્રમિત અને અસ્થિર મનવાળાં માણસો જગતમાં કંઇપણ સુખ પ્રાપ્ત કરી શકતાં નથી. શૈલેન્દ્ર બુદ્ધિવાન હતો, યુવક હતો; પણ હજી તેને જગતના અનેક રંગનો અનુભવ થયો નહતો. પોતે પૈસાપાત્ર હોવાથી તે એવું જ સમજતો કે પોતાના વિચારને મળતી રૂપસુંદરી સાથે સ્નેહ લગ્નથી જોડાઇ નિરંતર આમોદ પ્રમોદ અને આનંદમાંજ જીવન વ્યતિત કરવું, પણ સુરબાળાના

પરિચયે અને પત્ર વ્યવહારે તેની એ આંતરિક ઇચ્છા નિરાશામાં બદલાઇ. પ્રતિદિન પત્ર લખનાર અને પખવાડીએ સુરબાળાની સાથે નિવાસ કરી વિવિધ વાર્તાલાપના આનંદનો ઉપભોગ કરનાર શૈલેન્દ્રે પત્ર લખવામાં પણ શિથીલતા ધારણ કરી. પંદર દિવસે સુરબાળાની પાસે આવનાર શૈલેન્દ્ર મહિનો વિતવા છતાં પણ સુરબાળાની પાસે આવ્યો નથી. સુરબાળાને આથી અધિક આશ્ચર્ય ઉદ્દભવ્યું. તે અનેક વિચાર અને તર્ક-વિતર્કને વશ થઇ. કદાચ કોઇ કાર્યમાં પત્રલેખનને માટે અથવા તો આગમનને માટે સમય મેળવી નહિ શક્યા હોય એમ ધારીને સુરસુંદરીએ પોતેજ પત્ર પાઠવ્યો. પણ તે પત્રનો પ્રત્યુતર અઠવાડીયું વિત્યું છતાં આવ્યો નહિ. પુનઃ બીજો અને ત્રીજો એમ પાંચ છ પત્રો સુરબાળાએ લખ્યા; પણ શૈલેન્દ્રના પત્રનાં દર્શન દેવને પણ દુર્લભ થઈ પડવા જેવો ઘાટ થયો. સુરબાળા શોકાતુર બની અને ભગ્ન મને શૈલેન્દ્રના સમાચાર જાણવાની આતુરતા ધરાવી રહી. મહિનાઓ વિત્યા. સુરનું સુકોમળ હૃદય ચિંતા-શોકની આગથી ભડ-ભડાટ સળગવા લાગ્યું. શૈલેન્દ્રની ચિંતા-વિચારમાં દિવસો વ્યતિત થવા લાગ્યા. છેવટે સુરબાળાએ એક છેવટનો પત્ર લખી નાખવાનો નિશ્ચય કર્યો અને લખ્યો. તે પત્ર શૈલેન્દ્રને પહોંચ્યો અને તત્ક્ષણ એક લંબાણ પત્ર પ્રત્યુત્તર રૂપે લખી સુરબાળા તરફ રવાના કર્યો. કંઇ કંઇ આશાઓને હૃદયમાં સ્થાન આપતી સુરકુમારીએ પ્રિયતમના પત્રને વાંચ્યો. જેમ જેમ પત્ર વંચાતો ગયો, તેમ બાળાનું હૃદય ધડકતું ગયું. એક જાતનો કંપ પણ શરીરમાં શરૂ થયો. આંખ્યોની પાંપણનો એકપણ પલકારો માર્યા વિના એ આદર્શબાળા શૈલેન્દ્રનો પત્ર આદિથી તે અંત પર્યંત પૂર્ણ ધ્યાનથી વાંચી ગઇ. પત્ર પૂર્ણ વાંચતાંજ તેના તેજસ્વિ વદનપર ઉદાસીનતાની છાયા ફરી વળી. મુખ ગંભીર અને વિલું પડી ગયું. સાથે સાથે આંખ્યોમાં અશ્રુ પણ ઉભરાયાં. સુર-બાળા અવાચક જેવી બની ઉંડા વિચારમાં પડી. તેને જગતપર અંધકાર પથરાતો જણાયો. જમીન ફાટતી હોય અથવા આકાશ

તૂટતું હોય એમ તેને ભાસ થઇ રહ્યો. સુરબાળા ઘણીવાર સુધી અશ્રુ વહાવી રહી. વારંવાર તેના મુખવાટે નિઃશ્વાસ નીકળવા લાગ્યા. આ રમ્ય રમણીના હૃદયમાં એવું તે શું કષ્ટ ઉત્પન્ન થયું હશે કે જેથી તેની આવી દશા થઇ હશે? સુરબાળાના સુકોમળ હૃદયમાં એકાએક આ શું પરીવર્તન થઇ રહ્યું હશે? રમ્ય રમણી વ્યાકુળ કેમ બની હશે? તેના મનની આપણને શી રીતે ખબર પડી શકે? કહે છે કે મુખના અવાજથી હૃદયનો—મનનો અવાજ સ્વતંત્ર નથી. મનજ શબ્દોચ્ચાર કરાવે છે. મુખ તો માત્ર અવાજ—શબ્દો ઉચ્ચારવાનું સાધન માત્ર છે. પણ મનુષ્ય કોઇ કોઈ સમયે હૃદયની વાત છૂપાવીને મુખની વાતનો આશ્રય કરે છે, એ સમયે હૃદય—મન સાથે મુખને કંઇપણ સંબંધ રહેતો નથી. આ કારણથી તો મનની વાત સાંભળનારના હૃદય સુધી પણ પહોંચી શકતી નથી. અમુક માણસને તમે મનમાં ધિક્કારતા હો પરંતુ તમે તમારા અંતરનો—મનનો તે ભાવ છૂપાવીને તેના પ્રત્યે તમારી અકપટ શ્રદ્ધા અને ભાવનાની વાત કરશો તો તમારી ઉચ્ચારાતી વાત તમારા અંતરથી જુદી હોવાથી સાંભળનારના હૃદયમાં કદપિય ઉતરતી નથી. પરંતુ તમારા હૃદયની જે બરાબર સત્ય ભાવના છે તે વગર સમજાવે તે સમજી શકશે. અગ્નિને વસ્ત્રની અંદર બાંધતાં તે આપોઆપ બહાર પ્રગટી નીકળે છે; તે પ્રમાણે સત્ય કદાપિ છૂપું છાનું રહી શકતું નથી. શૈલેન્દ્ર પોતાના હૃદયનો ભાવ જો કે છૂપાવતો હતો; પણ સુરબાળાએ તત્કાળ તેનું અંતર પારખી લીધું. શૈલેન્દ્ર કૃત્રિમ સ્નેહનોજ અનુરાગી છે, તે ઉચ્ચ પ્રેમને ચ્હાતો નથી અને તેના મનની વાત છૂપાવવાના પ્રયત્નો કરે છે. આ સઘળું સુરબાળા સારી રીતે સમજી શકી હતી અને તેથી તેના હૃદયમાં વ્યાકુળતા ઉદ્દભવી રહી હતી. શૈલેન્દ્રના હૃદયનું આવું પરિવર્તન જાણી—સમજી બાળાના હૃદયમાં વિચાર તરંગોનાં પ્રચંડ મોજાં ઉછળી રહ્યાં હતાં. આવું પરિણામ આવશે એવી સુરબાળાને સ્વપ્ને પણ આશા ન્હોતી. તે મનમાંને મનમાં નિઃશ્વાસ નાખી

શૈલેન્દ્રને ઠપકો આપવા લાગી. શૈલેન્દ્ર સાથે સ્નેહ બંધાયા પછી સુરબાળા ભવિષ્યની અનેક આશાઓને હૃદયમાં સ્થાન આપતી; પણ હવે તે સઘળી આશાઓના કિલ્લા જમીન દોસ્ત થવાનો સમય નિકટ જણાતાં તેના કોમળ હૃદયમાં પારાવાર કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું. શૈલેન્દ્રે તેના પત્રમાં સુરબાળાને અભિમાની ગણી ઘણા વ્યંગ શબ્દો લખેલા હતા. પોતાના ભાવી પતિને પ્રેમ ભર્યા શબ્દોમાં સદુપદેશ લખવાથી સુરબાળા શૈલેન્દ્રની દૃષ્ટિમાં અભિમાની ઠરી. સુરબાળા શૈલેન્દ્રને કેવા વિશુદ્ધ સ્નેહથી ચાહે છે એ તો તેનું હૃદયજ સમજી શકતું હતું. જુવાન શ્રીમાન જાગીરદાર દેવી સ્વરૂપા સુરબાળાના દિવ્ય પ્રેમને યથાર્થ સમજી ન શકયો. નિર્દોષ નિરાભિમાની આર્દશ રમણી તેની માન્યતામાં અભિમાની મનાઇ. શૈલેન્દ્રની સાથેના મિલનમાં-પત્ર વ્યવહારમાં તેણે કદાપિ ઉગ્ર ભાષા વાપરીજ નહોતી, છતાં જગતના રંગોથી અજાણ્યા જુવાનને ભાગ્યવતી બાળાની ભાષા-શબ્દો શુષ્ક અને ઉદ્ધત લાગતા. સુરબાળા ઘણા સમય સુધી વિચારાવસ્થામાં બેસી રહી. તેણે અનેકવાર પત્ર વાંચી જોયો અને પછી તે પત્ર રૂમાલના છેડે બાંધી આત્મગત્ બોલવા માંડયું; "અરેરે ! આવું જાણત તો કદાપિ તેની સાથે સ્નેહ ન કરત. શૈલેન્દ્ર મારા શબ્દોને યથાર્થ સમજી શકયો નથી. તે ભ્રમણામાં ભૂલી મને અજ્ઞાન અને ઉદ્ધત માને છે. પણ એમાં તેનો શું દોષ ? દોષ મારા ભાગ્યનો જ કે જેથી એકાન્તવાસના નિશ્ચયને ત્યાગી તેની સાથે સ્નેહ સાંધી ભવિષ્યની અનેક આશા અને ઇચ્છાઓને આધિન થઇ. અરેરે ! સ્નેહે મને ભૂલાવી દિવાની બનાવી, શૈલેન્દ્રના મોહક રૂપથી હું લલચાઇ. તેના વિનય-વિવેક અને સદ્‌ગુણો નિહાળી હું ભરમાઇ. શૈલેન્દ્ર! યુવાન જાગીરદાર ! તું મને ઉદ્ધત માને છે; પણ આવ અને આ હૃદય ચીરીને જો કે એક અરણ્યવાશિની ગરીબ કન્યાના હૃદયમાં તારા પ્રત્યેનો પ્રેમ પ્રવાહ કેવી પ્રચંડતાથી વહન કરી રહ્યો છે? શૈલેન્દ્ર! તારા પ્રથમના મીઠા અને લલચાવનારા શબ્દો હવે કેમ સંભળાતા નથી? આપણે

દંપતિ થઇને આમ કરશું અને અમૂક કરશું વગેરે મોહક ભાષા તારા પત્રોમાં હવે કેમ જણાતી નથી? તું મને ન છુટકેજ જાણે પત્ર લખતો હોય એમ તારા શુષ્ક પત્રાલેખનથી સમજાય છે. શૈલેન્દ્ર! મને સ્વર્ગના સુખની ભોક્તા બનાવવાને વચન આપી ચૂકેલા જાગીરદાર! તારી મનોદશા બદલાઇ છે એ જાણતાંજ મારા હૃદયના ચૂરેચૂરા થઇ જાય છે. શું તું તારૂં વચન વ્યર્થ માનીશ? ઓહ! આ વિચાર મને ગભરાવે છે. હિંદુસ્થાનના યુવકો આવી રીતે વચનને વ્યર્થ લેખશે; તો પછી થઇ ચૂકયું. દેશની દુર્દશાજ સમજવી, વચનની કિંમત સમજનારા અને વચનને માટે સર્વસ્વ ત્યાગનારા મહારાજા હરીશ્ચંદ્ર; આજે તેમનાં સંતાનોને વચનભંગ થતાં જોઈ અશ્રુ વહાવી રહ્યા હશે. આજે ભારતવર્ષમાં સત્યવાદી હરીશ્ચંદ્ર નથી; પણ તેની જગ્યાએ વચનને નિર્જીવ-વ્યર્થ માનનારા કળીયુગના અનેક હરીશ્ચંદ્રોની સંખ્યા વૃદ્ધિગત્ થઇ રહી છે. શૈલેન્દ્ર! ભોળાકુમાર! તું કદાચ તારા વચનથી ફરીશ; પણ હું, આ તારી સુરબાળા કે જે તને એક વખતે તેનો કહી ચૂકી છે; તે પ્રાણાંતે પણ તેના વચન-નિશ્ચયથી ચલાયમાન થનાર નથી. તું અન્ય સ્થાને સ્નેહ જોડીશ તદપિ હું ખુશી થઇશ અને તારાજ સ્નેહભર્યા સ્મરણમાં જીવન વ્યતિત કરીશ. વ્હાલા કુમાર! તારી મનોદશા પલટાએલી જોઇ-જાણી મને સર્વત્ર અંધકાર ભાસે છે. મારા આશામય હૃદયમાં નિરાશાનાં ઘોર વાદળ ફરી વળ્યા છે. આહ! મારી દુર્દશાનો પાર નથી. મારો ભાઇ પણ મને આશ્વાસન આપવા હાજર નથી. ઓ વિભુ! હું હવે શું કરૂં?" આમ શોક કરતી સુરબાળા નીચું નિહાળી અશ્રુપાત કરી રહી હતી. સદા આનંદિ અને પ્રભુના ધ્યાનમાં નિમગ્ન રહેનારી બાળાની આંખ્યોમાંથી અશ્રુ નીકળતાં જોઇ અદશ્ય રહેલા દેવો પણ કંપી ઉઠયા. વન તરૂઓ નિઃસ્તબ્ધ ભાવે સુરબાળાના વિલાએલા વદન તરફ ગંભીર ભાવે જોઈ રહેલાં જણાયાં. પવન પણ શાન્ત બન્યો. સર્વત્ર નિરાશાનું વાતાવરણ વ્યાપેલું હોય એવો ભાસ થઇ

રહ્યો. સુરબાળાની આવી મનોદશા ઘણીવાર રહી. છેવટે તે એવા નિર્ણયપર આવી કે "ભલે શૈલેન્દ્રકુમાર મારા વિશુદ્ધ સ્નેહની અવજ્ઞા કરે; પણ મારો તેના પ્રત્યેનો સ્નેહ તો સદાય કાયમજ રહેશે. સુરબાળાનો ભાવિ પતિ શૈલેન્દ્રજ છે. ભલે તે અન્ય સ્નેહરાજ્ઞી સાથે સ્નેહ સાંધે અને લગ્નથી જોડાય. હું એ જોઇ ખુશી થઇશ અને તેમના મંગળને માટે નિરંતર પ્રભુની પ્રાર્થના કરતી રહીશ. શૈલેન્દ્ર! પ્રિયતમકુમાર! તમે મોહજાળને આધિન થઇ ભૂલ્યા છો; પણ એક દિવસે આ સુરબાળા તેના સાચા સ્નેહની સાબીતી તમને જરૂર કરી બતાવશે. દેવ! હું અભિમાની નથી પણ તમારા વિશુદ્ધ સ્નેહનીજ અનુરાગી છું; તમારા દિવ્ય પ્રેમનીજ પ્રણયિની છું." આમ બોલતી બાળાની સજળ આંખ્યો કંઇક અદ્‌ભુત તેજથી પ્રકાશી રહી. દુઃખ અને શોકની છાયાને બદલે તેના વિલાએલા મુખપર નિશ્ચય અને ગંભીરતાની છાયા વ્યાપી રહી. સુરબાળા નિશ્ચયી અને જ્ઞાની બાળા હતી. તેના હૃદયમાં સદ્‌ગુણોના ભંડાર ભરેલા હતા. તેણે મહાભારત-રામાયણ-પુરાણ ઉપરાંત અન્ય ધર્મનાં પુસ્તકોનો સારો અભ્યાસ કરેલો હતો, આથી તે ધર્મનું તત્વ યથાર્થ રીતે સમજી શકી હતી. તે માનતી હતી કે માનસિક પવિત્રતા એજ ધર્મપ્રાપ્તિનું પ્રથમ પગથીયું છે. માનસિક અપવિત્રતા તે અધોગતિનું કારણ છે. જે મનષ્ય મન-વચન અને કાયાથી પવિત્ર રહે છે તેજ મહા ભાગ્યવાન મહાન થઇ શકે છે. સુરબાળાના હૃદયમાં સતી સાવિત્રીનું જીવન દૃઢ રૂપે સ્થાપિત થએલું હતું. સાવિત્રીને તે મહાન સતી માનતી. સાવિત્રીએ પતિવ્રતથી અને દૃઢ મનોબળે પતિને નવજીવન પ્રાપ્ત કરાવ્યું, તો હું મારા નિશ્ચયબળે મારી સાચી આશાઓ અને ઇચ્છાઓ અવશ્ય પૂર્ણ કરીશ. શૈલેન્દ્ર ભલે મને ગમે એવી માને; પણ આખરે શૈલેન્દ્ર સત્ય સમજશે. હું મારા..." સુરબાળા વધુ બોલતી એકાએક અટકી. એક ભીલ બાળા ત્યાં ઉપસ્થિત થઇ. સુરબાળાએ તેના સામે જોયું, પણ ભીલબાળા કંઈ પણ શબ્દોચ્ચાર

નહિ કરતાં એકજ દૃષ્ટે સુરબાળાના વદનને અવલોકી રહી. થોડી ક્ષણ સુરબાળાએ પણ તેની સામે જોઇ રહી પૂછ્યું. " રતન ! મારી સામે શું જોઇ રહી છો ?'

" તમે જાણીને શું પૂછો છો ? " રતને મોટા સ્વરે પૂછ્યું.

" હું શું જાણું છું ? " સુરબાળાએ વિસ્મિત્ વદને પૂછ્યું.

" એતો તમારા મનને પૂછો, હું તો તમારા મનના વિચાર તમારા મુખપરથી સારી રીતે જાણી શકું છું. "

" કહે જોઈએ કે મારા મનમાં શાના વિચાર થાય છે ?"

" તે હું કહું તેના કરતાં તમેજ કહોને ? મારે જાણવું છે કે તમે સાચું કહો છો યા જુઠું ? "

સુરબાળાએ સ્હેજ હસીને કહ્યું, " હું કુમુદભાઈના વિચાર કરૂંછું. "

" જુઠું " રતને મોટેથી હસીને કહ્યું.

" ત્યારે ? " સુરબાળાએ આંખ્યો વિકાશીને પૂછ્યું.

" એમ કહોને કે પેલા ...કુમારના વિચારમાં વિલીન બન્યાં છો. " રતને કહી દીધું.

" કયા કુમારના ? " સુરબાળાએ કૃત્રિમ રોષયુક્ત અવાજે પૂછ્યું.

" એતો એજ તો કે જે વારંવાર અહિં આવે છે અને તમને લાંબા લાંબા કાગળો લખે છે. "

" હું તો એનો વિચાર કરતીજ નથી. "

" તે ભલેને તમે ગમે એમ કહો; પણ હું તો સમજી ચૂકી છું કે એ રૂપાળો ચોરજ તમારા મનની ચોરી કરી ગયો છે, અને તેજ મારી સુરબાળાનું ભાન ભૂલાવી ગયો છે. સુરબાળાબ્હેન ! તમે જ્યારે ત્યારે પરણીને સાસરે જશો નહિ વારૂં ? "

"પણ તારે આ બધી પંચાત કરવાની જરૂર શું છે ?"

"તે હું પછીથી કહીશ; પણ તમે કહો કે તમે તેની સાથે પરણીને એને ઘેરજ જશોને ?"

"હા, બોલ પછી ?"

"મને તમારી સાથે લઇ જશોને ?"

"શું કરવા ?"

"તમને મારા વિના ત્યાં ગમશે ?"

"કેમ નહિ ? તું તો મને હવે દીઠીએ ગમતી નથી." સુરબાળાએ તેની પરિક્ષા કરવા કહ્યું.

રતનની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. તે બોલ્યા વિના ઉભી થઇ. સુરબાળાએ તેનો હાથ પકડી પૂછ્યું, "ક્યાં જાય છે રતન ?"

"મારે ઘેર. હું હવે પાછી નહિ આવું." રતને લાલચોળ મુખે કહ્યું.

"કેમ વારૂ ?"

"હું તમને દીઠી ગમતી નથી તેથી જાઉં છું. મને જવાદો." રતને હાથ છોડાવી જવા માંડ્યું. તરત સુરબાળાએ રતનને પકડી પાડી અને તેને હૃદય સાથે દાબતાં કહ્યું,

"મારી રતન ! મારી વ્હાલી બ્હેન ! તું આમ રીસાય છે શાને ? તું મને ન ગમતી હોય એમ કદી બને કે ? હું તો તને ચિડાવાને ખાતરજ એમ બોલી છું. બાકી તું તો મને મારા પ્રાણથીએ વિશેષ વ્હાલી છો."

"ખરૂં કહો છો બ્હેન ?"

"હું કદી અસત્ય બોલું છું ?"

"બોલતાં તો નથી, પણ આજે બોલ્યાં છો."

"શું ?"

"શૈલકુમારે તમારી પ્રત્યેનો સ્નેહ કંઇક ઓછો કર્યો છે એ

તમે મને કેમ જણાવતાં નથી? પોતાની સખીથી વાત છાની રખાતી હશે કે?"

સુરબાળા ચમકી. તેણે જાણી લીધું કે ચતુર ભીલકન્યાએ મારી અંતર વેદના પારખી લીધી છે. સુરબાળાએ પૂછ્યું, "બ્હેન! તને એ બધી બાબતની ખબર ક્યાંથી પડી?"

"સ્વપ્નું આવ્યું?" રતને સહાસ્ય વદને કહ્યું.

"તું અસત્ય બોલે છે?"

"ખરૂં કહું?" રતને એકજ દષ્ટે સુરબાળાની સામે જોઈ રહી પૂછ્યું.

"હા."

"મેં તમારા બધા કાગળો છાનામાના વાંચી લીધા છે."

"અલી રતન! તેં તો ગજબ કર્યો."

"એમાં ગજબ શાનો? તમે જ્યારે તમારી વ્હાલી સખીથી વાત છૂપાવી ત્યારે તમારી રતને તે છૂપાવેલી વાતને ગમે તે રીતે પણ જાણી લીધી. કહો બ્હેન! હવે એ કુમારનું શું કરવું છે?"

"કેમ શું કરવું?"

"તેણે ચલાવેલી ઉદ્ધતાઈને માટે તેને શીક્ષા કરવી."

"ગાંડી! આપણાથી તે શીક્ષા કરાતી હશે કે? તેને ભલે તેમ ગમ્યું, તેમાં આપણે શું! આપણે તો તેની પર રીસાયા વિના તેનું સારૂં ઇચ્છવું એજ આપણો ધર્મ."

"બ્હેન! તમે તો આવાંને આવાંજ રહ્યાં. જગતનો નિયમ છે કે જેવા થાય એવા થવું. કુમારને આપણે કંઈક ચમત્કાર તો બતાવવોજ જોઈએ કે જેથી તે કોઈ બીજીની સાથે સ્નેહ જોડી તેને પણ ફસાવે નહિ."

"આપણે કંઈએ એવું કરવું નથી."

"ત્યારે હવે શું કરશો?" રતને આતુરતાથી પૂછ્યું.

"તેની સાથેજ જીવન જશે."

"પણ શી રીતે? તે તમને હવે ક્યાં ચાહે છે?"

"તેનું મન જો કે નથી ચ્હાતું, પણ તેનો આત્મા મારા વિશુદ્ધ પ્રેમને સારી રીતે જાણે છે. અંતરયામિની પ્રેરણાથી જ શૈલેન્દ્રકુમાર જતે દિવસે મારો થશે. રતન! નશિબના યોગે યા તો માતા પિતાની સંમતિએ જે સાથે સ્નેહ જોડાય અથવા તો આપણાં લગ્ન થાય તેજ આપણો મુગટમણી-પ્રભુ છે."

"ત્યારે શું તમે શૈલેન્દ્રકુમારનીજ જપમાળા જપ્યા કરશો?"

"નિઃસંશય."

"પણ શૈલેન્દ્ર તમને ચ્હાતો નથીને?" પુનઃ રતને પૂછ્યું.

"તે જતે દિવસે જરૂર ચ્હાશે."

"અને પછી તમે તેને પરણશો નહિ વારૂ?" ભોળી ભીલ-કન્યાએ હસતામુખે પૂછ્યું.

"કંઇક એવું તો ખરૂં."

"મને તમારી સાથે લઈ જશોને?"

"હા, પણ તારે પરણીને આખરે તો મારાથી જુદાં થવું પડશે ને?"

"શું કરવા? હું તો પરણીશજ નહિ."

"અરે એમ તે કદી બને કે? બાળાએ પરણીને પતિની સેવા કરી જીવન ઉજ્વળ કરવું જોઇએ સમજી મારી રતની?" સુરબા-ળાએ ઉમળકાથી તેને હૃદય સાથે દાબી.

આ અરસામાંજ એભલે ત્યાં આવી કુમુદ અને હરનામના આગમન સમાચાર જણાવ્યા. ભાઇને ઘણા દિવસે આવેલો જાણી સુરબાળાને અત્યાનંદ થયો. તે અને રતન ઉતાવળે પગે કુમુદની પાસે આવ્યાં. ભાઇ બ્હેન મળ્યાં. સુરબાળાને કુમુદના આવવાથી નવું

જીવન મળ્યા જેવું થયું. કુમુદે હરનામની ઓળખાણ કરાવી. સુરબાળાને જોતાંજ હરનામની આંખ્યોમાં આંસુ ઉભરાયાં. કુમુદે ચંદ્રાવતીની અને પ્રવાસની ઘણી વાતો બ્હેનને કહી સંભળાવી અને જાગીરદારે અલંકારોનો આપેલો દાબડો સુરબાળાને આપ્યો. પિતાને પાયમાલ કરનારા જાગીરદારના હૃદયનું પરીવર્તન થએલું જાણી સુરબાળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. લક્ષ્મીદાસની ઈચ્છા કમિલિનીને કુમુદ સાથે પરણાવવાની છે એ જાણતાં તો તેનાં આનંદનો પાર રહ્યો નહિ. કમિલિની સમાન સુજ્ઞ અને સ્નેહાળ બાળા ભાઈની ભાવી પત્ની થશે જાણી સુરબાળાએ પ્રભુનો ઉપકાર માન્યો. તેણે જલ્દી લગ્ન થાય એવી ઈચ્છા પ્રદર્શિત કરી પણ કુમુદે બ્હેનને તેની એ ઈચ્છા થોડા સમયને માટે મુલત્વી રાખવાની વિનંતિ કરી. આ પછી ભાઈ બ્હેન ભવિષ્યની વિવિધ વાતો કરતાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. હરનામને પણ આ બન્નેની સાથે રહેવાથી આનંદ થયો. સુરબાળા અને શૈલેન્દ્રના પ્રેમની તમામ બીના ધીમે-ધીમે કુમુદના જાણવામાં આવી. બ્હેન પરણશે જાણી કુમુદ મનમાં ખુશી થયો. સુરબાળા પરણીને સાસરે જાય તો એક ચિંતા ટળે અને પોતે પોતાનું ઇચ્છિત કાર્ય કરવાને સંસારક્ષેત્રમાં વિચરે. આ ઇચ્છા પૂર્ણ થશે માની કુમુદને સંતોષ થયો અને થોડાક દિવસ પછી બ્હેનના ભાવી પતિને જોવા-તેના ગુણદોષ જાણવાને બ્હેનની આજ્ઞા લઈ હરનામ સાથે તેણે નવીનપુર તરફ પ્રયાણ કર્યું.

---

## ૨૭

### ગુપ્ત મસલત.

**ન**વીનપુર નામક નગરના પશ્ચિમ વિભાગે એક સુંદર મકાન આવેલું હતું આ મકાનમાં નવીનપુરના સુપ્રસિદ્ધ જાગીરદાર શૈલે-

ન્દ્રનો કારભારી નિવાસ કરતો હતો. આ કારભારીનું નામાભિધાન કૃષ્ણશર્મા હતું. રાત્રિના પ્રથમ પ્રહરનો આરંભ થઈ ચૂકેલો હતો. કૃષ્ણપક્ષ હોવાથી બહાર અંધકાર વ્યાપેલો હતો. આ સમયે કારભારી સાહેબ અને તેમનાં પત્ની ભાનુમતી હિંચોળાખાટ પર બિરાજી કંઈક ખાનગી મસલત ચલાવી રહ્યાં હતાં. બન્નેએ ઘણીવાર સુધી ધીમેથી વાતો કર્યા કરી અને પાછી ભાનુમતી થોડીકવાર વિચારમાં રહી બોલી; "જો એ સુરબાળા વચમાં ન આવી હોત તો આપણી પરીમળ ક્યારનીએ શૈલેન્દ્રની સાથે પરણી ચૂકી હોત."

"જરૂર અને જતે દિવસે આપણી પરીમળજ સર્વ સંપત્તિની માલીક બનત, પણ અફસોસ! ક્યાંથી એ સુરબાળા ફુટી નીકળી કે જેને જોઈ અજ્ઞાન કુમાર દિવાનો બન્યો છે."

"ત્યારે શું તે સુરબાળાનેજ પરણશે?"

"અરે આ જીવ છે ત્યાં સુધી તો હું એમ થવા દઇશજ નહિ. મેં તે બન્નેના પ્રેમમાં વિક્ષેપ પડે એ માટે ક્યારનોએ પ્રયત્નારંભ કરી દીધો છે. મેં અને કુમારના સહવાસમાં રહેતાં માણસોએ સુરબાળાની કેટલીક જુઠ્ઠી વાતો તેને સંભળાવી છે. સુરબાળા હલકા કુળની છે; વળી તે ચરિત્રથી ભરેલી છે અને તમારા જેવા ગુણીયલ કુમારને ફસાવવા માગે છે વગેરે અનેક વાતો સમજાવવા માંડી છે. અમારી સમજાવટથી જોકે કુમારને ઉપરથી કંઇ અસર થઇ જણાતી નથી એમ સમજાય છે; પણ ગઈકાલેજ મને પેલા આપણા...તરફથી ખબર મળી છે કે સુરબાળા પ્રત્યેનો તેનો પ્રેમ ધીમે ધીમે ઓછો થતો જાય છે. કુમાર તેને અભિમાની માને છે. આ જાણતાં મને ઘણો આનંદ થયો છે. સુરબાળા સાથે તેનાં લગ્ન નહિ થવા દેવાને માટે હું આકાશ પાતાળ એક કરીશ. કુમારની આસપાસ પ્રપંચજાળ પથારી દીધી છે. વળી કુમારની માતાને પણ સમજાવવા માંડી છે. કુમાર હલકા કુળની કન્યા સાથે પરણવા ઇચ્છે છે એવું જાણતાં ડોશી ગુસ્સે થઇ ગઈ છે. કુમાર કદાચ પરણવા તૈયાર

થયા પણ વૃદ્ધ માતા તેને સ્વપ્ને પણ લગ્ન કરવાની આજ્ઞા આપશે નહિ. પ્રભુ કરશે તો આપણી ધારણા સફળ થશે અને જતે દિવસે આપણે જ ખરેખરાં જાગીરદાર બની જઇશું."

"ભગવાન એ ઉજળા દિવસ વ્હેલા બતાવે. જો આપણી મુરાદ સફળ થશે તો હું પહેલીજ તકે મહારૂદ્ર કરાવીશ."

"અને તે સાથે હું પણ ખોડા ઢોરમાં અને બ્રહ્મભોજનમાં સારી રકમ ખર્ચીશ."

"પ્રાણેશ! શૈલેન્દ્ર ઘણું ભણ્યો છે; પણ તેની સાથે ગણ્યો નથી."

"અરે એ તો કેવળ વાહીયાતજ છે."

"એ એવો રહ્યો તેનું કારણ પણ આપ પોતેજ છો."

"શું હું?" કૃષ્ણશર્માએ છાતીપર હાથ મૂકી પત્ની સામે જોઈ રહેતાં પૂછ્યું.

"હાજી; કારણ કે મર્હુમ જાગીરદારે કુમારના શિક્ષણનો પ્રબંધ તમનેજ સોંપ્યો હતો. તમેજ કુમારને અદ્યાપિ પર્યંત કેળવ્યો છે. જો કુમાર તમારી માન્યતામાં એવો હોય તો તે દોષ પણ તમારોજ મનાય." ભાનુમતીએ હસતા વદને જણાવ્યું.

"મેં આપેલું શિક્ષણ અને કેળવણી આપણા લાભને અનુસરતીજ છે. તારે કંઇ ફિકર કરવાની જરૂર નથી. જ્યારે ત્યારે તું મોટી શેઠાણી બની જઇશ, પણ વારૂ મેં કહેલી વાત તારા ધ્યાનમાં છે ને?"

"કઈ વાત?" ભાનુમતીએ ગંભીર મુખ મુદ્રા કરી પૂછ્યું.

"આપણી પરીમળને હમ્મેશાં નવ-નવાં વસ્ત્રાભુષણ ધારણ કરાવી કુમારની નજરે જેમ વધુ પડે એમ કરવું. વળી કુમારના સહવાસમાં આવવાને એકાન્ત સમયનો યોગ પણ તેને કરી આપવો. કુમાર યુવાન છે. આપણી પરીમળ પણ રૂપ સંપન્ન યુવતી છે. ભગવાનની મરજી હશે તો દુધમાં સાકર ભળી જતાં વાર લાગશે નહિ."

ભાનુમતી પતી દેવતાનું કથન સાંભળી રહી. ભવિષ્યના હવાઇ કિલ્લા મનમાં ગોઠવતો કારભારી મૂછો પર હાથ ફેરવી મંદ-મંદ હસવા લાગ્યો. આ અરસામાં એક માણસ ત્યાં આવ્યો. ભાનુમતી અંદરના ખંડમાં ચાલી ગઈ. આવેલા માણસને ત્યાં નજીકમાં પડેલી ખુરસી પર બેસવાનું સૂચન કરી કૃષ્ણશર્માએ પૂછ્યું; "કેમ કાળીદાસ! શું ખબર છે?"

"ખબર સારી છે, થોડા દિવસમાંજ આપણી આશા સફળ થશે." કાળીદાસે કહ્યું.

"કેવી રીતે?" કૃષ્ણશર્માએ આશાતુર વદને પૂછ્યું.

"કુમારને મેં સુરબાળા વિશે ખૂબ ખોટું સમજાવ્યું છે. કેટલાક બનાવટી પત્રો પણ બતાવ્યા છે. કુમાર ઉપરથી જો કે શાન્ત દેખાય છે; પણ અંદરથી તેનાં હૃદયમાં શંકાએ સ્થાન લીધું છે. તેણે કેટલાએ દિવસથી સુરબાળાને એક પણ પત્ર લખ્યો નથી. તમો..."

કારભારી વચ્ચે બોલ્યો; "તમારા આ કામની કદર ભવિષ્યમાં સારી થશે. તમે, કુમારના પ્રાઇવેટ સેક્રેટરી હોવાથી ધારશો એ કરી શકશો. આ સાથે આપણી પરીમળનાં વખાણ કુમારની આગળ કરવાનું પણ ભૂલતા નાહિ. મેં પરિમળને બધું શીખવાડી રાખ્યું છે."

"તે બાબતથી આપ બેફિકર રહેજો; પણ વારૂં તમારી પરિમળ તમારી આજ્ઞા મુજબ વર્તશે? મને લાગે છે કે તે છોકરી તમારી સઘળી યુક્તિ સમજી ગઇ છે." કાળીદાસે કહ્યું.

"હા, એમ છે ખરૂં, પણ તેની પર મારો દાબ ઘણો છે. હું તેને સમજાવીશ અને હવેથી કુમારની સાથેજ રહેવાનો બંદોબસ્ત કરીશ."

"જો તેમ થાય તો આપણું કાર્ય થતાં વધુ વાર લાગશે નહિ. પરીમળને કુમારની પાસેજ રાખવી. ઘૃત અને અગ્નિ ઘણીવાર સુધી જુદાં રહી શકશે નહિ અને અંતે આપણું ધાર્યું સિદ્ધ થશે."

"બરાબર છે, હું પણ એજ નિર્ણય ઉપર આવ્યો છું. વારૂ એ તો કહે કે પેલા સત્યવૃતની શું ખબર છે?" કારભારીને કંઈક યાદ આવતાં પૂછયું.

"તેને આપણા વિચારને મળતો બનાવવો એ આપણી આશા નકામી છે. તે સત્યતાનું અને ધર્મનું પૂછડું કંઈક ઓરજ પ્રકારનું છે. તેને છેડવામાં સાર નથી."

"કુમાર અને તેની મિત્રાચારી તૂટી ન શકે?"

"આકાશ પૃથ્વી પર તૂટી પડે તોએ નહિ." કાળીદાસે આંખ્યો વિકાશી કહ્યું. કારભારીએ થોડીકવાર મૌન રહી કહ્યું, "જ્યાં સુધી સત્યવૃત કુમારનો મિત્ર છે અને શૈલેન્દ્રકુમાર તેનું દરેક કહેવું માન્ય રાખે છે ત્યાં સુધી આપણા ભવિષ્યની આશાઓ-કલ્પનાઓ દૂરજ છે. આપણે હરકોઈ પ્રયત્ને તે બન્નેનાં દિલ જુદાં કરાવવાંજ જોઇએ."

"આગળ ઉપર જોઇ લેવાશે." કાળીદાસે તીવ્ર નજરે કારભારીના સામે જોઇ કહ્યું.

"આપણે ફેલાવેલી ખોટી અફવાઓ લોકોમાં ખૂબ ચર્ચાઈ રહી છે." કૃષ્ણુશર્માએ કહ્યું.

"હા, એ ચર્ચા આપણા કામમાં ખૂબ ઉપયોગી થઇ પડશે. લોકો ખુલ્લે છોગ બોલે છે કે એક હલકી જાતની કન્યા સાથે જો અમારો જાગીરદાર પરણશે તો અમે કંઇક જુદુંજ પગલું ભરીશું. વળી કુમારની માતાને પણ મેં ખૂબ ઉંધું-ચતું સમજાવ્યું છે. ડોશીએ તો પ્રતિજ્ઞા કરી છે કે પ્રાણાંતે પણ શૈલેન્દ્રનું લગ્ન સુરબાળાની સાથે થવા દેનાર નથી. આ વગેરે કારણોથી કુમાર પણ અંદરથી મુંઝાયા કરે છે."

"ઠીક રંગ જામ્યો છે: મેં પણ એક નવી પ્રપંચજાળ ગોઠવી છે. શૈલેન્દ્ર ઉડાઉ છે વ્યસની છે વગેરે મતલબનો એક નનામો પત્ર

કલેક્ટર સાહેબપર મોકલી આપ્યો છે. જો કુમાર અને પરીમળ લગ્નથી જોડાશે તો ઠીક છે અને જો તેમ નહિ થાય અને આપણા પ્રયત્નો નિષ્ફળ નિવડશે તો હું પૂરેપૂરી ખટપટ કરી કુમારને નાલાયક ઠરાવી જાગીરપર મેનેજમેન્ટ લાવીશ."

"એ બધું પછીથી થઇ પડશે. અત્યારે એ ખ્યાલને મગજમાં લાવવાની જરૂર નથી, કહો સાહેબ હવે બીજું કાંઇ કામ છે?"

"હા."

"શું?"

"હું કાલેરાત્રે કુમારની પાસે જનાર છું, તે વખતે તમે ત્યાં હાજર રહો તો ઠીક."

"એજને? બીજું કાંઇ?" કાળીદાસે હસ્તા વદને પૂછ્યું.

"ના, તમે હવે જાઓ."

કાળીદાસ સલામ કરી ચાલતો થયો. કારભારી તેની પીઠ પાછળ નજર કરી રહ્યા અને પછી "બસ પાસા પોબાર" આમ બોલતો મકાનની અંદરના વિભાગ તરફ ચાલ્યો.

## ૨૮

### પિતા-પુત્રી.

કામ ક્રોધ તણા અતિ પ્રબળથી, ને લોભ મોહે થકી,
લુચ્ચા મદ મત્સરે કુમતિમાં, સર્વસ્વ માને નકી,
અંધા જે અદકાં દુરાચરણને પંથે ચઢીને મરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?

જે મનુષ્ય પોતાનું કર્તવ્ય વિચારતો નથી, મનુષ્ય જન્મ શાને માટે છે એનું જેને બિલ્કુલ જ્ઞાન નથી; મનુષ્ય જન્મ કેવળ મોજશોખ અને દ્રવ્ય પ્રાપ્તિ અર્થેજ છે એવી જેની માન્યતા છે અને

જેમનાં અંતઃકરણો દુષ્ટવાસનાઓથી મલિન થએલાં છે; તેવાઓનો જન્મ આ પૃથ્વીના ભારરૂપ છે. દુષ્ટ માણસોની વૃત્તિયો હમ્મેશાં પાપ વાસનાઓથીજ ભરેલી હોય છે. પોતેજ વિદ્વાન-ડાહ્યા અને કાર્યકુશળ છે એમ તેઓ માને છે. મહાપુરૂષોનાં વાક્યો એવા કુટિલોને વૃથા સમજાય છે. પોતે જાણે મહાન ધર્માત્મા હોય એવો ઉપરથી ડોળ રાખે છે, પોતાની સ્વાર્થસિદ્ધિઓ સફળ થતાં પોતાને મળતું સુખ કદાપિ નાશ પામનાર નથી એમ તેઓ સમજે છે. પરંતુ એવા અધમ જનો તેમની એ માન્યતામાં પૂરેપૂરા ઠગાય છે. મહાપુરૂષો અને શાસ્ત્રોનાં વાક્યોનો અનાદર કરનારને છેવટે પ્રભુની ગયબી લાકડી બરાબર સમજ પાડે છે. એક ઉર્દુ શાયર-કવી કહે છે કે-

ગર લાખ અશરતોંસે હુય દિલમેં ખૂબ ધૂમધામ,<br>
યા સૌ સુશીબતોંસે હુવા ગમકા અજદ હામ;<br>
આખિરમે જબ અજલને, કિયા આનકર સલામ,<br>
ગમમેં હિસી હસીકે કોઇ હો ગયા તમામ;<br>
કોઇ હુર પરીયાં છાતીસે લિપટાકે મર ગયા,<br>
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા;<br>
દુનિયાંમે અપનાજી કોઇ બહેલાકે મર ગયા,<br>
દિલ તંગીયોસે ઔર કોઈ ઉકતાકે મર ગયા;<br>
આહિલથા બોહ તો આપકો સમઝાકે મર ગયા,<br>
બે અક્કલ છાતી પીટકે ઘભરાકે મર ગયા.

પાપીઓ ગમે એટલા ઘાટ મનમાં ઘડયા કરે; ગમે એટલા આશાઓના ઉંચા કિલ્લા હૃદયમાં ચણ્યા કરે અને ગમે તેટલા તૃષ્ણા તરંગો દોડાવ્યા કરે, પણ તેમનું ધાર્યું કદાપિ થનાર નથી. સર્વત્ર વ્યાપિ રહેલા પરમાત્મા મદાંધ મનુષ્યોના મનોરથો જાણી હાસ્ય કરે છે અને પરિણામે તે દુર્ભાગી મનુષ્યની સર્વ આશાઓ કાળના આગમન સાથેજ જમીન દોસ્ત થાય છે. તે વખતે પાપાત્માઓ પૂરેપૂરા પસ્તાય છે, પોકે પોક રડે છે; પણ પછી શું કામનું ? માટે વિચા-

રશિલ મનુષ્યોએ સર્વ જગત–મોહ–માન–તૃષ્ણા વગેરે વ્યર્થ છે સમજી પોતે પોતાને ઓળખવાનો પ્રયત્ન કરી માનવ જન્મને સફળ કરવો જોઇએ.

કારભારી કૃષ્ણશર્મા અધર્મનો અવતાર હતો. કેવી રીતે કોટયાપતિ બનવું એજ વિચાર તેના હૃદયમાં હરદમ થયા કરતો. આ સ્વાર્થની પરિપૂર્ણતા કરવાને માટે તે મહાપાપ કરતાં પણ અચકાય તેમ નહોતો. તેની પત્ની ભાનુમતી પણ બહુધા તેના વિચારને મળતી આવે એવી હતી. ફક્ત એક પરીમળના વિચારોજ તેના માતા–પિતાથી જુદા હતા. પરીમળ પિતા માતાની સ્વાર્થી ઇચ્છા જાણી ચૂકી હતી. શૈલેન્દ્ર રૂપવાન ગુણવાન અને શ્રીમાન છે. પોતાને આવો પતિ મળવો દુલભ છે એવું પણ એ સમજતી હતી. શૈલેન્દ્ર સુરબાળાને ચાહે છે, પિતા પોતાને બળાત્કારે શૈલેન્દ્રને પરણાવવા ઇચ્છે છે; પણ અંતરના પ્રેમ વિનાનું લગ્ન નકામું છે એવી તેની દૃઢ માન્યતા હતી. શૈલેન્દ્ર સુરબાળાનેજ પરણી તેનો સંસાર સુખરૂપ બનાવે એમ તે અંતરથી ઇચ્છતી હતી. કૃષ્ણશર્મા અને ભાનુમતી તેને વારંવાર શિખામણ આપી કહેતાં કે તારે ગમે એ પ્રકારે શૈલેન્દ્રના મનને જીતી લેવું ! તારે કુમારના પરિચયમાં ખૂબ આવવું. કુમારને તારે તારો બનાવી લેવો. પરીમળનું હૃદય આમ કરવાને સ્પષ્ટ ના પાડતું. એક બાળાએ અર્પેલા પ્રેમમાં અંતરાય નાખવો એ તેના કોમળ અને સાત્વીક હૃદયના વિચારોથી વિરૂદ્ધ હતું. પિતા માતા કહેતાં તે ધ્યાનપૂર્વક સાંભળી રહેતી. પ્રત્યુત્તરમાં તે એક પણ શબ્દ બોલતી કે કહેતી ન્હોતી. પરીમળ સદ્‌ગુણી અને સુંદરી હતી. તેનામાં ઉચ્ચ હૃદય હતું. માતા–પિતાના વિચારો અને તેના વિચારોમાં આસમાન જમીનનું અંતર હતું. ટુંકાણમાં પરીમળ એક આદર્શ બાળા હતી. ભાનુમતી તેને વારંવાર કુમારની માતા પાસે લઇ જતી. પરીમળ કુમારની નજરે કેમ ચઢે અને કુમાર તેનામાં મોહમુગ્ધ કેમ થાય એ જ ઉદ્દેશ ભાનુમતીનો હતો. પરીમળને હમ્મેશાં

નવ નવાં વસ્ત્રાભૂષણ પહેરાવામાં આવતાં. માતા-પુત્રી દિવસનો ઘણો સમય મહેલમાંજ રહેતાં. શૈલેન્દ્રની માતા રાજબા સાથે ભાનુમતી વિવિધ વાતો કરતી. રાજબાએ જુનો જમાનો જોએલો હતો. પુત્ર કુળવાનને ઘેર પરણે અને સારી આજ્ઞાધારિણી વધુ ઘરમાં આવે એવી તેની આંતરીક ઇચ્છા હતી. શૈલેન્દ્રને લગ્નને માટે તે વારંવાર કહેતી; પણ શૈલેન્દ્રની સ્નેહ લગ્ન કરવાની પ્રબળ ઇચ્છા હોવાથી માતાને તે કંઇ પણ જવાબ આપતો નહિ. વૃદ્ધમાતા મનમાં અકળાતી. ભાનુમતીએ એક દિવસ લગ્નની વાત કાઢી. વાતોમાંને વાતોમાં પોતાની પરીમળ સાથે શૈલેન્દ્ર પરણે તો કેવું સારૂં એમ પણ તેણે રાજબાને કહી નાખ્યું. રાજબા ખુશી થઇ. ત્યાર પછી તે પરીમળને ખૂબ વ્હાલથી બોલાવતી. આ વખતે કુમાર પણ કોઇ કોઈ વખતે ત્યાં આવતો. તેની અને પરીમળની આંખ્યો એક થતી. આવું ઘણા દિવસ ચાલ્યું, પણ હજી સુધી પરીમળ અને કુમારને વાતચીતનો પ્રસંગ પ્રાપ્ત થયો નહતો. પરીમળ કુમારના રૂપ ગુણથી મોહમુગ્ધ થઈ હતી, પણ કુમારનો અનુરાગ સુરબાળા પ્રત્યે છે એ યાદ આવતાં પોતાનો મોહ દૂર કરવા પ્રયત્ન કરતી. શૈલેન્દ્ર પરીમળના રૂપયૌવનથી મનમાં આનંદ પામતો અને આ રમ્ય રમણી કોઇ ભાગ્યવાનને પ્રાપ્ત થશે એમ મનમાં બોલતો. વળી એ સાથે પરીમળ પ્રત્યેનો અનુરાગ પણ તેના હૃદયમાં ઉદ્દ્ભવતો; પણ તત્કાળ સુરબાળાનું સ્મરણ થતાં; સુરબાળાની રમ્ય મૂર્તિ તેની દૃષ્ટિ સમિપ ખડી થતી. આથી પરીમળ પ્રત્યેનો મોહ દૂર થતો. કુમાર અને પરીમળની નજર એક થતાં બન્ને ઘણીવાર સુધી એકબીજાની સામે જોઈ રહેતાં. છેવટે કુમારનો દૃષ્ટિપાત સહન નહિ થવાથી પરીમળ નીચું જોઈ લેતી. કુમાર હસતો હસતો ચાલ્યો જતો. ભાનુમતી અને રાજબા આડી નજરે આ દૃશ્ય અવલોકી મનમાં ખુશી થતાં અને કંઇ કંઇ કલ્પનાઓ અને આશાઓને હૃદયમાં સ્થાન આપતાં. બન્નેએ પરીમળ અને કુમારને મળવા માટે એકાન્તનો પણ સુયોગ કરી

આપ્યો. પણ કુમાર કે પરીમળ બન્નેમાંથી એક પણ વાતો કરવાનું સાહસ કરી શક્યાં નહિ. ગામમાં પણ વાત ચર્ચાવા લાગી કે શૈલેન્દ્ર અને પરીમળનાં થોડા દિવસમાં લગ્ન થશે. પરીમળ ઘણા દિવસ થયાં છતાં કુમારની સાથે વાત કરતી નથી જાણી ભાનુમતી અને કૃષ્ણશર્મા ગુસ્સે થયાં. બન્નેએ પુત્રીને સમજાવી પણ પરીમળ શૈલેન્દ્રના હૃદયને બરાબર ઓળખી ગઇ હતી. જેવો શૈલેન્દ્ર સ્નેહાનુરાગી હતો, તેવી તે પણ હતી. તે સુરબાળાના અને કુમારના પ્રેમમાં કંટકરૂપ થઇ પડવાને ઇચ્છતી ન્હોતી. પિતા-માતાની શિખામણ સૂચના તે મૌનતાથી શ્રવણ કરી રહેતી. પોતાની સૂચનાઓનો કંઇપણ અમલ થતો નહિ હોવાથી કૃષ્ણશર્માએ અને ભાનુમતીએ પુત્રીને ધમકાવવા માંડી અને છેવટે કુમારનું દિલ જીતી લેવાની સૂચના સ્પષ્ટ શબ્દોમાં એ એશરમાં માતા પિતાએ કરી. જે સમયે કૃષ્ણશર્મા અને કાળીદાસ વાતચીત કરી રહ્યા હતા, તે સમયે પરીમળ તેના શૃંગાર સદનમાં લમણે કર ટેકવીને ઉંડા વિચારમાં પડી હતી. તેને શું કરવું અને શું ન કરવું તેની સમજ પડતી ન્હોતી. તે ઘણીવાર વિચારાવસ્થામાં રહી આત્મગત્ બોલી, “ કુમાર રૂપવાન છે ગુણવાન છે, પણ તેણે તેનો પ્રેમ સુરબાળાને સમર્પ્યો છે. અરે તે તેને વચન પણ આપી ચૂક્યો છે, ત્યારે મારે શું કરવું ? માતા-પિતા મને તેની સાથે પરણાવી પોતાની સ્વાર્થસિદ્ધિ ઇચ્છે છે. હું કુમારને ચાહું છું, કુમાર સુરબાળાને ચાહે છે. આ સ્થિતિમાં લગ્ન કેવું સુખમય થશે ? સુરબાળાની આશામાં હું ઝેર રેડનારી કુમારની સાથે જોડાઇ કેમ સુખી થઇ શકું ? એક નિર્દોષ બાળાના આંતરીક નિઃશ્વાસ મને કેમ સુખી થવા દેશે ? પુરૂષનાં દિલ ફેરવવાં મુસ્કેલ નથી, હું જો ધારૂં તો એક પળવારમાં કુમારને મારો બનાવી શકું ! પણ...પણ...પછી સુરબાળાનું શું ? કુમારનો સ્નેહ શૂન્ય પ્રેમ મારા પર ક્યાં સુધી રહી શકે ? વાસના પૂર્ણ થતાંજ તેનું દિલ તેના પ્રથમના પ્રેમપાત્ર તરફ ખેંચાયા વિના નહિ રહે એની ખાત્રી શી ?

વળી સુરબાળા અને કુમાર ઘણો સમય એકબીજાના સમાગમમાં રહ્યાં છે. બન્નેનાં હૃદય મળી ચૂક્યાં છે. આ વિશુદ્ધ સ્વર્ગીય સ્નેહમાં મારાં પિતા–માતા પોતાના સ્વાર્થની ખાતર ઝેર રેડવા માગે છે. તેમના હથીયાર તરીકે મને વાપરવા ઈચ્છે છે, પણ તે મારા મનની વાત જાણી શકતાં નથી. હું પ્રાણાંતે પણ કુમારની પ્રેમપાત્રી થનાર નથી. સુરબાળા અને તેનો પ્રેમ અક્ષય રહો. કુમાર તેના વચનનું પાલન કરે એમાંજ તેની શોભા છે. માતા કહે છે કે જો આ વખતે ચૂકીશ તો આવો રૂપવાન શ્રીમાન વર ગુમાવીશ. માતાની આ માન્યતા કેવી ખોટી છે? ભગવાન જે કરતા હશે તે સારૂંજ કરતા હશે. કોઈનું અનિષ્ટ કરનારનું યા ઈચ્છનારનું કદાપિ શ્રેય થતું નથી. મારા ભાગ્યમાં હશે તે થશે. ભાગ્યમાં નિર્માણ થએલો પતિ અવશ્ય મળશે. પ્રભુ! હરી! ભગવાન! મારી આ કેવી અવદશા? મને બચાવો.” આમ આત્મગત્ વિચારતી બાળા શાન્ત બની નીચું નિહાળી રહી. આ અરસામાં કૃષ્ણશર્મા ત્યાં ઉપસ્થિતિ થયો. પિતાને જોતાંજ પરીમળ ઉભી થઇ. કૃષ્ણશર્મા કોચપર સ્થાન લેતાં બોલ્યો, કેમ બેટા! શું વિચાર ચાલે છે?”

પરીમળ નિરૂત્તર રહી. પુનઃ કૃષ્ણશર્માએ પૃછ્યું, “આજે હવેલીએ ગઇ હતી કે?”

“હા.” પરીમળે પિતાના મુખ સામે એકજ નજરે જોઈ રહી જવાબ આપ્યો.

“વારૂ કુમાર સાથે શી વાતો થઇ એ તો કહે?” કૃષ્ણશર્માએ મનમાં ખુશી થતાં પૂછ્યું.

“બાપુ! મારે અને કુમારને હજી સુધી વાત કરવાનો કે બોલવાનો પ્રસંગજ આવ્યો નથી. તે મને જોઇ શરમાય છે અને હુ તેમને જોતાં શ હું.”

આપ્યો. પણ કુમાર કે પરીમળ બન્નેમાંથી એક પણ વાતો કરવાનું સાહસ કરી શક્યાં નહિ. ગામમાં પણ વાત ચર્ચાવા લાગી કે શૈલેન્દ્ર અને પરીમળનાં થોડા દિવસમાં લગ્ન થશે. પરીમળ ઘણા દિવસ થયાં છતાં કુમારની સાથે વાત કરતી નથી જાણી ભાનુમતી અને કૃષ્ણશર્મા ગુસ્સે થયાં. બન્નેએ પુત્રીને સમજાવી પણ પરીમળ શૈલેન્દ્રના હૃદયને બરાબર ઓળખી ગઇ હતી. જેવો શૈલેન્દ્ર સ્નેહાનુરાગી હતો, તેવી તે પણ હતી. તે સુરબાળાના અને કુમારના પ્રેમમાં કંટકરૂપ થઇ પડવાને ઇચ્છતી ન્હોતી. પિતા-માતાની શિખામણ સૂચના તે મૌનતાથી શ્રવણ કરી રહેતી. પોતાની સૂચનાઓનો કંઇપણ અમલ થતો નહિ હોવાથી કૃષ્ણશર્માએ અને ભાનુમતીએ પુત્રીને ધમકાવવા માંડી અને છેવટે કુમારનું દિલ જીતી લેવાની સૂચના સ્પષ્ટ શબ્દોમાં એ બેશરમાં માતા પિતાએ કરી. જે સમયે કૃષ્ણશર્મા અને કાળીદાસ વાતચીત કરી રહ્યા હતા, તે સમયે પરીમળ તેના શૃંગાર સદનમાં લમણે કર ટેકવીને ઉંડા વિચારમાં પડી હતી. તેને શું કરવું અને શું ન કરવું તેની સમજ પડતી ન્હોતી. તે ઘણીવાર વિચારાવસ્થામાં રહી આત્મગત્ બોલી, " કુમાર રૂપવાન છે ગુણવાન છે, પણ તેણે તેનો પ્રેમ સુરબાળાને સમર્પ્યો છે. અરે તે તેને વચન પણ આપી ચૂક્યો છે, ત્યારે મારે શું કરવું ? માતા-પિતા મને તેની સાથે પરણાવી પોતાની સ્વાર્થસિદ્ધિ ઇચ્છે છે. હું કુમારને ચાહું છું, કુમાર સુરબાળાને ચાહે છે. આ સ્થિતિમાં લગ્ન કેવું સુખમય થશે ? સુરબાળાની આશામાં હું ઝેર રેડનારી કુમારની સાથે જોડાઇ કેમ સુખી થઇ શકું ? એક નિર્દોષ બાળાના આંતરીક નિઃશ્વાસ મને કેમ સુખી થવા દેશે ? પુરૂષનાં દિલ ફેરવવાં મુસ્કેલ નથી, હું જો ધારૂં તો એક પળવારમાં કુમારને મારો બનાવી શકું ! પણ...પણ...પછી સુરબાળાનું શું ? કુમારનો સ્નેહ શૂન્ય પ્રેમ મારા પર ક્યાં સુધી રહી શકે ? વાસના પૂર્ણ થતાંજ તેનું દિલ તેના પ્રથમના પ્રેમપાત્ર તરફ ખેંચાયા વિના નહિ રહે એની ખાત્રી શી ?

વળી સુરબાળા અને કુમાર ઘણો સમય એકબીજાના સમાગમમાં રહ્યાં છે. બન્નેનાં હૃદય મળી ચૂક્યાં છે. આ વિશુદ્ધ સ્વર્ગીય સ્નેહમાં મારાં પિતા–માતા પોતાના સ્વાર્થની ખાતર ઝેર રેડવા માગે છે. તેમના હથીયાર તરીકે મને વાપરવા ઈચ્છે છે, પણ તે મારા મનની વાત જાણી શકતાં નથી. હું પ્રાણાંતે પણ કુમારની પ્રેમપાત્રી થનાર નથી. સુરબાળા અને તેનો પ્રેમ અક્ષય રહો. કુમાર તેના વચનનું પાલન કરે એમાંજ તેની શોભા છે. માતા કહે છે કે જો આ વખતે ચૂકીશ તો આવો રૂપવાન શ્રીમાન વર ગુમાવીશ. માતાની આ માન્યતા કેવી ખોટી છે? ભગવાન જે કરતા હશે તે સારૂંજ કરતા હશે. કોઈનું અનિષ્ટ કરનારનું યા ઈચ્છનારનું કદાપિ શ્રેય થતું નથી. મારા ભાગ્યમાં હશે તે થશે. ભાગ્યમાં નિર્માણ થએલો પતિ અવશ્ય મળશે. પ્રભુ! હરી! ભગવાન! મારી આ કેવી અવદશા? મને બચાવો." આમ આત્મગત્ વિચારતી બાળા શાન્ત બની નીચું નિહાળી રહી. આ અરસામાં કૃષ્ણશર્મા ત્યાં ઉપસ્થિત થયો. પિતાને જોતાંજ પરીમળ ઉભી થઇ. કૃષ્ણશર્મા કોચપર સ્થાન લેતાં બોલ્યો, કેમ બેટા! શું વિચાર ચાલે છે?"

પરીમળ નિરૂત્તર રહી. પુનઃ કૃષ્ણશર્માએ પૂછ્યું, "આજે હવેલીએ ગઇ હતી કે?"

"હા." પરીમળે પિતાના મુખ સામે એકજ નજરે જોઈ રહી જવાબ આપ્યો.

"વારૂ કુમાર સાથે શી વાતો થઇ એ તો કહે?" કૃષ્ણશર્માએ મનમાં ખુશી થતાં પૂછ્યું.

"બાપુ! મારે અને કુમારને હજી સુધી વાત કરવાનો કે બોલવાનો પ્રસંગજ આવ્યો નથી. તે મને જોઇ શરમાય છે અને હુ તેમને જોતાં શ છું."

કુમારના હૃદયમાં સ્થાન મેળવવુંજ જોઇએ." કૃષ્ણશર્માએ આંખ્યો વિકાશી કહ્યું.

પરીમળના મનમાં અપાર કષ્ટ ઉત્પન્ન થયું. તેનો પિતા આવી લજ્જાવિહીન આજ્ઞા કરે તે એનાથી કેમ સહન થાય ? તેણે કંઇક ઉચ્ચ સ્વરે કહ્યું, "જે અન્યને ચાહે છે, તે મને શા રીતે ચાહી શકે?"

"શું કુમાર તને વ્હાલો નથી ?"

"ના."

"ત્યારે તે કોને ચાહે છે ?" કૃષ્ણશર્માએ રક્તનેત્રે પૂછ્યું.

"સુરબાળાને."

"કોને ? પેલી ભીખારણને ? એક હલકી જાતની બાળાને ? નહિ, તેમ થવું અશકય છે. પરીમળ ! તું તારી દરેક ચાલાકી અજમાવ અને કુમારને તારો પોતાનો બનાવી લે." કૃષ્ણશર્માએ ઉશ્કેરાએલા અવાજે કહ્યું.

"બાપુ ! મને તમારાં લજ્જાવિહીન વચનો સાંભળી ઘણું કષ્ટ ઉપ્તન્ન થાય છે. અરેરે ! તમારાથી મને આવું કહેવાયજ કેમ ? હું આજપર્યંત તમને પ્રત્યુત્તર આપતાં પણ શરમાતી હતી, પરંતુ તે શરમ તમે બળાત્કારે ત્યજાવી છે. બાપુ ! કેવા સ્વાર્થને માટે તમે મને આવી સૂચના કરી રહ્યા છો ? આપની પાસે શું નથી ? કુમારનાં સ્વર્ગસ્થ પિતાએ તેમની સંપત્તિના વહીવટ કર્તા તમને બનાવ્યા છે. તમને પૂર્ણ પગાર મળે છે. તમારી પાસે પણ પુષ્કળ સંપત્તિ છે. કુમાર તમારી આજ્ઞામાં છે અરે તમામ જાગીરના કર્તાહર્તા પણ તમેજ છો, છતાં શા માટે મને એક પ્રેમવિહીન કુમારની સાથે બળાત્કારે પણ પ્રેમ જોડવાનું કહો છો ? મેં સાંભળ્યું છે કે કુમારને જે બાળા ચાહે છે તે એક આદર્શ રમણી છે. કુમાર તેનાથીજ સુખી થશે. તમારી પણ સાચી ફરજ એજ છે કે તમારે તે બન્નેને પરણાવી સુખી કરવાં. હું..." પરીમળ આગળ બોલે એ પહેલાંજ લાલ

પીળો થઇ ગયેલો કૃષ્ણશર્મા બોલી ઉઠયો, "છોકરી! તું ઘણી દોઢડાહી છે. તારે મારી સૂચના માનવીજ પડશે. સમજી?"

"પણ હું શું કરૂં?"

"કુમારને ત્હારે ત્હારો બનાવવો."

"તે મારાથી નહિ બને."

"કેમ વારૂ?"

"એ બાબતથી હું તદ્દન અજ્ઞાન છું."

"તું જુઠ્ઠું બોલે છે. તારી માતાએ તને સઘળું શીખવાડયું છે."

"જો તમારી એવીજ માન્યતા છે તો હું પણ તમને જણાવી દઉં છું કે કુમારને હું બિલ્કુલ ચ્હાતી નથી."

"કેમ? શું કુમાર તારે લાયક નથી?"

"ના, તેણે તેનો પ્રેમ સુરબાળાને સમાર્પ્યો છે; તે તેને પરણવાનું પણ વચન આપી ચૂકયો છે."

"પણ તે તેનું વચન તોડે તો?" કૃષ્ણશર્માએ પૂછયું.

"તો હું એવા વચનભંગ થનારની સાથે પરણવા તરતજ ના પાડું."

"છોકરી! તું ઉદ્ધત છે. તારે આમે કરવું નથી અને તેમે કરવું નથી. અફસોસ! હું તારાથી પૂરેપૂરો કંટાળ્યો. ત્હેં મારી આશાઓપર પાણી ફેરવ્યું."

"પરીમળ મૌન રહી. પુનઃ પાપાત્મા બોલી ઉઠયો. "તું મને ચોકખું જણાવી દે કે તારો શું વિચાર છે?"

"મારે બળાત્કારે કુમારને પરણવું નથી."

"ત્યારે શું જીંદગીભર કુંવારી મરીશ?" કૃષ્ણશર્માએ ભવાં ચઢાવી પૂછ્યું.

"પ્રભુની ઇચ્છા મુજબ થશે. મનુષ્યના વિચાર કંઇપણ કામમાં આવતા નથી. બાપુ! તમેજ વિચારી જુઓ કે પરાણે પ્રીત થતી

હશે ? પરાણે કરેલી પ્રીત ક્યાં સુધી નભે ? સંસારમાં બનતા બનાવો શું તમારી અજાણ બહાર છે ? હૃદયની ઐક્યતા વિનાનાં થએલાં લગ્નનાં કેવાં ભયંકર પરિણામ આવે છે તે શું આપે અવલોક્યાં નથી ? વળી તમે પોતેજ એક દિવસ બોલી ગયા હતા કે, " સ્નેહ વિનાનાં લગ્ન નકામાં છે." શું એ વાક્ય એટલીજવારમાં ભૂલી ગયા કે ? બાપુ ! વિચારો; અન્યાયે ચાલનારનું કદાપિ શ્રેય થતું નથી. કુમારને સુખી કરવા તમારે બંધાએલા છો. તમારે તમારી ફરજ વિચારવી જોઇએ."

" હું મારી ફરજ શું છે એ બરાબર સમજું છું. પરીમળ ! હું તને એક છેવટનો પ્રશ્ન પૂછું છું કે, જો કુમાર તારી સાથે રાજી ખુશીથી લગ્ન કરે, તો તું તેની સાથે લગ્ન કરવા ખુશી છે કે નહિ ?"

" કુમાર તેની પ્રતિજ્ઞા ભંગ કરે એ ખ્યાલજ તમારો ખોટો છે."

" અને એમ થાય તો ?"

" તે વખતે જોઈ લેવાશે ?" પરીમયે નિશ્ચયાત્મક અવાજે કહ્યું. પરીમળ આજ સુધી પિતાની સાથે આવી રીતે કદાપિ બોલી નહોતી.

પરીમળના જવાબથી કૃષ્ણશર્મા ગજબ થયો. પુત્રીમાં તેને અજબ પરિવર્તન થએલું જણાયું. પરીમળને વધારે છેડવામાં સાર નથી. આગળ ઉપર જોઇ લેવાશે; હાલ તો મારે સુરબાળા અને કુમારના પ્રેમમાં વિક્ષેપ પડે એજ કાર્ય કરવું. જ્યારે કુમારના દિલમાં સુરબાળા પ્રત્યે અવિશ્વાસની લાગણી ઉત્પન્ન થશે ત્યારેજ તે સુરબાળાને ચ્હાતો અટકશે અને તે પછીજ મારા કાર્યની પૂર્ણાહુતિ થશે. પ્રપંચજાળ પાથરી દીધી છે. કુમારને તેમાં ફસાતાં હવે વાર લાગશે નહિ. બસ પછી પરીમળ ક્યાં જવાની છે ? આમ મનમાં હવાઈ કિલ્લા ચણતો કૃષ્ણશર્મા ત્યાંથી ચાલતો થયો. પરીમળે તેની પાછળ વક્ર દૃષ્ટે નિહાળી એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

## ૨૯

### કુમાર અને કારભારી.

કેટલાક દિવસ વિતી ગયા બાદ એક રાત્રિના દ્વિતીય પ્રહરે શૈલેન્દ્રકુમાર તેના દિવાનખાનામાં ચિંતાગ્રસ્ત મુખે બેઠેલો હતો. દીપકો ઝગઝગી રહ્યા હતા. દિવાનખાનાનો દેખાવ આકર્ષક અને ભવ્ય હતો. કુમાર આ સમયે એકલોજ હતો. તે વિચાર નિમગ્ન હોવાથી તેનું મુખ મંડળ વિલાયું હતું. બહાર અને અંદર શાન્તિ વ્યાપેલી હતી, પણ કુમારના હૃદયમાં અશાન્તિનાં પૂર ચઢયાં હતાં. કારભારીએ કુમારની સાથે પોતાની પુત્રીને પરણાવવાની ખૂબ ખટપટ કરવા માંડી હતી. રાજમાતા રાજબાને પણ તેણે પોતાની ઈચ્છાને અનુકૂળ બનાવ્યાં હતાં. શૈલેન્દ્ર સુરબાળાને જો કે અભિમાની માનતો પણ તેના હૃદયમાં ઉંચ આદર્શો અને પોતાની પ્રત્યે પૂર્ણ પ્રેમ છે એ સારી રીતે સમજતો. તે પરીમળ અને સુરબાળાની સરખામણી કરતો. પરીમળ સુંદર હતી પણ સુરબાળાથી વિશેષ રૂપ ગુણ સંપન્ન નહોતી; પરંતુ તે શૃંગાર રસીક અને હસમુખી હતી. ક્વચિત્ કુમારનું મન પરીમળ તરફ ખેંચાતું. તે તેની સાથે લગ્નથી જોડાઈ આનંદ કરવાનો નિર્ણય કરતો પણ તરત જ તેના અંતરનો આત્મા દુઃખી થતો હોય અને પરીમળ સાથે લગ્ન કરવાની મના કરતો હોય એમ તેને જણાતું. આથી કુમાર અસ્વસ્થ થતો અને પોતાની પ્રતિજ્ઞાને વળગી રહેવાને નિશ્ચયી બનતો. આવું ઘણા દિવસથી ચાલતું હતું. ખટપટીયા કારભારીએ જનસમાજમાં સુરબાળા વિશે ખોટી વાતો ફેલાવી હતી. રાજબાએ પણ કુમારને સુરબાળનો પ્રેમ ત્યાગી પરીમળ સાથે પરણવાની આજ્ઞા કરી હતી. શૈલેન્દ્રની દશા વિચિત્ર થઈ પડી

હશે ? પરાણે કરેલી પ્રીત ક્યાં સુધી નભે ? સંસારમાં બનતા બનાવો શું તમારી અજાણ બહાર છે ? હૃદયની ઐક્યતા વિનાનાં થએલાં લગ્નનાં કેવાં ભયંકર પરિણામ આવે છે તે શું આપે અવલોક્યાં નથી ? વળી તમે પોતેજ એક દિવસ બોલી ગયા હતા કે, "સ્નેહ વિનાનાં લગ્ન નકામાં છે." શું એ વાક્ય એટલીજવારમાં ભૂલી ગયા કે ? બાપુ ! વિચારો; અન્યાયે ચાલનારનું કદાપિ શ્રેય થતું નથી. કુમારને સુખી કરવા તમારે બંધાએલા છો. તમારે તમારી ફરજ વિચારવી જોઇએ."

"હું મારી ફરજ શું છે એ બરાબર સમજું છું. પરીમળ ! હું તને એક છેવટનો પ્રશ્ન પૂછું છું કે, જો કુમાર તારી સાથે રાજી ખુશીથી લગ્ન કરે, તો તું તેની સાથે લગ્ન કરવા ખુશી છે કે નહિ ?"

"કુમાર તેની પ્રતિજ્ઞા ભંગ કરે એ ખ્યાલજ તમારો ખોટો છે."

"અને એમ થાય તો ?"

"તે વખતે જોઈ લેવાશે ?" પરીમળે નિશ્ચયાત્મક અવાજે કહ્યું. પરીમળ આજ સુધી પિતાની સાથે આવી રીતે કદાપિ બોલી નહોતી.

પરીમળના જવાબથી કૃષ્ણશર્મા ગજબ થયો. પુત્રીમાં તેને અજબ પરિવર્તન થએલું જણાયું. પરીમળને વધારે છેડવામાં સાર નથી. આગળ ઉપર જોઇ લેવાશે; હાલ તો મારે સુરબાળા અને કુમારના પ્રેમમાં વિક્ષેપ પડે એજ કાર્ય કરવું. જ્યારે કુમારના દિલમાં સુરબાળા પ્રત્યે અવિશ્વાસની લાગણી ઉત્પન્ન થશે ત્યારેજ તે સુરબાળાને ચ્હાતો અટકશે અને તે પછીજ મારા કાર્યની પૂર્ણાહુતિ થશે. પ્રપંચજાળ પાથરી દીધી છે. કુમારને તેમાં ફસાતાં હવે વાર લાગશે નહિ. બસ પછી પરીમળ ક્યાં જવાની છે ? આમ મનમાં હવાઈ કિલ્લા ચણતો કૃષ્ણશર્મા ત્યાંથી ચાલતો થયો. પરીમળે તેની પાછળ વક્ર દૃષ્ટે નિહાળી એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

# ૨૯

## કુમાર અને કારભારી.

કેટલાક દિવસ વિતી ગયા બાદ એક રાત્રિના દ્વિતીય પ્રહરે શૈલેન્દ્રકુમાર તેના દિવાનખાનામાં ચિંતાગ્રસ્ત મુખે બેઠેલો હતો. દીપકો ઝગઝગી રહ્યા હતા. દિવાનખાનાનો દેખાવ આકર્ષક અને ભવ્ય હતો. કુમાર આ સમયે એકલોજ હતો. તે વિચાર નિમગ્ન હોવાથી તેનું મુખ મંડળ વિલાયું હતું. બહાર અને અંદર શાન્તિ વ્યાપેલી હતી, પણ કુમારના હૃદયમાં અશાન્તિનાં પૂર ચઢયાં હતાં. કારભારીએ કુમારની સાથે પોતાની પુત્રીને પરણાવવાની ખૂબ ખટપટ કરવા માંડી હતી. રાજમાતા રાજબાને પણ તેણે પોતાની ઇચ્છાને અનુકૂળ બનાવ્યાં હતાં. શૈલેન્દ્ર સુરબાળાને જો કે અભિમાની માનતો પણ તેના હૃદયમાં ઉંચ આદર્શો અને પોતાની પ્રત્યે પૂર્ણ પ્રેમ છે એ સારી રીતે સમજતો. તે પરીમળ અને સુરબાળાની સરખામણી કરતો. પરીમળ સુંદર હતી પણ સુરબાળાથી વિશેષ રૂપ ગુણ સંપન્ન નહોતી; પરંતુ તે શૃંગાર રસીક અને હસમુખી હતી. ક્વચિત્ કુમારનું મન પરીમળ તરફ ખેંચાતું. તે તેની સાથે લગ્નથી જોડાઈ આનંદ કરવાનો નિર્ણય કરતો પણ તરત જ તેના અંતરનો આત્મા દુઃખી થતો હોય અને પરીમળ સાથે લગ્ન કરવાની મના કરતો હોય એમ તેને જણાતું. આથી કુમાર અસ્વસ્થ થતો અને પોતાની પ્રતિજ્ઞાને વળગી રહેવાને નિશ્ચયી બનતો. આવું ઘણા દિવસથી ચાલતું હતું. ખટપટીયા કારભારીએ જનસમાજમાં સુરબાળા વિશે ખોટી વાતો ફેલાવી હતી. રાજબાએ પણ કુમારને સુરબાળાનો પ્રેમ ત્યાગી પરીમળ સાથે પરણવાની આજ્ઞા કરી હતી. શૈલેન્દ્રની દશા વિચિત્ર થઇ પડી

હતી. એક તરફ સુરબાળાનો પ્રેમ ખેંચાણ કરી રહ્યો હતો; ત્યારે બીજી તરફ પરીમળનું મોહક વદન તેના દિલમાં મોહ ઉત્પન્ન કરી રહ્યું હતું. એક તરફ જનસમાજની નિંદા, માતાનો આગ્રહ અને બીજી તરફ પોતાની પ્રતિજ્ઞાનું પાલન. આ સ્થિતિમાં શૈલેન્દ્ર નિરંતર અસ્વસ્થ રહેતો. તે કોઇપણ નિર્ણય ઉપર આવી શકતો નહોતો; તેનો મિત્ર નેલસન પણ હાલ તેની પાસે નહોતો. તે તેની નોકરીપર પંજાબ તરફ ગયો હતો.

કુમારનો એક બીજો મિત્ર કે જેનું નામ સત્યવ્રત હતું; તે કુમારની પાસે હતો. મિત્રની ડામાડોળ મનોદશાથી તેને અતિ ખેદ થતો. "શૈલેન્દ્ર તેના વચનનું પાલન કરે અને સુરબાળા સાથે લગ્નથી જોડાય" એમ જ તે ઇચ્છતો હતો. કારભારી પોતાની પુત્રીના માટે ખટપટ કરે છે વગેરે બાબત સત્યવ્રત સારી રીતે જાણતો હતો. તે સુરબાળાની પાસે પણ બે ત્રણવાર જઈ આવ્યો હતો. સુરબાળાની પરિક્ષા કરતાં સત્યવ્રતને તે આદર્શ રમણી મા-પડી હતી અને આ રૂપગુણસંપન્ન સુંદરીથી જ શૈલેન્દ્ર તેનો સંસાર સુખરૂપ બનાવી શખશે એવી તેની માન્યતા થઈ ચૂકી હતી. કુમારે પોતાની ઉપર આવેલા સુરબાળાના કેટલાક પત્રો પણ મિત્રને વં-ચાવ્યા હતા. સત્યવ્રતના હૃદયમાં સુરબાળા પ્રત્યે પૂજ્યભાવ પ્રગટ થયો હતો. સત્યવ્રત અને પરીમળ અંદર ખાનેથી એક બીજાને ચ્હા-તાં હતાં; પણ તેઓ તેમના હૃદયનો એ ભાવ એક બીજાની આગળ હજી પ્રગટ કરી શક્યાં નહોતાં. શૈલેન્દ્ર કોઈ દોઈ વખતે પોતાના મનની વિકળદશા સત્યવ્રતને જણાવતો. સત્યવૃત મનને મજબુત રાખવાનું સૂચવતો; પણ શૈલેન્દ્ર હજી એકે નિશ્ચયપર આવી શક્યો ન-હોતો. કાળીદાસ અને કારભારી પૂરી ખટપટ કરી રહ્યા હતા. શૈલે-ન્દ્ર ઘણો સમય વિચારાવસ્થામાં બેસી રહેતો. લગભગ બે મહિનાથી સુરબાળાને તેણે એકે પત્ર લખ્યો ન્હોતો, તેમ સુરબાળાનો પત્ર પણ તેની પર આવ્યો નહોતો. આથી કુમારનું દિલ દુઃખાતું હતું. સુર-

બાળાની શી દશા હશે ? મારા લખેલા પત્રથી તેને કેવી અસર થઈ હશે ? મને તે કેવો સમજી ગઇ હશે ? મારા માટે તે શું વિચાર કરતી હશે ? શું તે દુઃખી થતી હશે ? વગેરે વિચાર કુમારના મનમાં હમ્મેશાં થયા કરતા હતા. નિરંતર આનંદમાં રહેનાર અને સર્વની સાથે હસ્તાવદને વાતો કરનાર શૈલેન્દ્ર આવી અસ્વસ્થ દશાથી શાન્ત અને ગંભીર બન્યો. તે ઘણો સમય મહેલમાંજ બેસી રહેતો. કામ સિવાય બહાર નીકળતો નહિ. કુમારના આવા વર્તનથી સઘળાં આશ્ચર્ય પામ્યાં. સઘળાં જનો કુમારને પૂર્ણ પ્રેમથી ચ્હાતાં. આજે શૈલેન્દ્રકુમાર વિચારવશ બની એક સોફાપર બેસી રહ્યો હતો. તેના હૃદયમાં તુમુલ તોફાન ઉપસ્થિત થઇ રહ્યું હતું. સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી. ઘડીઆળનો ટકટક થતો અવાજ શાન્તિમાં કંઇક વિક્ષેપ પાડતો હતો. થોડીવારે વિચારથી વ્યાકુળ બનેલા કુમારે કંઇક નિશ્ચયપર આવતાં આત્મગત્ બોલવા માંડ્યું, "બસ હવે એજ નિશ્ચય ? હું મારા વચનથી પ્રાણાંતે પણ વિચલિત થનાર નથી. ભલે આખી દુનિયાં એક વખતે વિરૂદ્ધ થાય પણ સાચા પુરૂષો પ્રાણ જતાં પણ પોતાના વચનનું પાલન કરે છે અને પોતાના આત્માની વિશુદ્ધ ઇચ્છાને આધિન થઇ દરેક કાર્ય કરે છે. આત્માની ઇચ્છા મુજબનાં કાર્યો જગતનાં મનુષ્યોની નજરે કદાચ ખોટાં મનાય તો પણ તે સત્ય-ઇચ્છા-કાર્યને દૃઢ શ્રદ્ધાથી વળગી રહેનારો માણસ આખરે વિજયશ્રી વરે છે. સુરબાળા! મને ક્ષમા કરજે. મારા નિર્બળ મને મ્હને પરવશ બનાવી દીધો છે. હું તારા વિશે અનેક ખોટા વિચારો કરી ચૂકયો છું. મારૂં મલીન મર્કટ મન તારો દિવ્ય સહવાસ ત્યાગી એક અન્ય રૂપની પુતળી તરફ આકર્ષાયું છે. અરે! મેં તને ઉદ્ધત અભિમાની માની છે. દેવી ! દયાની મૂર્તિ ! મને ક્ષમા કરજે. મારૂં આત્મબળ વધે અને હું મારી પ્રતિજ્ઞાનું પાલન કરી શકું તેને માટે તું પ્રભુની પ્રાર્થના કરજે. બસ હવે ટુંક સમયમાંજ નિર્ણય થઈ જશે. સુરબાળા મારી છે અને મારીજ થશે. હું ટુંક સમય-

માંજ તેની પાસે જઇશ અને તે દયાની દેવીની ક્ષમા માગીશ. પરીમળ સુંદર છે, પણ તેને યોગ્ય હું નથી. હું માતાને તથા કારભારીને વિનવીશ, તેમના પગે પડીશ; છતાં જો તેઓ તેમનો દુરાગ્રહ ચાલુ રાખશે તો........" શૈલેન્દ્ર આગળ બોલતાં અટકયો. એક સેવક ત્યાં આવી ઉભો અને બોલ્યો, "કારભારીજી પધાર્યા છે."

"આવવાદે." કુમાર આજ્ઞા આપી સ્વસ્થ બન્યો. મહાન આડંબધારી કૃષ્ણશર્માએ ત્યાં પ્રવેશ કરી કુમારની નજીકમાં એક ખુરશી પર સ્થાન લીધું. કુમારે વિનીતવદને પૂછ્યું:—"અત્યારે કેમ આગમન થયું?"

"મેં એમ સાંભળ્યું છે કે આપશ્રીની તબીયત બરાબર રહેતી નથી?"

"તબીયત તો ઠીક છે; પણ મન કંઇક વ્યગ્ર રહે છે." કુમારે જણાવ્યું.

"મન વ્યગ્ર રહેવાનું કારણ?" કૃષ્ણશર્માએ ઝીણી નજરે કુમારના મુખ તરફ જોઇ રહેતાં પૂછ્યું.

"માનસીક નિર્બળતા." કુમારે જવાબ આપ્યો.

"મનને નિર્બળ શા માટે બનાવવું જોઇએ? આપને શું દુઃખ છે? આપણી ત્રીજોરી પણ તર છે, કહો ત્યારે આપને શું કષ્ટ છે કે જેથી મન અસ્વસ્થ રહ્યા કરે છે?" કૃષ્ણશર્માએ પૂછ્યું.

"કારભારીજી! તમારી કાર્યદક્ષતાથી ભંડાર ભરેલો છે. તમે મારા સુખને માટે ઘણી કાળજી ધરાવો છો તેને માટે હું તમારો ઉપકાર માનું છું."

કુમારને પોતાનો ઉપકાર માનતો સાંભળી કારભારીએ ગંભીર દેખાવ ધારણ કરી કહ્યું; "કુમારશ્રી! હું તો આપનો એક સામાન્ય સેવક છું. હું જે કાંઈ કરૂં છું, તેમાં ઉપકારની આવશ્યકતા નથી. હું આપના શ્રેયને માટે પ્રાણાપર્ણ કરવાને પણ આતુર છું."

"તમને ધન્યવાદ ઘટે છે." કુમારે ટુંકામાં પતાવ્યું.

"કુમારશ્રી ! કૃપા કરી એતો જણાવો કે કઈ ચિંતા આપના દેહને દમી રહી છે ?"

"હું શું જણાવું ? તમે બધા સારી રીતે જાણો છો ને ?" કુમારે મ્લાન મુખે કહ્યું.

"લગ્નની વિચારમાળા તમને અકળાવી રહી છે એજને ?" કૃષ્ણશર્માએ ઠાવકું મુખ રાખી પૂછયું.

"હા, એ સિવાય હાલ એક પણ વિચાર મને ત્રાસ આપી રહ્યો નથી."

"પણ વિચારમાં વખત શા માટે લંબાવી દુઃખી થવું જોઇએ ? આપ આપનો સ્પષ્ટ નિર્ણય જણાવી દયોને ?"

"મારો નિર્ણય તો હું કયારનોએ જણાવી ચૂકયો છું."

"ત્યારે શું સુરબાળાની સાથેજ લગ્ન કરવાની આપની ઇચ્છા છે ?" કારભારીએ વિસ્ફારિત નયને પૂછયું.

"હા, ઇચ્છા નહિ પણ નિશ્ચય." કુમારે જણાવી દીધું.

કારભારીના મનમાં ક્રોધની આગ સળગી ઉઠી. પોતાની ધારણાને ધૂળ મળતી જાણી તેના કપાળપર પ્રસ્વેદનાં બિંદુઓ વળ્યાં, પણ હૃદયનો ભાવ ગુપ્ત રાખી તે મંદ અવાજે બોલ્યો, "આપનો નિશ્ચય સ્તુત્ય છે. સુરબાળા સુંદરતાની દેવી છે. આપ તેની સાથેના લગ્નથી સુખી થઈ શકશો એ નિર્વિવાદ છે, પણ એ લગ્નથી ભવિષ્યમાં પસ્તાવાનું ન થાય તેને માટે પ્રથમથીજ વિચાર કરી છેવટના નિર્ણયપર આવવાની ખાસ જરૂર છે."

"મારે શામાટે પસ્તાવું પડે ?" કુમારે વિસ્મયતાથી પૂછયું.

કૃષ્ણશર્માએ વિચાર વશ હોય એવો દેખાવ કરી કહ્યું; "સુરબાળા આપના કુળથી ઉતરતા કુળની છે. માબાપ વિનાની છે. ગરીબ—અજ્ઞાન છે. ભીલોની સંગતમાં ઉછરેલી છે, વગેરે અનેક

કારણો છે. વળી તેની સાથે આપનાં લગ્ન થએલાં જોવાને માતાજી અને જ્ઞાતિજનો પણ ઇચ્છતાં નથી. આ કારણથીજ હું આપને ફરીથી નિર્ણય કરવાને વિનવું છું."

"મારા વિચાર અને ઇચ્છાની આડે આવવાનો અન્યને શું અધિકાર છે ?"

"કુમાર ! પરંપરાથી ચાલતા આવેલા રીવાજને વળગી રહેવું એમાંજ આપની શોભા છે."

"ચાલતા આવેલા રીવાજ ખરાબ અને અનિષ્ટકારક હોય, અરે સંસારનું સત્યાનાશ વાળનારા હોય તો પણ શું તેને વળગી રહેવું ?" કુમારે વ્યગ્રતાથી પૂછ્યું.

"આગળના વૃદ્ધ જનોએ પૂર્ણ વિચાર કરીનેજ રૂઢી બંધન કરેલું હોવું જોઇએ. રૂઢીને વળગી રહેવું એમાંજ માણસ માત્રની મહત્તાછે."

"હું એમ માનતો નથી. મનુષ્ય માત્રે તેના મન કરતાં આત્માની ઇચ્છાને વિશેષ માન આપવું જોઇએ. સમયના પરીવર્તન સાથે રૂઢીમાં પણ ફેરફાર થવાની જરૂર છે. રૂઢીનાં અનિષ્ટ બંધન તત્કાળ દૂર થવાં જોઇએ."

"કુમારશ્રી ! આપ યુવાન છો, તેથી કદાચ આપ ભલે એમ માનો, પણ મારી તો દ્રઢ માન્યતા છે કે જે રૂઢી છે એજ સારી છે. આપણી શ્રેષ્ટતા પણ રૂઢીને વળગી રહેવામાંજ છે."

"હું દિલગીર છું કે તમારા વિચારને માન્ય કરી શકતો નથી."

"સુરબાળા કરતાં કોઈ ઉત્તમ રૂપ-ગુણ સંપન્ન કન્યા લાવી આપું તો ?"

"મારે બીજી કન્યાની ઇચ્છા નથી. સુરબાળાજ મારૂં સ્વર્સ્વ છે." કુમારે સ્પષ્ટ જણાવી દીધું.

"કુમાર ! આપની ઇચ્છા અસ્થાને છે ?"

"પ્રેમ એ એક એવી વસ્તુ છે કે જેમાં સ્થાન–અસ્થાનને જોવાની જરૂર રહેતી નથી. પ્રેમ હમ્મેશાં પવિત્ર જ છે."

"આપનું પગલું સાહસીક અને ભયંકર છે."

"તમે કદાચ માનો, પણ હું માની શકતો નથી. હું જે કાંઇ કરૂં છું અને કરીશ તે મારા આત્માની ઇચ્છાનુસાર જ, એમાં જ મારૂં શ્રેય છે."

"જનસમાજથી વિરૂદ્ધ વર્તનારને આખરે પસ્તાવું પડે છે."

"અનીતિથી વર્તનારનેજ સમાજનો ભય લાગે છે; પણ જો સત્ય–નીતિથી ચાલનારને સમાજ નિંદે તો એ નિંદાની દરકાર સાચા માણસે કદી કરવી જોઇએ નહિ."

"આપની ઇચ્છાનુસાર થએલ લગ્નથી સમાજ અને સગામાં હાંશી થશે?"

"પરવાહ નહિ."

"પૂજ્ય માતાજી પણ આપના વિચારથી કકળી રહ્યાં છે."

"માતાજી મારા વિચારથી જો કે નારાજ થયાં હશે; પણ મારી ખાત્રી છે કે જતે દિવસે તે મારા વિચારને અવસ્ય વખાણશે."

"કુમાર! વિશેષ શું કહું? કુળની મર્યાદા લોપાય છે?" કારભારીએ નિરાશ થતાં કહ્યું.

"હું એમ માનતો જ નથી."

કુમારના નિશ્ચયથી કારભારી અકળાયો. તેની ખાત્રી થઇ ચૂકી કે કુમાર માનનાર નથી. શું કરવું? બધી મહેનત અફળ ગઇ. આમ શોચતા કારભારીએ કુમારને અનેક દાખલા–દ્રષ્ટાંતો આપી ઘણુંએ સમજાવ્યો; પણ કુમાર તેના નિશ્ચયમાં અડગ રહ્યો. કારભારીના મુખ પર નિરાશા ફરી વળી. તેણે મનમાં પરીમળને પણ કેટલાંક કટુવચનો સંભળાવ્યાં. કુમારપર તેને ક્રોધ ઉત્પન્ન થયો. તેણે ઉભા થઈ કહ્યું; "ત્યારે હું રજા લઉં છું."

"પધારો."

"એક છેવટની વિનંતિ છે." પુનઃ કારભારીએ કહ્યું.

"શું?"

"હજીપણ વિચાર કરજો."

"શાને માટે?"

"લગ્ન કરવા માટે."

"મારો નિશ્ચય કાયમ છે."

"કુમાર! ઘણું સહન કરવું પડશે?"

"હું તમામ સંકટો સહન કરવાને તૈયાર છું."

"ઠીક......જેવી ઇચ્છા." કહી કારભારી ચાલતો થયો. દ્વાર બહાર નીકળતાંજ કાળીદાસ સામે મળ્યો.

કારભારીએ તેને નજીક બોલાવી ધીમેથી કહ્યું; "બાજી હાથથી જાય છે, કુમાર સમજતો નથી."

કાળીદાસે થોડીક ક્ષણ વિચારવશ રહી કહ્યું; "ગભરાશો નહિ, હું જઇને બધું ઠીક કરૂં છું."

"પાછા ક્યારે મળશો?" કારભારીએ પૂછ્યું.

"બનશે તો રાતનાં આવી જઇશ." એમ કહી કાળીદાસ મહેલમાં પ્રવેશ્યો. શૈલેન્દ્રકુમાર આમતેમ આંટા મારી રહ્યો હતો. પોતાનો સાચો નિશ્ચય કારભારીને જણાવી દેવાથી તેના હૃદયનો ભાર કંઇક ઓછો થયો હતો. કાળીદાસે ત્યાં આવી નમન કર્યું.

કુમારે તેના સામે જોઈ પૂછ્યું; "કાળીદાસ! તું આવતી કાલે સુરબાળા પાસે જઇશ?"

"શું કરવા?" કાળીદાસે આંખ્યો વિકાશી કુમારની સામે જોઇ રહેતાં પૂછ્યું.

"મારો નિશ્ચય જણાવવા."

"આપે શું નિશ્ચય કર્યો?"

"તેની સાથે લગ્નથી જોડાવાનો."

"આહ! ઘણુંજ ભયંકર પગલું ભર્યું છે. કુમારશ્રી! મારૂં માનો તો તમે તેના વિચારજ કાઢી નાખો."

"એટલે?" કુમારે ગુસ્સાથી તેના સામે જોઈ રહેતાં પૂછ્યું.

"તેને બદલે બીજીને પરણો, પરીમળ શું ખોટી છે?" કાળીદાસે કહ્યું.

"મારે તારી સલાહની જરૂર નથી."

"તમે પરીમળને નહિ પરણો તો પરીણામ વિપરીત આવશે."

"શું?" કુમારે ચમકીને પૂછ્યું.

"પરીમળ સ્ત્રીહત્યા આપશે."

"કારણ?"

"જેવી તમે સુરબાળાને પરણવાની પ્રતિજ્ઞા લીધી છે; એવી પરીમળે તમને પરણવાની પ્રતિજ્ઞા કરી છે." કાળીદાસે ગપ હાંકી.

"હું માની શકતો નથી." કુમારે વિસ્મય થતાં કહ્યું.

"આપની ખાત્રી કરી આપવા હું તૈયાર છું. શું આપને મારો વિશ્વાસ નથી?"

કુમાર મુંઝાયો. તેનું મન બોલી ઉઠ્યું, "શું પરીમળે મારી સાથે લગ્નથી જોડાવાની પ્રતિજ્ઞા કરી હશે? કાળીદાસનું આ કથન શું સત્ય હશે? શું ખબર પડે? પરીમળ કેટલાએ દિવસોથી મહેલમાં નિવાસ કરે છે; પણ હજી સુધી તેણે મારી સાથે કંઈપણ વાત કરી નથી, અરે એકપણ શબ્દોચ્ચાર કર્યો નથી. તે મને જોતાંજ શરમાય છે અને હું તેને જોતાં શરમાઉં છું. એકાન્તમાં એકત્ર થતાં પણ તેણે તેના વિચાર વ્યક્ત કર્યા નથી. આહ! શું કરવું? જો તેણે પ્રતિજ્ઞા કરી હશે તો મારે વધુ ઉપાધીમાં ફસાવું પડશે. પ્રભુ! આ આફતથી બચાવો."

કુમારને શાન્ત રહેલો જોઈ પુનઃ કાળીદાસે પૂછ્યું; "આપું

શકશો ? ”

“વચનના પાલનને અર્થે હું સૌ કાંઇ સહન કરી શકીશ.” કુમારે નિશ્ચયાત્મક અવાજે કહ્યું.

કુમારના દ્રઢ નિશ્ચયથી કાળીદાસ કંપ્યો અને ધીમા અવાજે બોલ્યો.

“પછી પરીમળનું શું થશે ? ”

“ બસ તે વિચારજ મને અકળાવે છે. ”

“ ભાઇ સાહેબ ! હું હવે વિશેષ શું કહું ? મારી તો વિનંતિ છે કે આપે એક નિશ્ચયપર તરતમાં આવી જવું.”

“ હું હવે એમજ કરીશ. તું જા અને પરીમળને કહેવરાવજે કે કુમાર આવતી કાલે તારી પાસે આવશે. ”

કાળીદાસ મનમાં ખુશી થતાં બોલ્યો: “ બસ હવે ફત્તેહ. કુમાર ત્યાં જતાંજ સપડાશે. પરીમળની સુંદરતા અને કાતીલ નયનો નિહાળી એક પળવારમાં તે તેના વચનની કિંમત ભૂલી જશે. બસ હવે મારે પરીમળને સમજાવવાનું તેની માતાને સૂચવવું. હું...” કાળીદાસ વધુ વિચારે એ પહેલાંજ કુમારે પૂછ્યું: “કેમ સાંભળ્યુંને ? ”

“હા બાપુ ! પણ આપ ત્યાં કયા સમયે પધારશો ?”

કાલે રાત્રિએ.”

“ત્યારે હું જવાની આજ્ઞા માગું છું ?”

ઠીક, જા અને સત્યવ્રતને અહિં મોકલ.”

કાળીદાસ સલામ કરી ચાલતો થયો. તે વિચારવા લાગ્યો કે, કુમારે સત્યવ્રતને અત્યારે કેમ બોલાવ્યો હશે? તે સત્યના પૂંછડાની તેને શું જરૂર પડી હશે ? કદાચ તે અહિં આવીને ઉંધું સમજાવી ઠેકાણે આણેલું ચક્કર ફેરવી નાખશે તો ?” કાળીદાસ થોડીક ક્ષણ વિચારમાં રહી બોલ્યો; “સત્યવ્રત કંઇ કરી શકશે નહિ અને કદાચ કુમારનું મન ફેરવશે તો પરીમળ જરૂર કુમારનું મન ઠેકાણે લાવશે. પરીમળ ભોળી નથી. તે ચાલાક ચપળાની સાથે વાત કરતાંજ

કુમાર ગાડો ઘેલો બની જશે." આવી રીતના હવાઇ તરંગોને મનમાં સ્થાન આપતો કાળીદાસ સત્યવ્રતના મકાને આવ્યો. તેને જોતાંજ સત્યવ્રતે આશ્ચર્ય પામી પૂછ્યું.

"કાળીદાસ! કેમ આવવું થયું?"

"આપને કુમારશ્રી બોલાવે છે."

"અત્યારે મારૂં શું કામ પડયું?"

"ભગવાન જાણે. આજકાલ કુમારના મનની સ્થિતિ બરાબર નથી."

"ચાલ આવું છું, તું સાથે આવે છે ને?"

"નાજી, આપ એકલાજ પધારો." કહી કાળીદાસ ચાલતો થયો. સત્યવ્રત તેની પાછળ શંકાયુક્ત વદને જોઇ રહ્યો.

---

## ૩૦

### મિત્રની સલાહ.

સંકષ્ટોમાં જીવન સરિતા શુદ્ધ વ્હેતી દીસે છે,
વ્હાલું-રહેવું શીખવી જનને કાંઇ ઉચ્ચત્વ દે છે,
ઝેરી શ્વાસો સકળ જગના શોક-સંતાપકારી,
કિન્તુ આપે જરૂર જનને કાંઇ શિક્ષા અનેરી,

ધીરજ.

સત્યવ્રત રાજમહાલયે જવા નીકળ્યો. તે આત્મગત્ વિચારવા લાગ્યો કે; "કુમારે અત્યારે એકાએક મને શામાટે બોલાવ્યો હશે? કંઇ અગત્યનુંજ કાર્ય હોવું જોઇએ? આજકાલ કેટલાએ દિવસથી કુમારનું મન ઉદ્વેગમય રહે છે. કપટી કારભારી પૂરી ખટપટ કરી રહ્યો છે. તે તેની પુત્રી પરીમળને કુમારની સાથે પરણાવી તેનો સ્વાર્થ સાધવા ઇચ્છે છે. કુમાર સુરબાળાને ચાહે છે. તેને પરણવાનું વચન પણ તે આપી ચૂક્યો છે. ત્યારે શું તે તેની પ્રતિજ્ઞાનું પાલન નહિ

કરતાં પરીમળને પરણુશે? શું પરીમળ તેની પત્ની થશે?" સત્યવ્રત વિચાર કરતો અટક્યો. તેના હૃદયમાં કંઈક દુઃખ થતું હોય એમ જણાયું. અંતે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તેણે ઝડપથી ચાલવા માંડયું. રસ્તામાં કારભારીનું મકાન આવ્યું. સત્યવ્રતે મકાન તરફ દૃષ્ટિ કરી. કારભારી અને કાળીદાસ જરૂખામાં ઉભેલા જણાયા. સત્યવ્રત ઝડપથી ચાલતો થયો. જરૂખામાં ઉભલા કારસ્થાનીયોએ તેને જોયો નહિ. સત્યવ્રત થોડીવારમાં કુમારની પાસે આવી ઉભો. વિચારવમળમાં ગુંચવાએલો શૈલેન્દ્ર દિવાનખાનામાં આમતેમ આંટા મારી રહ્યો હતો. સત્યવ્રતને જોતાંજ તેના ચિન્તાગ્રસ્ત મુખપર કંઇક હાસ્યની છાયા છવાઇ. સત્યવ્રતે પૂછ્યું: "કેમ શું વિચાર કરી રહ્યા છો?"

શૈલેન્દ્રે મંદ સ્વરે કહ્યું: "સત્યવ્રત! ભાઈ! મારા વિચારનો પાર નથી. હું આશા–નિરાશા વચ્ચે ઝુલું છું. હૃદય નિર્બળ બન્યું છે. શું કરવું અને શું ન કરવું તેના નિશ્ચયપર આવી શકાતું નથી. દુષ્ટ ચિંતા–વિચારે મને દિવાના સમાન બનાવી મૂકયો છે."

"આપના મનની અસ્વસ્થતા એક નિશ્ચયપર આવ્યા સિવાય દૂર થઇ શકનાર નથી. કુમાર! ખરૂં કહેવરાવો તો આપનામાં ઘણો જ ફેર પડી ગયો છે, આપ પહેલાંના શૈલેન્દ્રકુમાર રહ્યા નથી." સત્યવ્રતે કહ્યું.

"એમ થવાનું શું કારણ હશે?" શૈલેન્દ્રે નિરાશાસૂચક અવાજે પૂછ્યું.

"આપ પોતેજ."

"મારી અસ્વસ્થતાનું કારણ શું હું પોતેજ?"

"મારી માન્યતા તો એવીજ છે."

"બંધુ! તું શામાટે મારી પર દોષારોપણ કરે છે? મારા સ્થાને જો તું હોત તો તારી દશા પણ બહુધા મારા જેવીજ બનત."

"કુમારશ્રી! આપ સુજ્ઞ છો છતાં કહેવું પડે છે કે, જે મનુષ્ય

વિચાર કર્યા વિના કંઇપણ પગલું ભરે છે; તે પાછળથી પસ્તાય છે, પણ જે મનુષ્ય પૂર્ણ વિચાર કરીને પગલું ભરે અને તેમાં જો કદાચ વિઘ્ન ઉપસ્થિત થાય છે; તોપણ તે મનુષ્ય લેશમાત્ર નહિ ગભરાતાં તેના વિચારને વળગી રહી આખરે વિજય મેળવે છે."

"ત્યારે શું તું એમ માને છે કે હું મારા વિચારને વળગી રહ્યો નથી?" શૈલેન્દ્રે પૂછ્યું.

"મારૂં માનવું તો એવુંજ છે." સત્યવ્રતે શાન્તિથી જણાવ્યું.

"મિત્ર! તારા આવા શબ્દોથી મારી અશાન્તિ વધે છે. જગતમાં મારો મિત્ર તું એકજ છે, મને સલાહ આપ, હું મુંઝાયો છું." શૈલેન્દ્રે નિરાશ બની કહ્યું.

"આપ શું બાબતમાં મારી સલાહ ઇચ્છોછો?"

"લગ્ન સંબંધમાં મારે શું કરવું?"

"આપનો પવિત્ર આત્મા ઉંડાણમાંથી શું સૂચવે છે?" સત્યવ્રતે પૂછ્યું.

શૈલેન્દ્રે થોડીક ક્ષણ મૌન ધરી કહ્યું: "મારો આત્મા મારી પ્રતિજ્ઞાનું પાલન કરવાનું સૂચવે છે."

"બસ ત્યારે, પછી મારી સલાહ શાને પૂછો છો?"

"હું એક બીજી બાબતથી પણ મુંઝાયો છું"

"તે વળી શું છે?" સત્યવ્રતે આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"કારભારીની પુત્રી પરીમળે પ્રતિજ્ઞા કરી છે."

"શાની પ્રતિજ્ઞા?" સત્યવ્રતે આતુરતાથી પૂછ્યું.

"મારી સાથે પરણવાની, તેમાં જો તે નિષ્ફળ નિવડે તો તેણે પ્રાણ ત્યાગવાનો નિશ્ચય કર્યો છે."

સત્યવ્રત આ નવી વાત સાંભળી ચમકયો. તેના હૃદયમાં અનેક તર્ક-વિતર્ક થયા. તેણે પૂછ્યું: "પરીમળે આપની સાથે પરણવાની પ્રતિજ્ઞા કરી છે; એવું આપને કોણે કહ્યું?"

" કાળીદાસે."

" એમ! ત્યારે તો આપે તેને પરણવુંજ જોઇએ." સત્યવ્રતે શાન્તિથી કહ્યું.

" પછી સુરબાળાનું શું થાય?"

" તેનું જે થવાનું હશે તે થશે. તે જંગલમાં રહેનારી રૂપરંગ વિનાની વનિતાની તમારે શું પડી છે?" સત્યવ્રતે મુખ હાવકું રાખી કહ્યું.

" સત્યવ્રત! તું મારી મશ્કરી કરતો હોય એમ સમજાય છે. ભાઇ! તું શા માટે આવાં વ્યંગ વચનો ઉચ્ચારી મને દુઃખી કરે છે? હું તને મારા સોગન આપીને કહું છું કે તું તારો સ્પષ્ટ અભિપ્રાય મને જણાવ.

" આપ સુરબાળાને પરણો એમાંજ આપનું શ્રેય છે."

" તેમ કરવાથી રાજમાતા અને સગાં-સંબંધીયોના ગુસ્સાના ભોગ થવું પડશે તો?"

" રાજમાતાને તો હું કયારનોએ સમજાવી ચૂકયો છું. તેઓ તમારી ઇચ્છાની આડે આવવા ઇચ્છતાં નથી. સુરબાળાની સાથે લગ્ન કરી તમે તમારી પ્રતિજ્ઞાનું પાલન કરો. સગાં-સંબંધીયોનું પછીથી થઇ પડશે. કુમાર! જે મનુષ્યને પોતાના આત્મામાં વિશ્વાસ નથી; તે કંઇ પણ કાર્ય કરવાને શક્તિમાન નથી. તમારે તમારા પોતાનામાંજ શ્રદ્ધા ધરાવવી જોઇએ. આપના પવિત્ર આત્માની સૂચનાનુસાર વર્તવું જોઇએ. આપે શામાટે બીજાના વિચાર અને સલાહ તરફ ધ્યાન આપવું જોઇએ? શું આપના વિચાર અપવિત્ર છે? શું સુરબાળા ઉચ્ચ ચારિત્ર્યવાન નથી?" સત્યવ્રતે કહેવાનું કહી દીધું.

" સુરબાળા સમાન સુંદરી આખી અવનીમાં કયાંઇએ નથી. તે સદ્દગુણનો ભંડાર; દયાની દેવી-સાક્ષાત લક્ષ્મી છે."

"ત્યારે શામાટે બીજા વિચારોને હૃદયમાં સ્થાન આપી અસ્વસ્થ બનો છો ?"

"પરીમળના વિચાર કંઈક વ્યાકુળતા ઉત્પન્ન કરે છે."

"કુમાર ! આપ ઠગાવ છો. પરીમળ પવિત્ર બાળા છે. આપ આપના વચનનું પાલન કરો એમજ એ ઇચ્છે છે. કાળીદાસે આપને અસત્ય કહ્યું છે. કારભારી અને કાળીદાસને આપના શુભેચ્છક માનશો નહિ. તે ભવિષ્યમાં ભયંકર શત્રુઓ થઈ પડવાનો પૂરેપૂરો સંભવ છે.

"શું તે આપણા શત્રુઓ થશે ? શું વફાદારી ત્યાગી નિમક-હરામ બનશે ?" કુમારે ગુસ્સે થતાં પૂછ્યું.

"જરૂર, કારણકે બન્ને પૂરા સ્વાર્થી છે. પરીમળને આપની સાથે પરણાવવામાં તેમનો ઊંડો સ્વાર્થ સમાએલો છે."

"બસ હવે હું સઘળું રહસ્ય સમજી ચૂક્યો. મારી આસપાસ પ્રપંચજાળ પાથરવામાં આવી છે."

"બરોબર એમજ છે, આપને ખૂબ સાવધ રહેવાની જરૂર છે."

"હું હવે સાવધ છું. હું આ પળેજ રાજમહાલયમાં રહેતી પરીમળને તેના પિતાની પાસે જવાનું સૂચવું છું." કુમારે આવેશ-યુક્ત અવાજે કહ્યું.

સત્યવ્રતે કુમારને શાન્ત પાડતાં કહ્યું. "આમાં પરીમળનો કંઈપણ દોષ નથી. તે આ સ્થળે તેની ઇચ્છાથી રહી નથી, પણ તેના માતા-પિતાએ તેને બળાત્કારે અત્રે રહેવાની ફરજ પાડી છે."

"શામાટે ?"

"આપને મોહાંધ બનાવવા."

"પણ પરીમળ એવા કંઈએ પ્રયત્ન કરતી નથી ? મને જોતાં જ તે શરમાઈને નીચું નિહાળે છે."

"પરતંત્ર બાળા બીજું શું કરી શકે? આપ તેના હૃદયના ભાવ જાણો ત્યારેજ સમજ પડેને? પરીમળ ઘણા દિવસથી આપના મહેલમાં રહે છે પણ આપે કોઇ દિવસ તેની સાથે વાતચિત કરી તેના હૃદયના વિચાર જાણ્યા છે?"

"ના."

"ત્યારે શા ઉપરથી માની લ્યો છો કે પરીમળ આપને ચાહે છે?"

"હું ક્યાં એવું માનું છું? બાકી પરીમળને જોઈ મને તો દયા આવે છે. હું કાલે તેની પાસે જઇશ, તેના મનની ઈચ્છા જાણીશ અને પછી પૂર્ણ માનથી તેને તેના પિતાની પાસે વિદાય કરીશ."

"સંભાળજો, એકાન્તમાં રૂપ સંપન્ન સુંદરીની સાથે વાત-ચિત કરતાં ક્યાંક મોહઘેલા ન બનો." સત્યવ્રતે હસીને કહ્યું.

"શું તું મને એટલો નિર્બળ માને છે?"

"આપના મનની અસ્વસ્થ દશા અને વળી સમય અને સ્થાનનો વિચાર કરતાં એવું માનવાની કંઇક જરૂર સમજાય છે."

"સત્યવ્રત! તારી ભૂલ થાય છે. શૈલેન્દ્રે તેના હૃદયની નિર્બળતા ત્યાગી છે. તે હવે એકજ નિશ્ચયપર આવ્યો છે. સુરબાળા સિવાય અન્ય અબળા મારે માતા–ભગિની સમાન છે. સમજ્યો?"

"બસ હવે મને આનંદ થયો. આપ સુખેથી પરીમળની પાસે પધારી તેના મનની વાત જાણજો. બિચારી બહુ દુઃખી છે." સત્યવ્રતે નિઃશ્વાસ નાખ્યો.

"તું નિઃશ્વાસ કેમ નાખે છે?" શૈલેન્દ્રે પૂછ્યું.

સત્યવ્રતે મૌનનું અવલંબન કર્યું. પુનઃ કુમારે પૂછ્યું. "કહેને? કેમ શાન્ત રહ્યો?"

"શું કહું ?"

"હેં નિઃશ્વાસ કેમ નાખ્યો ?"

"પરીમળ પરતંત્ર દુઃખી છે, એવો વિચાર ઉદ્‌ભવતાં નિઃશ્વાસ નીકળી ગયો."

"ત્યારે તું પોતેજ પરીમળનો પતિ બની તેને સુખી કર."

"પ્રભુ એ સમય પણ લાવશે, સાચાં સ્નેહિયોને પ્રભુ વધારે સમય દુઃખી કરશેજ નહિ."

કુમાર ચમક્યો. તેણે હસીત્ વદને પૂછ્યું: "સત્યવ્રત! અત્યાર સુધી કેમ જણાવતો નથી કે તમે બન્ને એક બીજાંને ચાહો છો? બસ, હવે જ મને સઘળી સમજ પડી છે. હું કાલેજ કારભારીને કહી તમારાં લગ્નની તૈયારી કરાવીશ."

સત્યવ્રતે વિનિત વદને કહ્યું: "કુમાર! આ બાબત હાલ કારભારીને જણાવવાની જરૂર નથી. કારભારી ભયંકર માણસ છે. બિચારી પરીમળ પર તેનો કોપ ઉતરશે. માટે હાલ એ વાતને છેડવામાં સાર નથી, એ તો સમય આવશે ત્યારે એની મેળે સૌ સારૂં થઇ રહેશે."

આટલું કહી સત્યવ્રતે તેના મનની બીજી કેટલીક વાતો કુમારને જણાવી. કુમારની ખાત્રી થઈ ચૂકી કે પરીમળ અને સત્યવ્રત સાચા હૃદયથી પરસ્પરને ચાહે છે. શૈલેન્દ્રને આનંદ થયો. વાતોમાં મધ્યરાત્રિ થઇ. બન્ને મિત્રોની આંખ્યો નિદ્રાથી ઘેરાવા લાગી. સત્યવ્રત પોતાના મકાને જવા ઉભો થયો. કુમારે તેને ત્યાંજ શયન કરવાનો આગ્રહ કર્યો. ભવિષ્યની નવનવી આશાઓને હૃદયમાં સ્થાન આપતા મિત્રોએ છેવટે નિદ્રાનું સુખદ શરણ સ્વિકાર્યું.

---

## ૩૧

### રમણીનું હૃદય.

The only is advancing in life whose heart is getting softer, whose blood warmer, whose brain quicker, whose spirit is entering into living peace.

*Ruskin.*

જે માણસનું હૃદય દયાની લાગણીથી દિવસે-દિવસે નરમ બનતું જાય છે, પ્રેમ ઉત્સાહથી જેનું લોહી દિનપ્રતિદિન ગરમ થતું જાય છે અને જેનામાં બુદ્ધિની ચપળતા અને સુક્ષ્મતા વધતી જાય છે અને જેના આત્મામાં ખરી શાન્તિ વ્યાપતિ જાય છે; તેજ મનુષ્ય પોતાના જીવનનું સાર્થક કરવા આગળ વધતો જાય છે એમ સમજવું.

સુરબાળા અને શૈલેન્દ્રના લગ્નની વાત જાહેર થઇ ચૂકી. જનસમાજમાં વિવિધ વાતો થવા લાગી. કૃષ્ણશર્માના પેટમાં તેલ રેડાયું. કુમારને સમજાવવા માટે તેણે તેના સઘળા પ્રયત્નો કરી જોયા; પણ તેની સઘળી ખટપટ નિષ્ફળ નિવડી. આથી તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે અને તેની પત્નીએ પરીમળને અનેક કટુ વચનો સંભળાવ્યાં. પરીમળના શોક-સંતાપની સીમા રહી નહિ. તે આખો દિવસ રડતી અને પોતાનું મૃત્યુ જલ્દિથી થાય એવી ઇચ્છા કરવા લાગી. શૈલેન્દ્રકુમાર આજે રાત્રિએ પરીમળની પાસે જનાર છે એવી વાત કૃષ્ણશર્મા અને તેની પત્નીના જાણવામાં આવતાં વળી પાછી તેમને આશા બંધાઇ. ભાનુમતી તરતજ રાજમહેલે આવી અને પરીમળને મળતાં કહ્યું: "જોજે આજે ચૂકતી નહિ.

આજે તારા સઘળા દાવ અજમાવી કુમારનું મન મેળવી લેજે. જો આજે તું તારા કાર્યમાં નિષ્ફળ નિવડીશ તો સમજજે કે તારૂં ભાગ્ય ફુટેલુંજ છે." વગેરે અનેક વચનો તેણે પુત્રીને સંભળાવી કેટલીક ખાનગી સૂચના પણ કરી. પરીમળ માતાનું બોલવું શાન્તિથી શ્રવણ કરી રહી. ભાનુમતી ત્યાંથી નીકળી રાજમાતા પાસે આવી; અને અન્ય વાતોને અંતે "કુમારનો લગ્ન સંબંધી નિશ્ચય અસ્થાને છે" એવી વાત રાજમાને કરી. પુત્રનું સુખ જોવા ઇચ્છા ધરાવનારી માતાએ વાતને એટલેથીજ અટકાવવાના હેતુથી જણાવ્યું છે કેઃ "પુત્રની ઇચ્છામાં આવે તેમ કરે. શૈલેન્દ્ર ઉમ્મર લાયક છે. તેના વિચાર અને નિશ્ચયની આડે આવવું તેમાં મારી શોભા નથી."

ડોશીનું આવું બોલવું સાંભળી ભાનુમતીએ લગ્ન સંબંધી વાત પડતી મૂકી અને બીજી વાતો કરી ઘેર ગઈ.

પરીમળનાં માતા પિતા જ્યારે આવી રીતે આશાઓના કિલ્લા ચણી રહ્યાં હતાં; ત્યારે પરીમળના આંતરીક દુઃખનો પાર રહ્યો નહોતો. કુમાર રાત્રિના સમયે પોતાની પાસે આવશે એ વિચારે તેને અકળાવી મૂકી હતી.

રાજમહેલના એક શૃંગારેલા ઓરડામાં પરીમળ ચિંતાતુર વદને વિચારતી હતી કે, "કુમાર આજે મારી પાસે આવનાર છે. હું ઘણા સમયથી અત્રે નિવાસ કરૂં છું છતાં કુમારે આજપર્યંત મારી સાથે લગીર પણ વાતચીત કરી નથી. ત્યારે આજે શું તેની મનોવૃત્તિ બદલાઇ હશે?" પરીમળ ઉંડા વિચારમાં પડી અને અંતે બોલવા લાગી; "કુમારના આવવામાં કંઇક ઉંડું રહસ્ય છૂપાયું હોય એમ મને સમજાય છે. શું શરમાળ શૈલેન્દ્ર મારા રૂપથી આકર્ષાયો હશે? શું તે જ્ઞાનીકુમારે મોહાંધ થઇ એકાન્તનો લાભ લેવાની સાહસીક ઇચ્છા કરી હશે? શું ખબર પડે? પ્રભુ જાણે. મારૂં તો માનવું છે કે કુમાર મોહાંધ બન્યો હશે? તે તેની ઇચ્છા

પ્રદર્શિત કરવાનેજ આવનાર હશે. જો તેમ નહોય તો તેણે દિવસના બદલે રાત્રિના સમયે શા માટે આવવાનું ઉચિત માન્યું હશે? ખરેખર શૈલેન્દ્ર મને જોઈ લોભાયો. મારાં માતા-પિતાનો પ્રયત્ન હવે સફળ થશે. ત્યારે શું મારે કુમારની ઇચ્છાને આધિન થવું? કુમારની સાથે પરણવાથી સુખ-સાહ્યબી સાથે માતા-પિતાનો પ્રેમ પણ સંપાદન થશે; પણ-પણ" આમ બોલતી-વિચારતી પરીમળ એકાએક કંપી ઉઠી. તેના મુખપર વ્યાકુળતાનાં ચિહ્નો જણાયાં. તેણે ભયભીત વદને આસપાસ નજર કરી પુનઃ બોલવા માંડયું: "નહોતી ખબર કે શૈલેન્દ્રકુમાર ભાન-જ્ઞાન વિહીન બનશે. અરેરે! મારૂં શું થશે? શું મારે મારો પ્રેમ તેને બળાત્કારે સમર્પવો પડશે? શું એક નિરાધાર બાળાના પ્રેમનું છેદન મારે જ કરવું પડશે? શું ભાન ભૂલેલો કુમાર તેવા વચનથી ભ્રષ્ટ બની મારો ભર્તાર થશે? ઓહ! હું શું કરૂં? પરમાત્મા! દયાના દાતા! આ બાળકી મુંઝાઇ છે. મારે શું કરવું? મને રસ્તો બતાવો?" પરીમળે તકીયાપર માથું નાખી છાનું છાનું રડવા માંડયું.

સાયંકાળની સમાપ્તિ થવા આવી હતી. દાશીએ આવી દીપકો પ્રગટાવ્યા. પરીમળે સાવધ થઈ દાસી સામે જોયું, દાસીએ તેની આંખ્યો સજળ જોઇ પૂછયું: "બાંસાહેબ! આપને શું થાય છે?"

"મારા દિલમાં એક અસહ્ય દર્દ થાય છે." પરીમળે ટુંકામાં જણાવ્યું.

"વૈદ્યરાજને બોલાવી લાવું?" દાસીએ કહ્યું.

"ના, તું જા; મને મટી જશે." પરીમળે પ્રથમની જગાએથી ઉઠી હિંચકાપર સ્થાન લીધું. દાસી ચાલતી થઇ. પરીમળે વિચાર-વશ દશામાં દિવાલપર લટકાવેલી છબીયો સામે જોવા માંડયું. સહસા તેની દૃષ્ટિ એક મોટી છબી તરફ સ્થિર થઇ. તે છબી

સુરખાળાની હતી. પરીમળ ધ્યાન પૂર્વક એ છબીને અવલોકી રહી. તે જેમ જેમ વધારે સમય છબીને નિહાળી રહી તેમ તેને અજબ ભાસ ભાસવા લાગ્યો. જાણે કે સુરબાળા દીનવદને તેની તરફ જોઈ રહી પોતાના પ્રેમમાં વિઘ્નરૂપ નહિ થવાની તેને વિનંતિ કરી રહી હોય એમ તેને જણાયું. પરીમળની મનોદશા દિવાના સમાન બની રહી. તેનો કેશ કલાપ છૂટી પૃષ્ટ ભાગપર લટકવા લાગ્યો. તેની આંખ્યો રક્તવર્ણી બની. તે એકાએક બોલી ઉઠી; "હું નિષ્ઠુર નથી. પ્રેમની મહત્તા હું પૂરેપૂરી સમજું છું. દેવી! બ્હેન! મારીપર ગુસ્સે થશો નહિ. હું શૈલેન્દ્રને ચ્હાતી નથી. મારો સ્નેહ-પ્રેમ હું મનથી બીજાને અર્પણ કરી ચૂકી છું. હું પ્રાણાંતે પણ કુમારની માફક પ્રેમ ભ્રષ્ટ થનાર નથી. કુમાર ભલે મોહાંધ બની અત્રે આવે. મને હવે તેની પરવા નથી. હું તેને સમજાવીશ, વિનવીશ અને નહિ માને તો..." પરીમળ વધુ બોલતાં અટકી.

અકસ્માત સુરબાળાની છબી નીચે તૂટી પડી. કાચના કટકે કટકા થઈ ગયા. પરીમળ કંપી ઉઠી.

પરીમળ નીચે પડેલી છબીને જોઇ રહી. તેના મુખમાંથી પ્રભુ-પ્રભુનો શબ્દોચ્ચાર થયો. આ પછી તેણે સ્વસ્થ થઇ ભાગેલી છબીને ટેબલ પર ગોઠવી. એવામાં એક દાસી ભોજનનો થાળ લઇ આવી. પરીમળે જમવાની અનિચ્છા જણાવી થાળ પાછો મોકલાવ્યો. આજે તેના મનની સ્થિતિ કંઈક જુદી જ થઇ રહી હતી. કુમારીકાએ આજે છેવટનો નિશ્ચય કરી લીધો હતો અને તે તેના નિશ્ચયને કારણે ભવિષ્યમાં આવી પડનાર તમામ સંકટો સહન કરવાને તત્પરતા ધરાવી રહી હોય એમ તેના મુખપરની દૃઢ છાયાથી અનુમાન થતું હતું.

પરીમળ કુમારની રાહ જોતી હિંચકાપર બેસી રહી. સમય સમયનું કાર્ય કરવા લાગ્યો. રાત્રિની શાન્તિ પ્રવર્તાઈ રહી. ઘટીકા-યંત્રમાં દશનાં ટકોરા થયા. કુમારના આગમનને માટે માર્ગ પ્રતિક્ષા

પ્રદર્શિત કરવાનેજ આવનાર હશે. જો તેમ નહોય તો તેણે દિવસના બદલે રાત્રિના સમયે શા માટે આવવાનું ઉચિત માન્યું હશે? ખરેખર શૈલેન્દ્ર મને જોઈ લોભાયો. મારાં માતા–પિતાનો પ્રયત્ન હવે સફળ થશે. ત્યારે શું મારે કુમારની ઇચ્છાને આધિન થવું? કુમારની સાથે પરણવાથી સુખ–સાહ્યબી સાથે માતા–પિતાનો પ્રેમ પણ સંપાદન થશે; પણ–પણ!" આમ બોલતી–વિચારતી પરીમળ એકાએક કંપી ઉઠી. તેના મુખપર વ્યાકુળતાનાં ચિહ્નો જણાયાં. તેણે ભયભીત વદને આસપાસ નજર કરી પુનઃ બોલવા માંડયું: "નહોતી ખબર કે શૈલેન્દ્રકુમાર ભાન–જ્ઞાન વિહીન બનશે. અરેરે! મારૂં શું થશે? શું મારે મારો પ્રેમ તેને બળાત્કારે સમર્પવો પડશે? શું એક નિરાધાર બાળાના પ્રેમનું છેદન મારે જ કરવું પડશે? શું ભાન ભૂલેલો કુમાર તેના વચનથી ભ્રષ્ટ બની મારો ભર્તાર થશે? ઓહ! હું શું કરૂં? પરમાત્મા! દયાના દાતા! આ બાળકી મુંઝાઇ છે. મારે શું કરવું? મને રસ્તો બતાવો?" પરીમળે તકીયાપર માથું નાખી છાનું છાનું રડવા માંડયું.

સાયંકાળની સમાપ્તિ થવા આવી હતી. દાશીએ આવી દીપકો પ્રગટાવ્યા. પરીમળે સાવધ થઈ દાસી સામે જોયું, દાસીએ તેની આંખ્યો સજળ જોઇ પૂછયું: "બાસાહેબ! આપને શું થાય છે:"

"મારા દિલમાં એક અસહ્ય દર્દ થાય છે." પરીમળે ટુંકામાં જણાવ્યું.

"વૈદ્યરાજને બોલાવી લાવું?" દાસીએ કહ્યું.

"ના, તું જા; મને મટી જશે." પરીમળે પ્રથમની જગાએથી ઉઠી હિંચકાપર સ્થાન લીધું. દાસી ચાલતી થઇ. પરીમળે વિચાર-વશ દશામાં દિવાલપર લટકાવેલી છબીયો સામે જોવા માંડયું. સહસા તેની દૃષ્ટિ એક મોટી છબી તરફ સ્થિર થઇ. તે છબી

સુરબાળાની હતી. પરીમળ ધ્યાન પૂર્વક એ છબીને અવલોકી રહી. તે જેમ જેમ વધારે સમય છબીને નિહાળી રહી તેમ તેને અજબ ભાસ ભાસવા લાગ્યો. જાણે કે સુરબાળા દીનવદને તેની તરફ જોઈ રહી પોતાના પ્રેમમાં વિઘ્નરૂપ નહિ થવાની તેને વિનંતિ કરી રહી હોય એમ તેને જણાયું. પરીમળની મનોદશા દિવાના સમાન બની રહી. તેનો કેશ કલાપ છૂટી પૃષ્ટ ભાગપર લટકવા લાગ્યો. તેની આંખ્યો રક્તવર્ણી બની. તે એકાએક બોલી ઉઠી; "હું નિષ્ઠુર નથી. પ્રેમની મહત્તા હું પૂરેપૂરી સમજું છું. દેવી! બ્હેન! મારીપર ગુસ્સે થશો નહિ. હું શૈલેન્દ્રને ચ્હાતી નથી. મારો સ્નેહ-પ્રેમ હું મનથી બીજાને અર્પણ કરી ચૂકી છું. હું પ્રાણાંતે પણ કુમારની માફક પ્રેમ ભ્રષ્ટ થનાર નથી. કુમાર ભલે મોહાંધ બની અત્રે આવે. મને હવે તેની પરવા નથી. હું તેને સમજાવીશ, વિનવીશ અને નહિ માને તો..." પરીમળ વધુ બોલતાં અટકી.

અકસ્માત સુરબાળાની છબી નીચે તૂટી પડી. કાચના કટકે કટકા થઈ ગયા. પરીમળ કંપી ઉઠી.

પરીમળ નીચે પડેલી છબીને જોઇ રહી. તેના મુખમાંથી પ્રભુ-પ્રભુનો શબ્દોચ્ચાર થયો. આ પછી તેણે સ્વસ્થ થઇ ભાગેલી છબીને ટેબલ પર ગોઠવી. એવામાં એક દાસી ભોજનનો થાળ લઇ આવી. પરીમળે જમવાની અનિચ્છા જણાવી થાળ પાછો મોકલાવ્યો. આજે તેના મનની સ્થિતિ કંઈક જુદી જ થઇ રહી હતી. કુમારીકાએ આજે છેવટનો નિશ્ચય કરી લીધો હતો અને તે તેના નિશ્ચયને કારણે ભવિષ્યમાં આવી પડનાર તમામ સંકટો સહન કરવાને તત્પરતા ધરાવી રહી હોય એમ તેના મુખપરની દ્રઢ છાયાથી અનુમાન થતું હતું.

પરીમળ કુમારની રાહ જોતી હિંચકાપર બેસી રહી. સમય સમયનું કાર્ય કરવા લાગ્યો: રાત્રિની શાન્તિ પ્રવર્તાઈ રહી. ઘટીકા-યંત્રમાં દશના ટકોરા થયા. કુમારનો આગમનને માટે માર્ગ પ્રતિક્ષા

કરી રહેલી પરીમળ અકળાઈ, તે ઉભી થઈ અને ટેબલ પર પડેલી એક ચોપડી લઇ આવી પુનઃ હિંચકાપર બેઠી. આ સમયે તેનું હૃદય સ્વસ્થ હતું. તેણે ચોપડીનાં પાનાં ફેરવવા માંડયાં. એક કાવ્ય પર દૃષ્ટિ પડતાં તેણે તે કાવ્ય ધીમા કંઠે ગાવા માંડયું. કુમારીકાનો દેખાવ અવનવો–આકર્ષક બની રહ્યો. આ પળે જ શૈલેન્દ્રકુમાર ત્યાં આવતો જણાયો. તેના પગ ધીમેથી ઉપડતા હતા. પરીમળ પાસે જતાં તેનું શરમાળ હૃદય પાછું પડતું હતું. તેની સાથે શું બોલવું? શું વાત કરવી વગેરેના વિચાર કરતો કુમાર શૃંગાર સદનના દ્વાર સમિપ આવ્યો. ધીમું પણ મોહક સ્વરે ગાન ગાતી રમણી તરફ નજર પડતાં તે આગળ નહિ વધતાં ત્યાં જ અટક્યો, તેને વિચાર આવ્યો કે પરીમળ મને જોતાં જ શરમાશે અને ગાતી અટકશે; માટે લાવ અહિં નજીકમાં જ થોડીકવાર ઉભો રહી તેનું ગાન સાંભળું. આમ વિચારી શૈલેન્દ્ર બાજુમાં જઈ ઉભો રહ્યો. પરીમળ જે ગાન ગાતી હતી; તે નીચે પ્રમાણે બોધક હતું.

"ભોળા પ્રેમી જીવન સઘળું આમ શાને ગુમાવે ?
રે, નાચંતી દીપદ્યુતિ તને ઉગ્ર તાપે તપાવે,
મોંઘું તારૂં જીવન અધુના, મોહથી નષ્ટ થાશે,
આ સંસારે પ્રણય સુખડું શું પછી ભોગવાશે ?"

શૈલેન્દ્ર ચમક્યો અને જાણે આ ગાન પોતાને જ લાગુ પડતું હોય એમ સમજી ધ્યાનપૂર્વક શ્રવણ કરી રહ્યો.

"આશા લાંબી સહુ જગતને હોય છે જીવવાની.
કિન્તુ ઇચ્છા કયમ થઈ તને દેહને હોમવાની;
જ્યોત્સ્ના એની બહિર્વિભવે માનજે તું મઢેલી,
હૈયામાં તો તમસ–સરિતા કાજળે છે ભરેલી."

શૈલેન્દ્ર આત્મગત્ બોલ્યો, "બરાબર છે; રમણી રત્ન! તારૂં કથન અક્ષરે અક્ષર સત્ય છે. આ શૈલેન્દ્રની મનોદશા થોડા સમય

પર એવી જ હતી. અહા ! શું સુંદર ગાન ?" આટલું વચ્ચે બોલી પુનઃ કુમાર ગાન સાંભળી રહ્યો. પરીમળ ગાનની કડીયોને ધીમે ધીમે ગાતી હતી. આ સમયે તેના મુખપર નુતન ફેરફાર થઈ રહ્યા હતા. પોતે જાણે શૈલેન્દ્રને જ કહેતી હોય–ઠપકો આપતી હોય એવો ભાવ તેના મુખપરથી સ્પષ્ટ સમજાતો હતો.

"હું તો તારા મૃદુ હૃદયને ચેતવું છું હજુએ,
શ્રદ્ધાળુ થઇ દીન વચનમાં ઉડ તું ક્યાંઈ ખીજે;
તારા જેવો ભ્રમર પણ છે મૂર્ખતાનો ખજાનો,
ક્યાંથી શીખ્યા ઉભય જણ આ પાઠ આધિનતાનો."

"ખરેનીર હું મૂર્ખજ હતો. જો તેમ નહોત તો મારી પ્રતિજ્ઞા પાલનમાં આટલો સમય શાને વ્યતિત થાત? મોહની માયાવી જાળે અને જગતની ઝેરી રૂઢીયોએ જ મને શિથીલ બનાવ્યો: બાળા ! તું આજે મારી ગુરૂ બની છે, ધન્ય છે તને.' પુનઃ કુમાર આટલું બોલી ઉઠ્યો. ગાન તો વાધતુંજ હતું.

"મોહાન્ધોનાં સુખદ સમણાં દીર્ઘ શું હોય ભાઇ ?
તૃપ્તિ તેમાં સતત ઉરને શું મળે લેશ કાંઇ ?
શોધે છે શું મૃગજળ વિશે મેઘનું શિત વારી,
ને ઇચ્છે તું દહન કરતી મોતની શું પથારી.
+ + + +
તારી પ્રીતિ તુજ હૃદયને માર્ગ આવો બતાવે ?
કે શું પેલો પ્રણય પંથ કૈં આજ આવું નચાવે ?
નાચી નિત્યે પરવશપણે શું ગમે આ અવસ્થા ?
કે શું શીખ્યું હૃદય પ્રણયે દાઝવા જન્મ ધીરજ હા ?"

પરીમળે ગાન પૂર્ણ કરી ચોપડી ટેબલપર મૂકી. ગાનનો મર્મ સમજી શૈલેન્દ્ર સ્તબ્ધ બન્યો. પોતાની થએલી અસ્વસ્થતાનું તેને ભાન થયું. તે બોલી ઉઠ્યો: "અહા ! મારા મનનું એ કેવુ

પરીવર્તન ? સુરબાળા સમાન સ્વર્ગિય સુંદરીના પ્રેમને ત્યાગી પરીમળ પ્રત્યેનો મોહ શો ? દેવી સુરબાળાએ મને પ્રથમજ કહેલું કે: "મનને દ્રઢ બનાવીનેજ કાર્ય કરવું." પણ તે મહાન કથન પ્રત્યે મેં તે વખતે ધ્યાન નહિ આપેલું. દેવી! સુરબાળા! મારા આ અક્ષમ્ય અપરાધની તું ક્ષમા આપજે અને ઓ પવિત્ર પરીમળ! તારૂં સદાય કલ્યાણ થજો. તારા આજના અપૂર્વ જ્ઞાને મને મારી નિર્બળતાનું ભાન કરાવ્યું છે. અહા! આ કેવો યોગ ? ચાલ હવે તે દેવકન્યા પાસે જાઉં."

શૈલેન્દ્રે શૃંગાર સદનમાં પ્રવેશ કર્યો. પરીમળ ઉભી થઇ અને શરમ તથા લજ્જાથી સંકોચાઈ બાજુપર ખસી ઉભી. શૈલેન્દ્રે તેના સામે જોઇ મૃદુ-મૃદુ હસતાં કહ્યું: "પરીમળ ?"

"શું આજ્ઞા છે ?" ધીમા અવાજે પરીમળે બે હાથ જોડી પૂછ્યું.

"આપની સમિપ આવેલા અતિથીને સત્કારવાના બદલે તમે દૂર ઉભાં રહો એ ઇષ્ટ નથી." શૈલેન્દ્રકુમારે વિનયથી કહ્યું.

"આપ અતિથી નથી પણ આ રાજભુવનના સ્વામિ છો." પરીમળે જણાવ્યું.

"તમારૂં માનવું જે કે સત્ય છે; પણ અત્યારે તો તમેજ આ શૃંગારસદનનાં સ્વામિની છો. પરીમળ! શામાટે શરમને આધિન થઇ દૂર ઉભાં છો ? આવો, આ આસનપર સ્થાન લ્યો." કુમારે કહ્યું.

"આપ પ્રથમ બિરાજો; હું આપની સમિપમાં સ્થાન લઉં છું." શૈલેન્દ્રકુમારે ખુરશીમાં સ્થાન લીધું. પરીમળ તેની સમિપમાં થોડેક દૂર જમીનપર પાથરેલી શેત્રંજીપર બેઠી. બન્નેમાં મૌન પથરાયું. શૈલેન્દ્રને શું કહેવું, શું બોલવું વગેરેના વિચાર થવા લાગ્યા. એવામાં જ તેની નજર સુરબાળાની તૂટેલી છબી તરફ ગઇ. તેણે ચમકીને પૂછ્યું: "આ છબીની આ શી દુર્દશા ?"

પરીમળને બોલવા-કહેવાનું મળ્યું. તેણે લજ્જાશિલ વદને કહ્યું: "જ્યાંસુધી આપનો સ્નેહ શુદ્ધ હતો; ત્યાંસુધી એ છબી સલામત હતી, પણ જ્યારથી આપના વિચારનું પરીવર્તન થયું; ત્યારથી આ જડ છબીની પણ દુર્દશા થઈ."

પરીમળનું આવું બોલવું શ્રવણ કરતાંજ શૈલેન્દ્ર સ્તબ્ધ બન્યો. તેના મનમાં એક ક્ષણમાં અનેક તર્ક-વિતર્ક થઈ રહ્યા. પરીમળનું કથન તેને સત્ય ભાસ્યું. તેનું મુખ ગંભીર બન્યું; પણ મનનો ભાવ જણાવા નહિ દેતાં તેણે કહ્યું: "પરીમળ! તમે શામાટે મારીપર દોષારોપણ કરો છો?"

"કુમાર! મારી પાસે શામાટે કહેવરાવો છો? આપ આપના મનનેજ પૂછી જુઓને?"

"દેવી! હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે મારા વિચારનું પરિવર્તન થયું નથી. હા, થોડા સમય પર વિચારના વાતાવરણે મારા હૃદયને અસ્વસ્થ બનાવી મૂક્યું હતું; પણ હાલ હું સંપૂર્ણ સ્વસ્થ છું અને મારા વિચાર-નિશ્ચયમાં અડગ છું."

"કુમાર! ક્ષમા કરજો કે આજે મારે લજ્જા ત્યાગી આપને સ્પષ્ટ કહેવું પડે છે કે, આપ આપના વચનનું પાલન કરી શક્યા નથી."

"કૃપા કરી જણાવશો કે મેં મારા કયા વચનનું પાલન નથી કર્યું?"

"આપે આ છબીવાળી પવિત્ર બાળાને ધર્મપત્ની તરીકે સ્વિકારવાનું વચન નથી આપ્યું કે?" પરીમળે એકજ દ્રષ્ટે કુમારની સામે જોઈ રહેતાં પૂછ્યું. શૈલેન્દ્રના મુખપર શરમના શેરડા પડ્યા. પોતાના વચન તરફ પોતે કેવી બેદરકારી બતાવી છે તેનું ભાન થતાં તેનું મુખ વિલાયું. સુરબાળાને પોતે દુઃખી કરી છે એમ તેનું મન માનવા લાગ્યું. પરીમળને પ્રત્યુત્તર તો આપવો જોઇએ સમજી તેણે કહ્યું; "બાળા! હું વચન ભંગ થયો નથી."

"ત્યારે શું સુરબાળાને આપની ધર્મપત્ની બનાવી શકશો ?"

"હા."

"જો એમજ છે તો શામાટે મારી ઇચ્છા ધરાવી રહ્યા છો ? શું સુરબાળા સુંદર નથી ?"

શૈલેન્દ્રના હૃદયને આઘાત થયો. તે રોશયુક્ત વદને બોલ્યો, "કોણ કહે છે કે હું તમારી ઇચ્છા ધરાવી રહ્યો છું ?"

"પૂરાવો પ્રત્યક્ષ છે. જો તેમ ન હોત તો તમે અત્યારે મારી પાસે શામાટે આવત ? જ્યારે તમને મારી પ્રત્યે મોહ નહોતો; ત્યારે તમે મારા પિતાને પ્રથમજ સ્પષ્ટ ના શામાટે કહી નહિ ? કુમાર ! તમે જ્ઞાની છો–સમજુ છો. પરાણે પ્રીત થતી કોઇ દિવસ સાંભળી છે ? તમે મારૂં શું રૂપ જોઇ મોહાંધ બન્યા છો ? મારૂં રૂપ જે તમને લલચાવી રહ્યું છે; તે આખરે કુરૂપજ બનવાનું છે. ઉપરથી ચળકતી–સુંદર જણાતી ચામડીની અંદર શું ભર્યું છે એ તો વિચારો ? જુઓ ! આ સુરબાળાની છબી આખી હતી ત્યારે કેવી સુંદર જણાતી હતી ? અને હવે જુઓ કે તે કેવી જણાય છે ? કુમારશ્રી ! રૂપનું પણ તેવુંજ સમજવું. માટે......" કુમાર અકળાયો. તે વચ્ચેજ બોલી ઉઠયો. "પરીમળ ! શાન્ત થાવ. તમે આજે મને ઘણું કહી સંભળાવ્યું છે. હવે થોડુંક મારૂં પણ સાંભળો ! દેવી ! બાળા ! મને આશ્ચર્ય થાય છે કે તમારા જેવી શાણી સમજુ બાળા કંઇપણ વિચાર કર્યા વિના એકાએક મારીપર ગુસ્સે થઇ જશે. બાળા ! હું વ્હાલામાં વ્હાલી વસ્તુના સોગન ખાઇને કહું છું કે મને તમારી ઇચ્છા નથી. હું સુરબાળાને વચન આપી ચૂક્યો છું. સુરબાળા મારી છે, હું તેનો છું. તે પવિત્ર બાળાના પ્રેમનો હું દાસ છું."

પરીમળને શાન્તિ વળી હોય એમ જણાયું. તેની આંખોમાં ઝળઝળીયાં જણાયાં. તેણે કુમાર સામે જોઇ કહ્યું; "કુમારશ્રી ! અવિનયની ક્ષમા આપશો. મારા હૃદયનો ઉભરો મેં આજે આપની

સમક્ષ ખાલી કર્યો છે. આપના મનની અસ્વસ્થતાના કારણેજ મારે આવી રીતે માનવાની જરૂર પડી હતી. આજે તમારા વિચાર જાણી મને અતી આનંદ થાય છે. પ્રભુ તમને સુખી રાખો." પરીમળ વધુ બોલી શકી નહિ. તેની આંખ્યોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તેના હૃદયમાં કંઈક ગુપ્ત વેદના ઉત્પન્ન થઇ રહી. કુમાર વ્યાકુળ બન્યો. તેણે પૂછયું; "પરીમળ! તમને શું થાય છે? તમે શામાટે રડો છો?"

"કુમાર! શું કહું? મનમાં એમ થાય છે કે મનની તમામ વેદના આપને વિદિત કરૂં? પણ તેથી આપ શું કરી શકો? મારૂં કષ્ટ આપનાથી દૂર કરી શકાય એમ નથી. હું નિર્ભાગી..." પરીમળ આગળ કંઈ બોલે એ પહેલાંજ કુમાર એકાએક ઉભો થયો અને પરીમળની છેક નજીક જઈ તેના માથે હાથ મૂકતાં બોલ્યો; "પરીમળ! તું મારી ધર્મની બ્હેન છે. હું તારૂં દુઃખ વિદારવા પૂર્ણ પ્રયત્ન કરીશ. બ્હેન! બોલ જણાવ કે તને શું દુઃખ છે?"

"જગતમાં મારૂં કોઇ નથી." આટલું બોલી પરીમળ મોટેથી રડી પડી.

"બ્હેન! શાને ગભરાય છે? જેનું જગતમાં કોઈ નથી; તેનો શ્રી ભગવાન છે. તું શાન્ત થા. હું તારો ભાઇ જીવતો છું; ત્યાંસુધી તને કંઇપણ ભય નથી. બ્હેન! તું રડીશ નહિ." શૈલેન્દ્રે પરીમળને ખૂબ સમજાવી શાન્ત કરી. પરીમળે હૃદયની વાત છૂપાવવાને ઘણોએ પ્રયત્ન કર્યો, પણ શૈલેન્દ્રે તેના મનની વેદના જાણી લીધી. કૃષ્ણશર્મા તેના પ્રપંચમાં નિષ્ફળ નિવડવાથી પરીમળને જરૂર દુઃખી કરશે. આવો વિચાર થતાં કુમારનું દીલ દુભાયું. તેણે પરીમળને હિંમત ધરવાની સૂચના કરી. પરીમળ સ્વસ્થ થઇ. તેણે અને કુમારે ઘણીવાર સુધી વાતો કરી હૃદય ખાલી કર્યાં. આ પછી રાત્રિના બે વાગતાં કુમાર શૃંગારસદનમાંથી બહાર નીકળી તેના શયન સ્થાને જઈ સૂતો.

# ૩૨

## પરીમળની મનોવ્યથા.

શૈલેન્દ્રકુમારના ગયા પછી પરીમળ વીચારવશ વદને ઘણી વાર સુધી બેસી રહી. રાત્રિના બે વાગી ગયા હતા. જળજંપી ગયું હતું. નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. પરીમળને આજે ઉંઘ આવતી નહોતી. જે શૈલેન્દ્રને તે મોહાંધ બનેલો અને વચનભંગ થયેલો માનતી હતી, તે શૈલેન્દ્રના હૃદયની ભાવના જાણી તેને પરમ સંતોષ થયો હતો, પણ હવે માતા-પિતાને શી રીતે સમજાવવાં ? તેમની ઇચ્છા પૂર્ણ નહિ થવાથી તેઓનો ગુસ્સો મારી પર ઉતરશે. મારે ઘણું સહન કરવું પડશે." પરીમળના હૃદયમાં આવા વિચાર ઉત્પન્ન થઈ રહ્યા હતા. તે મનમાં બોલતી હતી કે; "શું સંસારમાં બાળાઓની આવી દશા હશે ? ગરીબ બાળાઓને સુખ ક્યાં છે ! પુત્રીઓ પરતંત્ર છે. માતા પિતાની ઇચ્છાને આધિન થવું એ પુત્રીઓની ફરજ છે. ત્યારે શું પોતાની પુત્રીને સુખી કરવાની માતા-પિતાની ફરજ નથી ? છે; પણ તે આજે કોણ સમજે છે ? ખોટા કુળાભિમાનથી, યાતો સ્વાર્થથી માતા-પિતાઓ તેમની ગરીબ ગાય જેવી બાળાઓને પોતાની ઇચ્છાનુસાર ફેંકે છે. તેઓ પુત્રીઓની આંતરીક ઇચ્છા જાણવાની લગીર પણ દરકાર રાખતાં નથી. પુત્રી એ પારકું ધન છે સમજી લાકડે-માકડું વળગાડી દે છે. બાળલગ્ન-વૃદ્ધલગ્ન અને અનિષ્ટ રૂઢીઓથી થએલાં લગ્નોના કારણે આજે અનેક અબળાઓ તેમની આંખ્યોમાંથી શ્રાવણ-ભાદરવો વરસાવતી હશે. બાળલગ્નના પરીણામે અનેક વિધવાઓના આર્તનાદથી કુદરત કંપી રહી છે. હાય ! હિંદુસ્થાન ! તારી આ શી દશા ? હિંદુ સમાજ ! તું એક વખતે ઉચ્ચતાના શિખરે હતો. શ્રેષ્ટ હિંદુધર્મ ! આજે તારી પવિત્રતા ક્યાં અદૃશ્ય થઇ છે ? તારો ધર્મ-ન્યાય આજે તો ફક્ત નામ-

નોજ ન્યાય અને ધર્મ રહ્યો છે. ધર્મનું તત્વ આજે કોણ સમજે છે ? હિંદુઓ ! ચેતો, અમુલ્ય સમય એળે જાય છે. દિનપ્રતિદિન તમારી દુર્દશા થતી જાય છે. તમારા અન્યાયથી; તમારી ખોટી માન્યતાઓથી અને તમારા તિરસ્કારથી આજે ભારતનાં સેંકડો સંતાનો પરધર્મ સ્વિકારી આનંદ માને છે. પિતા-માતા અને પતિના ત્રાસથી અનેક કુમળી બાળાઓ આત્મત્યાગ કરી દુઃખે મૂક્ત થાય છે. સમાજના નેતાઓ ! ધર્માચાર્યો ! વિચારો. હિંદુ જાતીનું અધઃપતન થઇ રહ્યું છે. શાન્ત બેસી રહેવાનો હવે સમય નથી. દંભ-ઇર્ષ્યા-દ્વેષ વગેરે દુર્ગુણોને ત્યાગી તમારા ધર્મનો, તમારી જાતીનો ઉદ્ધાર કરો." પરીમળનું મુખ ઉશ્કેરાયેલા સમાન જણાયું. પુનઃ તે આત્મગત્ બોલવા લાગી; "અરેરે ! આ બધું હું કોને સંભળાવું છું ? મારૂં બોલવું-મારા વિચાર સાંભળવા-જાણવા અત્યારે અહિં કોણ છે ? શૈલેન્દ્રકુમાર આગળ મેં મારી મનોવેદના કંઇક વ્યક્ત કરી છે; તેણે મને આશ્વાસન આપ્યું છે; પણ તે બીજું શું કરી શકે ? પિતા-માતા સ્વાર્થી છે. તેમની ઇચ્છા પૂર્ણ નહિ થવાથી તેઓ હવે મને ગમે ત્યાં પરણાવી દેશે. મારી ઇચ્છા શું કામની ? હા ! શું કરવું ?" પરીમળે મૌન ધર્યું. ઘણીવાર સુધી વિચાર-ચિંતામાં બેસી રહી. છેવટે કંઇક નિર્ણય ઉપર આવતાં બોલી: "જીવનમાં સુખ નથી. પ્રારબ્ધમાં દુઃખી લેખજ લખાએલા છે. ત્યારે શામાટે જીવવું ? ગરીબ-દુઃખીને જગતમાં જીવવાનું શું કારણ છે ? મરવું; દુઃખી જીવનથી મૂકત થવા મરણ જ ઇષ્ટ છે. મારે પણ એમજ કરવું; પણ શાસ્ત્ર કહે છે કે આત્મ-ત્યાગ એ મહાપાપ છે, એ શું સત્ય હશે ?" પરીમળ થોડીક ક્ષણ મૌન રહી પુનઃ બોલી; "આગળના સુખી સમયમાં કદાચ એમ હશે; પણ આ ઝેરી જમાનામાં એમ હોય જ નહિ. દુઃખ-માંથી છૂટવાને મરણ એ સુખ છે. મરણ એ સુખી પુનર્જીવનનો મુખ્ય માર્ગ છે. મનુષ્યે મરણથી કંપવું જોઇએ નહિ. મન સ્વસ્થ

થા. મરણના નામથી શામાટે ત્રાસે છે ? ચાલ ચાલ હું તને સુખના અક્ષય ધામમાં લઇ જાઉં." દુઃખી વિચારના આવેશથી પરીમળ દિવાના સમાન જણાવા લાગી. તે તત્કાળ ઉભી થઇ શૃંગારભૂવનની બહાર નીકળી. બહારની ચાલમાં બે દાશીયો ઘસ-ઘસાટ ઉંઘતી હતી. દીપકો હોલવાએલા હોવાથી અંધકાર વ્યાપેલો હતો. પાછલી રાત્રિનો સમય થયો હતો. નિશાનાથે આકાશમાં ઉદય થઈ જગતપર પથરાએલા અંધકારને અદ્દશ્ય કર્યો હતો. પરીમળ કોઇ જાણે નહિ એવા ધીમા પણ ધ્રુજતા પગે આગળ વધી નીચે ઉતરી. ચોકીદારો પણ પાછલી રાત્રિ થએલી હોવાથી બેઠા-બેઠા ઝોકાં મારતા હતા. પરીમળ બાળા હતી. કોઇ દિવસે રાત્રિના સમયે એકલી બહાર નીકળી નહોતી. ભયથી તેનું હૃદય ધડકતું હતું. આ-ત્મત્યાગના નિશ્ચયથી મન રડતું હતું. આત્મા ભયનો ભાસ કરાવી તેના નિશ્ચયને ડગાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, પણ પરીમળ હિંમત રાખી આગળ ચાલી. તેણે આસપાસ જોયું. શાન્ત રાત્રિનું સામ્રાજ્ય ચારે તરફ છવાએલું હતું. પરીમળનો પાપમય નિશ્ચય જાણી નિશાનાથ આકાશમાં ચઢી આવેલાં વાદળાઓમાં છુપાતા હતા. પવને પણ શાન્તિ ધારણ કરી હતી. કુદરત પરીમળ તરફ જાણે ધિક્કાર વર્ષાવતી હોય એમ ભાસ થઇ રહ્યો હતો. પરીમળ રાત્રિનું આવું દ્દશ્ય જોઇ કંપી ઉઠી. તેના પગ બળાત્કારે ઉપડતા હતા. છેવટે તે એક સરોવરના કિનારે આવી ઉભી રહી. આ સરોવર રાજમહા-લયથી થોડેક દૂર આવેલું હતું. પરીમળે આ સરોવરમાં ડુબી મરવાનો નિશ્ચય કર્યો હતો. તે ધીમે-ધીમે સરોવરનાં પગથીઆં ઉતરવા લાગી. થોડાંક પગથીયાં બાકી રહેતાં અને અથાગ જળ નિહાળતાં બાળાનું મન ગભરાવા લાગ્યું, તેની હિંમત તૂટવા લાગી.

રાત્રિનો છેલ્લો પ્રહર હતો. થોડીવાર પછી પ્રાતઃકાળ થશે, કોઇ જોશે તો મારી ફજેતી થશે. લોકો મને ધિક્કારશે. મન! પ્રબળ થા. શામાટે હિંમત હારે છે ? જ્યારે-ત્યારે મરણ તો છેજ. જન્મની

સાથેજ મરણના લેખ લખાએલા છે; તો શામાટે ડરવું? ચાલ; નિર્ભય થા. મરણ એ મોજની વસ્તુ છે સમજી હિંમતવાન થા." આમ મનને હિંમત આપતી પરીમળ છેક છેલ્લે પગથીએ આવી જળમાં ઉભી. તેણે આંખ્યો બંધે કરી પ્રભુની પ્રાર્થના કરવા માંડી. આ અરસ્સામાંજ એક અજાયબ બનાવ બન્યો. એક વિચિત્ર વેશ-ધારી માણસે અતી ઝડપથી સરોવરની અંદર ઉતરવા માંડયું. તે ગભરાએલા જેવો જણાતો હતો. અલ્પ સમયમાંજ તે પરીમળની નજીક આવી ઉભો. પરીમળ આંખ્યો બંધ કરેલી હોવાથી તેને શી રીતે જોઇ શકે? આગંતુકે ધીમા સ્વરે કહ્યું: "પરીમળ?"

પરીમળની આંખ્યો એકાએક ઉઘડી ગઈ અને પોતાનું નામ ઉચ્ચારનારની સામે ભયભીત વદને જોઇ રહી. આવનારે તેની સ્થિતિ કલ્પી કહ્યું: "તમે ભય પામશો નહિ."

"તમે કોણ છો?" પરીમળે ધ્રુજતા અવાજે પૂછયું.

"હું સત્યવ્રત."

પરીમળ સ્તબ્ધ બની. મારા આ ભયાનક પાપમય સાહસથી સત્યવ્રત શું કહેશે? અરેરે! તે મને ધિક્કારશે. ઓ પ્રભુ!" આમ શોચતી પરીમળ સત્યવ્રતના પગ આગળ પડતું નાખી રડવા લાગી. સત્યવ્રતે તેનો હાથ પકડી ઉભી કરતાં કહેવા માંડયું: "પરીમળ! ઉઠો; સ્વસ્થ થાવ. તમારા જેવી ગુણીયલ બાળાને આવી રીતે વર્તવું–કરવું યોગ્ય નથી."

પરીમળનું હૃદય ભરાઇ આવ્યું. પોતે જેને મનથી ચ્હાતી હતી; તેને પાસે ઉભેલો અને શાન્તવન આપતો જોઇ તેનો ભય કંઇક દૂર થયો, પણ જેની સાથે તે હજી સુધી એક શબ્દ પણ બોલી નહોતી; તેની સમક્ષ શું બોલવું અને શું કહેવું તેની તેને સમજ પડી નહિ. છેવટે તેને પોતાનો સ્વજન પોતાનો આરાધ્યદેવ સમજી બાલિકા હૃદય ભરાઇ આવવાથી સત્યવ્રતના ખભાપર માથું

મુકી છાનું-માનું રડવા લાગી. સત્યવ્રતે તેને થોડીકવાર રડવા દીધી. હૃદયનો ઉભરો ઓછો થવાથી તે કંઇક શાન્ત થઇ. સત્યવ્રતે ધીમા અવાજે કહ્યું: “પરીમળ! ચાલો આપણે અહિંથી જતાં રહીએ?”

“ક્યાં જઇશું?” પરીમળે હિંમત એકત્ર કરી કહ્યું.

“નગરમાં.” સત્યવ્રતે જણાવ્યું.

“મારે પાછું નથી આવવું; મને અહિંજ રહેવા દયો, પ્રભાતના આ પુણ્યકાળમાં મને મારા સુખમય સ્થાને જવા દયો.” પરીમળે નિરાશાસૂચક ઉદ્દગાર કાઢ્યા.

સત્યવ્રત કંપ્યો. તેણે થોડીક ક્ષણ વિચારવશ રહી પૂછ્યું: “પરીમળ! આટલી બધી નિરાશાને તમારા હૃદયમાં સ્થાન આપવાની શી જરૂર છે?”

“તે વાત ન પૂછો; હું મારી હૃદયવેદના પ્રગટ કરતાં શરમાઉં છું. દેવ! જાવ; જતા રહો. પ્રભુ તમારૂં કલ્યાણ કરશે.” પરીમળે ઉન્મત્ત અવાજે કહ્યું.

“બાળા! શું તમને મારો વિશ્વાસ નથી? હું આ પ્રભાતના પવિત્ર સમયે પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તમારૂં દુઃખ દૂર કરવાના હું દરેકે દરેક પ્રયત્ન કરીશ.”

“તમારા સઘળા પ્રયત્નો નિષ્ફળ જશે, પાલક ઘાતક બને; ત્યાં તમે શું કરી શકશો?”

“તમારા કલ્યાણને અર્થે પ્રાણાર્પણ કરવા પણ તૈયાર થઇશ.”

“ઓ મારા પ્રભુ!” આટલું બોલતાં પરીમળ પુનઃ રડી પડી. સત્યવ્રતે તેને અનેક દાખલા-દલીલો આપી શાન્ત કરી. પરીમળે હૃદય વેદના વ્યક્ત કરી. પરીમળ પોતાને ચાહે છે જાણી સત્યવ્રતને આનંદ થયો. તેણે પણ તેના મનની વાત તેને વિદિત કરી. અન્તેનાં હૃદય આનંદ અનુભવવા લાગ્યાં. સત્યવ્રતે પરીમળને જણાવ્યું કે:

"સંકટો એ વીરજનોની કસોટી રૂપ છે, સંકટોથી ડરનાર મનુષ્ય ખરેખરો મનુષ્ય નથી. પરીમળ! યાદ રાખજે કે સંકટોમાંજ સ્વર્ગિય સુખ સમાએલું છે. જગતનાં તમામ સંકટો સહન કરવાને તમે હિંમતવાન થાવ. પ્રભુ જરૂર તમારી રક્ષા કરશે." આટલું કહી સત્યવ્રતે પરીમળ સાથે ત્યાંથી ચાલવા માંડયું. સત્યવ્રતના શબ્દોથી પરીમળને હિંમત આવી; નિરાશામાં આશા જન્મી; જાણે નવજીવન મળ્યું હોય એમ તેને થયું. એવામાં એકાએક તેને કંઇક યાદ આવતાં કહ્યું: "આપ આ સમયે અત્રે કયાંથી આવી ચઢયા?"

"દેવી! મને પણ એક વિચિત્ર વિચારે વ્યાકુળ બનાવ્યો હતો. તે વિચારની શાન્તિને અર્થે હું આ સરોવરની નજીક આવેલા ચોગાનમાં ફરતો હતો. એવામાંજ મને કંઇક ભાસ થયો. મેં જોયું તો કોઇ સરોવરમાં ઉતરતું જણાયું. હું સરોવર કિનારે આવી અંદરનું દશ્ય અવલોકી રહ્યો અને પછી મને એમ લાગ્યું કે કોઇક નિર્ભાગી જળમાં પડી આત્મત્યાગ કરવા ઇચ્છે છે, લાવ તેને અટકાવું. આમ નિશ્ચય કરી હું નીચે ઉતરી આવ્યો. બાદ મેં તમને જોયાં—ઓળખ્યાં. તમારો એવો નિશ્ચય જાણતાં કંપ્યો—ધ્રૂજ્યો. મને ઘણું દુઃખ ઉત્પન્ન થયું. આ પછી મેં તમને બોલાવ્યાં."

"તમે મને એક ભયંકર પાપ કરતી અટકાવી છે તેને માટે હું તમારો ઉપકાર ભૂલી શકનાર નથી." પરીમળે મંદસ્વરે કહ્યું.

સત્યવ્રતે દયાની નજરે પરીમળ સામે જોયું. પુનઃ પરીમળે પૂછ્યું: "વારૂ એ તો જણાવો કે એવા કયા વિચારે આપને વ્યાકુળ બનાવી મૂકયા હતા કે જેથી આપને દિવસના બદલે રાત્રિનો આશ્રય શોધવો પડયો?"

"દેવી! દિવસ કરતાં મને રાત્રિએ ફરવાનું ઘણું ગમે છે."

"ત્યારે હું તમને હવે નિશાચર કહીને બોલાવીશ." પરીમળે હસીને કહ્યું.

" તમને તમારી ઇચ્છા મુજબ કહેવાનો સંપૂર્ણ અધિકાર છે."

" એ તો ઠીક; પણ તમે તમારી વ્યાકુળતાની વાત કેમ કહી નહિ ?"

" તે જાણવામાં કંઇ મઝા નથી."

" એટલે ?" પરીમળે આશ્ચર્યતા દર્શાવતાં પૂછ્યું.

" તમે દુઃખી થશો." સત્યવ્રતે કહ્યું.

" દુઃખને તો હું હવે દોસ્ત બનાવી ચૂકી છું. પછી શું ફિકર ? કુમાર ! જેમ મેં મારી હૃદયવેદના આપને જણાવી તેમ આપ પણ આપની વેદનાથી મને જાણીતી કરો."

" તમે શૈલેન્દ્રકુમારને પરણવાની પ્રતિજ્ઞા કરી છે એવી વાત મારા જાણવામાં આવતાં હું વ્યાકુળ બન્યો હતો."

" એવી અસત્ય વાત કરનાર કોણ હતું ?"

" શૈલેન્દ્રકુમાર."

" શું કુમાર અસત્ય બોલ્યા ?" પરીમળે પૂછ્યું.

" કુમાર કદિ પણ અસત્યનો આશ્રય કરેજ નહી. કપટી કાળીદાસેજ એવી અસત્ય વાત કુમારને જણાવી."

પરીમળ વિચાર પ્રવાહમાં તણાવા લાગી. સત્યવ્રતે તેને વધુ વિચારવશ નહિ થવાનું સૂચવ્યું. આ પછી બન્ને જણાં રાજમહેલે આવ્યાં. મોટું મળસકું થયું હતું. ચોકીદારો બન્નેને જોઇ આશ્ચર્ય પામ્યા. શૈલેન્દ્રકુમાર પણ આ સમયે જાગૃત થઇ મહેલના ખુલા જરૂખામાં ઉભો હતો.

પરીમળ અને સત્યવ્રતને જોઇ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બન્ને તેની પાસે આવી ઉભાં. સત્યવ્રતે પરીમળના ભયાનક સાહસની વાત કુમારને જાહેર કરી. કુમારે દયાની નજરે પરીમળ સામે

જોઈ તેને ઠપકો આપ્યો અને "આત્મઘાત સમાન એક પણ મહા ભયંકર પાપ નથી" એ સૂત્ર સમજાવ્યું. પરીમળ શાન્તિથી સઘળું શ્રવણ કરી રહી. સ્વાર્થી માતા-પિતાના ભય કોપથી મૂક્ત થવાને જ સમજુ પરીમળ એવું ભયાનક પગલું ભરવા તત્પર થઈ એમ માની શૈલેન્દ્રના હૃદયમાં કારભારી અને તેની પત્ની પ્રત્યે ગુસ્સો ઉત્પન્ન થયો. તેણે પરીમળને શાન્તવન્ આપતાં કહ્યું કે: "હું તારી ઇચ્છા જરૂર પૂર્ણ કરીશ. તું મારી બ્હેન છે અને હું તારો ભાઇ છું."

પરીમળનું હૃદય ભરાઇ આવ્યું. કરેલા સાહસને માટે તેનું મન પશ્ચાતાપ કરવા લાગ્યું. પ્રાતઃકાળ થયો. પરીમળે પિતાને મકાને જવાની ઇચ્છા કુમારને જણાવી. શૈલેન્દ્રે પોતાની સાથે મહેલમાં રહેવાનું સૂચવ્યું. પરીમળે વિનયથી જણાવ્યું કે: "આ સ્થળે રહેતાં મને અતી આનંદ થાય છે; પણ દુનિયાં દોરંગી છે. મારા અત્રે રહેવાથી જનસમાજ ફાવે એમ બોલશે. મારા વ્હાલા બંધુની પવિત્રતા પર લોકો શંકા કરે એ હું ઇચ્છિતી નથી. કુમારીકા તેના પિતાના ગૃહેજ શોભે. મારા પિતા-માતાના સ્વભાવથી હું પૂર્ણ પરીચિત છું. હું હિંમતથી સઘળું સહન કરીશ. આપ ધર્મબંધુ પ્રત્યે મારી છેવટની એજ પ્રાર્થના છે કે તમારી આ ગરીબ ભગિનીની સંભાળ લેતા રહેજો. તમારા સિવાય શાન્તવન આપનાર આ જગતમાં મારૂં કોઇ નથી." આટલું કહેતાં પરીમળની આંખ્યો સજળ બની. તેણે બે હાથ જોડી શિર નમાવ્યું. કુમારે તેના માથે હાથ મૂકી આશ્વાસન આપ્યું. સત્યવ્રતે પણ હિંમત રાખવાની સૂચના કરી. પરીમળ સત્યવ્રતની તરફ દીન વદને નજર કરી પાલખીમાં બેસી પિતાને ગૃહે આવી. કૃષ્ણશર્મા અને ભાનુમતીનાં મુખ પુત્રીને જોતાં જ વિચિત્ર થયાં. તેઓ કંઇપણ બોલ્યાં નહિ. પરીમળ તેના ઓરડામાં ગઈ. સાંજના સમયે શૈલેન્દ્રકુમાર અને સત્યવ્રત કારભારીની પાસે

આવ્યા. કૃષ્ણશર્માએ તેમનો સત્કાર કર્યો. કુમારે પ્રેમથી પરીમળને પાસે બોલાવી એક મોતીની માળા આપી. કૃષ્ણશર્મા અજબ થયો; થોડીવાર બેઠા પછી પુનઃ કૃષ્ણશર્માએ લગ્નની વાત કાઢી. શૈલેન્દ્રે પોતાનો નિશ્ચય હતો તેજ પુનઃ જણાવ્યો. કૃષ્ણશર્માએ પરીમળ સાથે લગ્ન કરવાની સ્પષ્ટ શબ્દોમાં કુમારને વિનંતિ કરી. કુમારે ગુસ્સાના આવેશથી "પરીમળ પોતાની બ્હેન છે." એવું કારભારીને સ્પષ્ટ જણાવી દીધું. કૃષ્ણશર્માનું મુખ ઉતરી ગયું. તેણે મન સાથે કુમારનું અનિષ્ટ કરવાની તેજ ક્ષણે પ્રતિજ્ઞા કરી, પણ તેની એ મનોભાવના તેણે કોઇને કળાવા દીધી નહિ. કુમારે આ અઠવાડીયામાંજ લગ્ન કરી નાખવાની ઇચ્છા જાહેર કરી. કૃષ્ણશર્માએ ઉપરનો આનંદ દર્શાવતાં કુમારની ઇચ્છાને અનુમોદન આપ્યું. કુમાર અને સત્યવ્રતે છેક સાંજ સુધી રોકાઇ કારભારી સાથે લગ્ન સબંધી ઘણી વાતો કરી. છેવટે બન્ને રાજમહેલે આવ્યા. આ અરસામાંજ કુમુદકાન્ત અને હરનામ ત્યાં આવી પહોંચ્યા. પ્રવાસના શ્રમથી બન્નેનાં મુખ નિસ્તેજ જણાતાં હતાં.

ચોકીદારોએ તેમને આગમનનું કારણ પૂછયું. કુમુદે કુમારને મળવાની ઇચ્છા જણાવી. પહેરેગીરે શૈલેન્દ્રને સમાચાર આપ્યા. તેમને પોતાની પાસે લઇ આવવાની સિપાહીને આજ્ઞા થઇ. કુમુદ અને હરનામ કુમારની પાસે આવ્યા. શૈલેન્દ્ર બન્નેની સામે જોઈ રહ્યો. સત્યવ્રતના મનમાં આ બન્ને વિશે અનેક તર્કવિતર્ક થઇ રહ્યા. કુમુદે પોતાનો પરિચય કરાવ્યો. શૈલેન્દ્ર આશ્ચર્ય પામ્યો અને અતી આનંદથી તેણે બન્નેનો સત્કાર કર્યો. સત્યવ્રતે સુરબાળાનું કુશળ પૂછયું. કુમુદના આગમનથી કુમારનો આનંદ અવર્ણીય હતો. એક-રાજવંશીને છાજે એવી રીતે કુમુદનું સ્વાગત થવા માંડયું. ત્રણ દિવસ વિત્યાબાદ કુમુદ અને સત્યવ્રતે મળી લગ્ન સબંધી નિર્ણય કર્યો.

# ૩૩

## નવા સમાચાર.

થવાનું ના થવાનું કહે, નજુમી કોણ એવો છે?
ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે.
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે.
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહા બળી યોદ્ધા,
ન જાણ્યું ભિષ્મ જેવા એ, સવારે શું થવાનું છે.
રમ્યા જુગટું સહુ સાથે, વિભુતી સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે.

વિદ્વાન કવિનું આ કથન સર્વથા સત્ય છે. ભવિષ્ય ભાખવાને શ્રી ભગવાન્ સિવાય કોણ સમર્થ છે? મનુષ્યો પોતાના મનમાં અનેક કલ્પનાઓ કરે છે—અનેક આશા-ઇચ્છાઓને હૃદય મંદિરમાં સ્થાન આપે છે, પરંતુ એ સર્વ મનોરથો ભવિષ્યના ભેદમાંજ છૂપાએલા હોય છે. એક પળવાર પછી જે બનનાર છે તેની કોઇને ખબર પડતી નથી.

આજે ઘણા દિવસે શૈલેન્દ્રના મિત્ર નેલસનનો કાનપુરથી પત્ર આવ્યો છે. હિંદુસ્થાનમાં બળવાની ભયંકર આગ ભભુકી નીકળી હતી. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના રાજકારભારથી અસંતુષ્ટ થએલા અને ખોટી ઉશ્કેરણીથી ઉશ્કેરાએલા દેશી સિપાહીઓએ દેશમાં પ્રચંડ જ્વાળામુખી સળગાવી હતી. કંપની સરકારના અમલદારો સાહસ-કાર્યદક્ષતાથી બળવો શાન્ત કરવાના પ્રબળ પ્રયાસો કરી રહ્યા હતા. નેલસન આ વખતે કાનપુરમાં હતો. તેણે પોતાના પત્રમાં કાનપુરના બળવાનું હૃદયદ્રાવક વર્ણન લખતાં લખ્યું હતું કે આ બળવામાં

અનેક નિર્દોષ હિંદીઓ અને અંગ્રેજોના જીવ ગયા છે. કાનપુરમાં અને બીજે શાન્તિ સ્થપાતી જાય છે. બળવાખોરોની આગેવાની લેનારાઓમાંના કેટલાક માર્યા ગયા છે. અનેક કેદ પકડાયા છે અને કેટલાક નાશી છૂટયા છે. હું થોડા દિવસમાં એ તરફ આવનાર છું. મારા આગમનની ખબર અગાઉથી જણાવીશ. સુખી હશો? સુરબાળા વ્હેનને સ્નેહવંદન.

નેલસનનો પત્ર મળતાં શૈલેન્દ્રને ઘણો આનંદ થયો. તેના આવ્યા બાદ લગ્ન કરવાનું નક્કી થયું. આ પછી શૈલેન્દ્રે એક લંબાણ પત્ર સુરબાળાને પાઠવ્યો. તેમાં તેણે કુમુદના સુખરૂપ આવી પહોંચવાના સમાચાર—પોતાની નિર્બળ મનોદશા—બનેલા પ્રસંગો વગેરે વર્ણવી પોતાને ક્ષમા અર્પવાની સુરબાળાને વિનંતિ કરી હતી. કુમુદ અ.. હરનામ એક મહિના સુધી નવીનપુરમાં રહ્યા, અને પછી સર્વની રજા લઈ પોતાને ગામ ગયા. ભાઈને સુખરૂપ આવી પહોંચેલો જાણી સુરબાળાને અતિ આનંદ થયો. કુમુદે નવીનપુરની તમામ બીના વ્હેનને જણાવી. પોતાને મળેલા પત્રથી અને ભાઈની વાતથી શૈલેન્દ્રના વિશુદ્ધ હૃદયની ખાત્રી થતાં સુરબાળાના હૃદયને શાન્તિ વળી. દિવસો વિતવા લાગ્યા. શૈલેન્દ્ર તરફથી દર અઠવાડીએ પત્રો આવતા. પત્રોની સાથે શૈલેન્દ્ર વર્તમાનપત્ર પણ મોકલતો. વર્તમાનપત્રમાં આવતી બળવા સંબંધી હકીકત કુમુદ પૂર્ણ ધ્યાનથી વાંચતો. હિંદીઓ અને અંગ્રેજો પ્રત્યે ગુજરેલા જુલ્મો વાંચી તેનું હૃદય અસ્વસ્થ બની જતું. સાચી સ્વદેશભાવના અને ઐક્ય વિના સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનો બળવાખોરોનો પ્રયત્ન નિષ્ફળ નિવડયો અને દેશની ઘણીજ ખરાબી થઈ જાણી કુમુદના હૃદયમાં દિલગીરીની લાગણી ઉત્પન્ન થઇ. એક દિવસની સાંજે કુમુદ અને સુરબાળા આ સંબંધી વાતો કરી રહ્યાં હતાં. એવામાં એક ઘોડેસ્વારને લઈ એભલ ત્યાં આવ્યો. આવનાર માણસ ચંદ્રાવતીથી

આવ્યો હતો. તેણે એક પત્ર કાઢી કુમુદના હાથમાં મૂક્યો. કુમુદે ધડકતા હૃદયે પત્ર વાંચવા માંડ્યો. પત્ર લક્ષ્મીદાસનો હતો. તેમાં લખ્યું હતું કેઃ–"ચિ. ભાઈ કુમુદ તથા બ્હેન સુરબાળા ! તમે કુશળ હશો ? વધુ લખવાનો અવકાશ નથી. હૃદય વેદના અસહ્ય છે. મારી કમળ આ જગતને તજી જવાની તૈયારી કરી રહી છે. તારા ગયા પછી તે શૂન્યવત્ રહેતી, આ પછી એકાએક તાવથી પથારી વશ થઈ. આજ મટશે-કાલ મટશે એમ માની હું તેની દવા કરવા લાગ્યો; પણ દિવસો વિતતાં તેનું શરીર વધારે ને વધારે અશક્ત થતું ગયું. છેલ્લા પંદર દિવસથી તો તેણે અનાજ લેવાનું બંધ કર્યું છે. પાણી કે દવા તેના પેટમાં ટકતું નથી. શરીર કાષ્ટવત્ બન્યું છે. વારે વારે બેભાન બને છે. શ્વાસે શ્વાસે તારા નામનો ઉચ્ચાર કરે છે. ભાન આવતાં કુમુદ ક્યાં ? કુમુદ આવ્યો ? એમ બોલ્યા કરે છે. દાક્તર અને વૈદ્યોનો અભિપ્રાય છે કે જો કુમુદ આવે તો તમારી કમળ શાન્તિથી મરે.'ભાઇ ! કમળના જીવનની હવે આશા નથી. તું દયા કરી આ પત્ર મળતાં તરતજ આ તરફ આવજે. કમળનું કષ્ટ મારાથી જોઈ શકાતું નથી. જરૂર વ્હેલો આવ. સુરબ્હેનને આશિષ."

આવા દુઃખદ સમાચાર જાણતાં સૌના દુઃખની સીમા રહી નહિ. કુમુદની આંખે અંધારાં વળ્યાં. તેના હૃદયમાંથી દુઃખપૂર્ણ નિઃશ્વાસ નીકળવા લાગ્યા. સુરબાળાની આંખો સજળ બની હતી. તેણે સ્વસ્થ થઈ ભાઇને ચંદ્રાવતી જવાની સૂચના કરી. બીજા દિવસના પ્રાતઃકાળમાંજ કુમુદ-હરનામ અને આવનાર માણસે ઘોડેસ્વાર થઈ ચંદ્રાવતીના માર્ગે ઘોડા દોડાવી મૂક્યા.

# ૩૪

## મલીન મનોદશા.

કસ્તુરી સહ રહે હીંગ પણ નિજ પ્રકૃતિ નહિ છોડશે,
અતિ વેગવાળું પૂર જળનું બંધનો પણ તોડશે;
શ્રમથી ભણે વિદ્યા ભલે સૌજન્ય વળી પામે મથી,
બળી જાય પણ વળ સીંદરી સમ પ્રકૃતિ ફરતી નથી.

ધીરજ.

કૃષ્ણપક્ષની ઘોર અંધકારમયી રાત્રિ હતી. આકાશમાં વાદળાં ચઢી આવ્યા હતાં. પવન વેગથી વ્હાતો હતો. રાત્રિના અગિઆર વાગી ગયા હતા. આ સમયે નવીનપુરનો કુટિલ કામદાર કૃષ્ણશર્મા શ્યામ વસ્ત્રથી તેના શરીરને છૂપાવી ઝડપથી ચાલ્યો જતો જણાતો હતો. કાળી રાત્રિના આ શાન્ત સમયે તેનું જવું કંઇક ભેદ યુક્ત ભાસતું હતું. શૈલેન્દ્ર અને સુરબાળા હવે નક્કી પરણશે ધારીને તેના હૃદયમાં દ્વેષ ક્રોધની પ્રચંડ આગ સળગી રહી હતી, હરકોઈ ઉપાયે આ લગ્ન નહિ થવા દેવાનો તેણે મન સાથે દૃઢ નિશ્ચય કર્યો હતો. તેણે પોતાના મનના પાપી વિચારથી તેના સ્હાયક કાળીદાસને જાણીતો કર્યો હતો. કાળીદાસ જો બરાબર વફાદાર રહી દરેક કાર્ય કરશે તો ભવિષ્યમાં તેને મોટો અમલદાર બનાવવાની લાલચ આપી હતી. ઘણા વિચારને અંતે બન્નેએ એવો વિચાર ગોઠવ્યો હતો કે સુરબાળાને તેના રહેવાના સ્થળેથી ઉપાડી જઈ કોઈ એવા સ્થળે તેનું ઠેકાણું પાડવું કે જેથી તે કોઇ દિવસ પણ શૈલેન્દ્રને મળી શકે કે જોઈ શકે નહિ. આવું કોઇ સ્થળ બન્ને ખોળી રહ્યા હતા. એવામાં એક ઠાકોરની સ્મૃત્તિ કૃષ્ણશર્માને થઈ આવી. આ ઠાકોર તેનો મિત્ર થતો હતો. નવીનપુરથી લગભગ પચીસેક ગાઉના અંતરપર ગંડળ-

ગઢ નામક એક નગર આવેલું હતું. ઠાકોરનું નામ સુરસંગ હતું. તેના તાબે વીસેક ગામ હતાં. ઠાકોર દુરાચારી વ્યસની હતો. હાજી હા કરનાર પર નિરંતર પ્રસન્ન રહેતો. યુરોપમાં આવેલા હોલેંડ દેશનો એક ગોરો કે જે તેના દેશમાં દરજીનો ધંધો કરતો હતો; તે હિંદુસ્તાનમાં આવ્યા પછી ભાગ્યયોગે સુરસંગ ઠાકોરનો માનીતો મિત્ર થઇ પડયો હતો. કૃષ્ણશર્માએ કાળીદાસને આ ઠાકોર પાસે મોકલ્યો. કાળીદાસે ઠાકોરને મળી સુરબાળાના રૂપ સૌન્દર્યનાં ખૂબ જ વખાણ કર્યાં. સુરસંગ લોભાયો. તેણે તે બાળાની છબી સાથે કૃષ્ણશર્માને પોતાની પાસે લઈ આવવા કાળીદાસની સાથે પોતાના મેરૂ ખવાસને મોકલ્યો. કાળીદાસે કેટલાક દિવસ અગાઉ ભીલ્લગ્રામ જઈ છૂપી રીતે સુરબાળાનો ફોટો પાડી લીધો હતો અને તે ફોટા પરથી કારભારીએ એક ચિત્રકાર પાસે સુંદર રંગીન છબી બનાવરાવી હતી. બન્ને નવીનપુર આવી કારભારીને મળ્યા. કૃષ્ણશર્માએ તેઓને એક સંકેત સ્થાન આગળ તૈયાર થઈ આવવાનું જણાવ્યું અને પછી પોતે સુરબાળાની છબી સાથે લઈ એ સ્થાને જવા આ રાત્રિના સમયે નીકળ્યો. તે આ સમયે જ્યાં જતો હતો તે સ્થાન નવીનપુરથી લગભગ ત્રણેક ગાઉ દૂર આવેલું હતું. તે સ્થાન ડુંગરો અને ઝાડીથી ભરપૂર હતું. ત્યાં એક નાનો કિલ્લો આવેલો હતો. એક નાના ડુંગરને કોરીને એ કિલ્લો બનાવ્યો હોય એવો તેનો દેખાવ હતો. બરાબર મધ્યરાત્રે કૃષ્ણશર્મા કિલ્લાની સમિપ આવી પહોંચ્યો. જનશૂન્ય અરણ્યમાં કાળી રાતે કૃષ્ણશર્મા ભૂત સમાન ભાસતો હતો. કિલ્લાનો દરવાજો આ વખતે બંધ હતો. કારભારીએ દરવાજો ઉઘાડવા ધીમેથી બૂમ મારી. અંદર એક વૃદ્ધ દરવાન રહેતો હતો. તેણે કારભારીનો અવાજ ઓળખી તરત જ દરવાજો ઉઘાડયો. કૃષ્ણશર્મા ઘણી વખતે રાત્રિના સમયે આવતો હોવાથી દરવાનને તેના અત્યારના આગમનથી કંઈ આશ્ચર્ય ઉત્પન્ન થયું નહિ. તેણે દરવાનને પૂછ્યું: "કેમ કોઈ આવ્યું છે કે?"

"નહિ સરકાર." દરવાને બે હાથ જોડી જવાબ વાળ્યો.

"જા એક ફાનસ લઈ આવ." કૃષ્ણશર્માએ હુકમ કર્યો.

દરવાન તેની કોટડીમાંથી ફાનસ લઇ આવ્યો. કૃષ્ણશર્માએ તેની પાસેથી ફાનસ લઈ તેને તેની કોટડીમાં જવાની આજ્ઞા કરી. દરવાન મનમાં બબડતો તેની કોટડીમાં ગયો. કિલ્લાની નજીકમાં મેદાન આવેલું હતું. કૃષ્ણશર્મા નજીકમાં ફાનસ મૂકી ત્યાં પડેલા એક પત્થર પર બેઠો. કોઈ પ્રચંડ પિશાચરાજ કે યમરાજ બેઠો હોય એવો તેનો દેખાવ થઇ રહ્યો. કાળીદાસ તથા મેરૂખવાસના આવવાની તે રાહ જોઈ રહ્યો હતો. થોડી વારમાંજ તેના કાને ઘોડાના પગલાંનો અવાજ સંભળાયો. કાળા બુરખાધારી બે ઘોડેસ્વારો તેની નજીક આવી પહોંચ્યા. ઘોડેસ્વારોની સાથે સાજથી સજ્જેલો એક ત્રીજો ઘોડો હતો. આ અશ્વ કારભારીને માટે લાવવામાં આવ્યો હતો. કૃષ્ણશર્માએ બે સ્વારોમાંના એકને ઉદ્દેશીને કહ્યું:–"કાળીદાસ! તું ઘણો બાહોશ છે. બરાબર ટાઇમસર જ આવી પહોંચ્યો છે. વારૂ સઘળી વ્યવસ્થા બરાબર કરી છે ને?"

"આપ સાહિબે લગીર પણ ચિંતા કરવાની જરૂર નથી. તમારો આ કાળીયો કાચો નથી."

"કામ કેવું જોખમ ભરેલું છે તે તું સમજે છે. આપણે ખૂબ સાવધાનતાથી ખેલ ખેલવાની જરૂર છે." કૃષ્ણશર્માએ કહ્યું.

કાળીદાસ હસતા મુખે બોલ્યો:–"આપનો આ સેવક આપની તાલીમ મેળવી હવે પૂરેપૂરો પાવરધો થઈ ગયો છે."

"ત્યારે હવે આપણે ચાલીશું?" કારભારીએ પૂછ્યું.

"આપની આજ્ઞા-ઇચ્છાને અનુસરવા અમે તૈયાર છીએ." કાળીદાસે કહ્યું.

કૃષ્ણશર્માએ દરવાનને બોલાવી કેટલીક ખાનગી સૂચના કરી

અને પછી પોતે ઘોડેસ્વાર થયો. ત્રિપુટીએ ઘોડા દોડાવી મૂકયા. દરવાન થોડીવાર સુધી એ નિશાચરોને જતા જોઈ રહ્યો.

---

## ૩૫

### વાઘનો શિકાર.

મંડળગઢથી થોડેક દૂર આવેલા એક વિકટ પ્હાડી પ્રદેશમાં અનેક રાવટીઓ ઉભી કરવામાં આવી હતી. રાવટીઓની વચમાં એક મોટો તંબુ આવેલો હતો. કોઈ નવું ગામ વસ્યું હોય એવો દેખાવ બની રહ્યો હતો. આ પ્હાડી પ્રદેશમાં રાવટીઓ શામાટે ઉભી કરવામાં આવી હશે? મંડળગઢના જુવાન રંગીલા–ફાંકડા પણ દુરાચારી વ્યસની ઠાકોર સુરસંગે તેના કારભારી મી. દેવીડ તથા સેવકો સાથે બે દિવસ થયા આ પ્રદેશમાં આવી શિકારને માટે પડાવ નાખ્યો હતો. દેવીડે દેવીસિંહ નામ ધારણ કર્યું હતું. ઠાકોર સુરસંગ તેને પૂછયા વિના કંઈ પણ કામકાજ કરતો નહિ. દેવીડના સહવાસથી જો કે પુષ્કળ ખર્ચ થતું પણ આનંદ ઘણો મળતો. દેવીડ પૈસાનો ઘણો ભૂખ્યો હતો. મંડળગઢનો કારભારી થતાં તેણે થોડા વર્ષમાં સારૂં દ્રવ્ય એકત્ર કર્યું હતું સુરસંગ ઠાકોરને તે હમ્મેશાં વિલાયતી દારૂના નિસામાં ચકચુર રાખતો. જાતજાતના વિલાયતી દારૂની બાટલીઓ પ્રતિમાસે યુરોપથી આવતી. તેમાં પણ મી. દેવીડનું કમીશન રહેતું. ઠાકોર તથા ઠકરાણીઓના ઉપયોગમાં આવતી તમામ વસ્તુઓ ખાસ યુરોપથી મંગાવવામાં આવતી. સુરસંગના જનાનામાં બધી મળીને પાંચ ઠકરાણીઓ હતી. ઉપરાંત બે ઉપપત્નિઓ પણ હતી. ઠાકોરની ઉપપત્નિઓને દેવીડે ઈંગ્લીશ સ્ટાઈલમાં રહેતાં શીખવ્યું હતું. ઠાકોર પોતે પણ અંગ્રેજી પોશાક પહેરતો. તેના શરીરનો રંગ શ્યામ હતો. કોટ પાટલુન હેટ વગેરે પહેરવાથી તે કંઈક જુદોજ ભાસતો. ઠાકોર સુરસંગ અને હલકી

જાતના દેવીડ ઉર્ફે દેવીસિંહના મનસ્વી કારભારથી મંડળગઢની પ્રજાને ઘણું સહન કરવું પડતું. કેટલાક અમલદારો અને ભાયાતો પણ દેવીડથી નાખુશ રહેતા. દેશી પોશાક પહેરતા વૃદ્ધ ભાયાતોની તો તે મશ્કરીયો કરતો. અમલદારોને કાલા સાબ તરીકે સંબોધતો. બે દિવસ થયા પણ શિકારનો પત્તો લાગ્યો નહોતો. ઠાકોરના સેવકો શિકારની શોધ કરી રહ્યા હતા.

ત્રીજા દિવસની એક સાંજે સુરસંગ અને તેનો મિત્ર દેવીડ તંબુની બહાર ખુરશીઓપર બેઠા હતા. બન્ને પૂર્ણ યુરોપી પોશાકમાં હતા. નજીકમાં એક નાનું ટેબલ આવેલું હતું. તેની ઉપર વિલાયતી દારૂની બોટલ અને બે પ્યાલા પડેલા હતા. નજીકમાં ઉભેલો એક ખવાસ દારૂના પ્યાલા ભરી બન્નેને આપતો હતો. દારૂના નિસાથી મસ્ત બનેલા બન્ને જણા વિધવિધ પ્રકારની વાતો કરી રહ્યા હતા. એવામાંજ દૂરથી એક ઘોડેસ્વાર દોડી આવતો જણાયો. નિસાથી ચકચૂર થએલા બન્ને મિત્રો તેની તરફ જોઈ રહ્યા. ઘોડેસ્વાર ઠાકોરની નજીક આવી ઘોડેથી નીચે ઉતર્યો અને અંગ્રેજી ઢબે લશ્કરી સલામ કરી ઉભો રહ્યો. દેવીડે પૂછ્યું:–"શું ખબર લાવ્યો છે?"

"જનાબ! ખુશખબર લાવ્યો છું." ઘોડેસ્વારે જણાવ્યું.

"ખુશખબર ક્યાંથી લાવ્યો છે?" દેવીડે ટોળથી પૂછ્યું.

"નજીકના જંગલમાંથી." સેવકે પ્રશ્નના જેવોજ જવાબ વાળ્યો.

"ચાલ ત્યારે એ ખુશખબર નેક નામદાર ઠાકોર સાહેબના ચરણમાં નિવેદન કરી દે." દેવીડે જણાવ્યું.

"અહિંથી થોડેક દૂર આવેલા એક ડુંગરમાં શિકાર રહે છે."

"શું તું શિકારની શોધમાં ગયો હતો?" ઠાકોરે પૂછ્યું.

"હા, હું અને મારાં માણસો બે દિવસથી શિકારની શોધમાંજ રખડીએ છીએ."

"ઓલરાઇટ. આ ખુશખબરને માટે તને શાબાશી આપ-વામાં આવે છે અને વધારામાં આ બોટલની અંદરથી દારૂનું એક જામ પણ ભરીને આપવામાં આવે છે. તે જામ તું નામવર ઠાકોર સાહે-બની તંદુરસ્તી ઇચ્છી ગટગટાવી જા." દેવીડે ઉભા થઇ દારૂનું એક જામ સ્વહસ્તે ભરી આપી ખબર લાવનારના હાથમાં આપ્યું. સેવક અતિ આનંદથી દારૂ ગટગટાવી ગયો. દેવીડે પૂછ્યું:—

"શિકારમાં હરણ છે કે જંગલી પાડો ?"

"અરે એથી પણ વધારે." નોકરે નિસાથી રક્ત થએલી આંખ્યોવડે સાહેબ સામે જોઈ કહ્યું.

"શું ગધેડું ?" દેવીડે જોરથી પૂછ્યું.

"અરે ના ના, શિકાર ભયંકર છે."

"ઝટ ભસીમરને કે શું છે ?" ઠાકોરે ગુસ્સાથી પૂછ્યું.

"મોટો વાઘ."

"છટ્ જવાદે એ વાત. વાઘનો શિકાર કરતાં ઘણી મહેનત પડે છે. આ સમાચાર ઠીક નથી.હરામખોર! આમ કરીને દારૂનું જામ ઉડાવી ગયો? હું તો સમજ્યો કે શિકારની ખુશખબરમાં કોઈ હરણ–સસલું–સાબર વગેરે હશે પણ છેવટે તેં વાઘની વાત જણાવી. મૂર્ખા ! વાઘનો શિકાર કરવો કંઈ સ્હેલ નથી. કેમ ઠાકોર સાહેબ ! મારૂં કહેવું બરાબર છે ને ?" દેવીડે ઠાકોર સામે નજર કરી પૂછ્યું. નિસાના ઘેનમાં ચકચુર બનેલો ઠાકોર બોલી ઉઠયો:—"મારા ફ્રેન્ડનું કહેવું સાચું છે. વાઘનો શિકાર કરતાં બહુજ ત્રાસ છુટે છે. હું જેટલો આનંદથી સસલાં–હરણ કબુતર મારૂં છું એટલો આનંદ મને વાઘના શિકારમાં મળતો નથી. વળી વાઘના નામથી મારે કંઇક વિચાર પણ કરવો પડે છે. વાઘ દગાબાજ હોય છે, તે છેતરીને તેનો દાવ ખેલે છે અને છેવટે મરવાની બીકથી ભાગે છે. અમે

બહાદુર રજપૂતો ભયભીત બની નાશી જનાર શિકારની સાથે ખેલ ખેલવામાં ઘણીજ નામોશી સમજીએ છીએ."

એવામાં પાછળ બેઠેલો એક વૃદ્ધ ભાયાત બોલી ઉઠયો:- "સાહેબ! ખરી મર્દાઈ તો વાઘ મારવામાજ છે. સસલાં-કબુતરનો શિકાર તો નાનાં છોકરાં પણ કરે છે."

દેવીડે ભ્રકુટી વક્ર કરી તે વૃદ્ધની સામે જોઈ ગુસ્સાથી પૂછ્યું:- "એટલે તમે કહેવા શું માગો છો? પાછળથી કાં ગાજ્યા?"

"હું કહેવા એજ માગું છું કે ખરેખરી બહાદુરી અને જવાંમર્દી તો વાઘના શિકારમાંજ છે." વૃદ્ધ ભાયાતે કહ્યું.

"જે બહાદુર હોય તેજ વાઘ સાથે લઢી શકે, એમજને?" દેવીડે પૂછ્યું.

"હાજી."

"પણ અમે વાઘ સાથે લડવામાં બહાદુરી સમજતા નથી. કારણકે તે જ્યારે ઘવાય છે ત્યારે તેનું પુંછડું બે પગ વચ્ચે દબાવી દે છે. એથી સમજવાનું કે તે દયા માગે છે. આપણો ધર્મ છે કે શત્રુપર દયા કરવી."

"સાહેબ! આવું બોલશો તો લોકો નામર્દ કહેશે."

દેવીડ રાતો પીળો બની બોલી ઉઠયો:-"ડેમ લોકો. અમે જો નામર્દ હોત તો અમારો દેશ વિલાયત કે જે અહિંથી હજારો માઈલ દૂર આવેલો છે ત્યાંથી અનેક દરિયા-નદિઓ-પ્હાડો વગેરે ઓળંગી અહિં કેવી રીતે આવી શકત? જો તમારા ભેજામાં એવોજ ખ્યાલ હોય કે હું અને ઠાકોર સાહેબ બીકણ છીએ, તો આજ પળે એ વાઘનો નાશ કરી અમારા પરાક્રમની ખાત્રી તમારા ચસકેલા ભેજાને કરી આપીએ છીએ. મારા નામવર ઠાકોર સાહેબ! સ્ટેન્ડઅપ ગો ઓન; ટેક રીવોલ્વર ઈન યોર હેન્ડ.' દેવીડ પગ પછાડી ઉભો થયો. ઠાકોર પણ તૈયાર થયો. હથીઆરબંધ સિપાહીઓ સાથે રાખી બન્ને

ઘોડે ચઢયા. દેવીડે વૃદ્ધ ભાયાતને પણ સાથે ચાલવાનું કહ્યું. આ વૃદ્ધ ભાયાત અનુભવી અને બુદ્ધિવાન હતો. ઠાકોર તેને માનની નજરે જોતો. દેવીડ પણ તેનું માન સાચવતો પરંતુ જ્યારે દારૂના નિસામાં હોય ત્યારે ફાવે એમ બકી આ વૃદ્ધની મશ્કરીયો કરતો. વૃદ્ધ ભાયાત શાન્તિથી સઘળું સહન કરતો. વૃદ્ધ ભાયાત ઘોડેસ્વાર થઈ બન્નેની સાથે ચાલ્યો અને હરામખોર દરજી સાહેબ વાઘના ઝપાટામાં આવી જલ્દી પૂરો થઈ જાય એમ મનમાં ઇચ્છવા લાગ્યો. સઘળા એક ડુંગર આગળ આવી અટકયા. ખબર લાવનારે એક ગુફા તરફ હાથ લંબાવી વાઘની જગા બતાવી. ઠાકોરે પોતાના માણસોને વાઘને બહાર લાવવાનો હુકમ કર્યો. સિપાહીઓ ધીમા પગલે ગુફા નજીક ગયા અને તેલથી ભીંજાવેલો એક સળગતો કાકડો ગુફાની અંદર ફેંકી નજીકની ઝાડીમાં છૂપાઈ રહ્યા. સળગતા કાકડાના તાપ—ધુમાડાથી અકળાઇને વાઘ ગુફાની બહાર નીકળ્યો. છૂપાએલા સિપાહીઓએ બંદુકોના બહાર કર્યા. વાઘ ઉશ્કેરાઈ બંદુકોના અવાજ કરનારા તરફ તલપ્યો. દૂર ઉભેલો ઠાકોર અને સૈનિકો આગળ વધ્યા. દેવીડ ગભરાઇને સૌની પાછળ રહ્યો. વૃદ્ધ ભાયાતે તેને આગળ આવવાને ઘણુંએ સમજાવ્યો પણ તે આગળ આવ્યોજ નહિ. ઠાકોરે તાકીને ગોળી છોડી, પણ તે ખાલી ગઈ. વાઘે ત્રાડ પાડી ઠાકોરપર હુમલો કર્યો. ઠાકોરે બીજો બહાર કર્યો. તે પણ ખાલી ગયો. આ વખતે વાઘે ઘોડાપર તરાપ મારી ઘોડાને પૂરો કર્યો. ઠાકોર ઘોડા નીચે દબાઈ બૂમેબૂમ પાડવા લાગ્યો. તેને બચાવવાની કોઇની હિંમત ચાલી નહિ. જો દૂરથી ગોળીબ્હાર કરે તો કદાચ ઠાકોરને વાગે અને નજીક જાય તો વાઘ ફાડી ખાય. આવી સ્થિતિમાં મૂકાએલા સિપાહીઓ સ્તબ્ધ બની આ ભયંકર દૃશ્ય અવલોકી રહ્યા. વાઘ ઘોડાને ફાડી ખાતો હતો. વૃદ્ધ ભાયાતે ઠાકોરને બચાવવા દેવીડને વિનંતિ કરી પણ તે ડરપોક દરજી સાહેબે જણાવ્યું કે પેટમાં સખ્ત દુઃખાવો થઈ આવવાથી લાચાર છું. "હત્ બાયલા." આમ

મનમાં બોલી વૃદ્ધ ભાયાત ઠાકોરને બચાવવા દોડ્યો. વાઘે ઘોડાને ફાડી–ચીરી નાખ્યો. ઠાકોર પાંદડાંની માફક તરફડતો હતો. વાઘ પંજો મારવાની તૈયારીમાં હતો. એવામાંજ વૃધ્ધે નજીક ધસી આવી વાઘની ગરદનપર તલ્વારનો ઘા કર્યો. વાઘે તેની તરફ તરાપ મારી. વૃદ્ધ ભાયાતે નીચા નમી વાઘના પેટમાં કટાર ભોંકી. વાઘે ભયાનક ત્રાડ પાડી. જંગલ ધ્રુજી ઉઠયું. સઘળાનાં કાળજાં કંપી ઉઠયાં. જોતજોતામાં તો તે વૃદ્ધ વીરે વાઘને પૂરો કરી નાખ્યો. વાઘને મરેલો જોતાંજ દેવીડ અને ઠાકોર વાઘના મૃત શરીરની નજીક દોડી આવ્યા અને બન્નેએ વાઘના શરીરપર તલ્વારોના ઘા કર્યા. વૃદ્ધ ભાયાત થાક–શ્વાસ ચઢવાથી દૂર બેઠો હતો. દેવીડે મોટી બૂમ મારી કે " ઠાકોર સાહેબે વાઘ માર્યો, વાઘ માર્યો." તેની આ બૂમને બીજાઓએ ઉપાડી લીધી. તેઓ પણ " ઠાકોર સાહેબે એકજ ઘાથી વાઘ માર્યો–વાઘ માર્યો " એમ બોલવા લાગ્યા. ઠાકોર પણ જાણે મોટું કામ કર્યું હોય અને પુષ્કળ મહેનત પડી હોય એમ જણાવવા એક વૃક્ષ નીચે જઈ થાક ખાવા બેઠો. દેવીડે તેની નજીક આવી વાઘ મારવા બદલ મુબારકબાદી આપી. આવું ઘણે ઠેકાણે બને છે. જ્યારે કોઈ રાજા અથવા તો ઠાકોર શિકારે નીકળે છે ત્યારે તેમની સાથે ઘણા માણસો હોય છે. શિકારની જગાએ આવી સાહેબ દૂર ઉભા રહે છે. ગરીબ નોકરો જીવના જોખમે વાઘ આદિ ક્રૂર જાનવરોને બોળી બહાર લાવે છે. શિકારના શોખથી આવેલા રાજા અથવા ઠાકોર સાહેબ સૌની સાથે ઘોડા દોડાવી બંદુકોના બ્હાર કરે છે. આખરે કોઈ નોકરની ગોળીથી વિંધાઇ શિકાર મરે છે; કે તત્કાળ શિકારને મારવાનું માન રાજા અથવા ઠાકોરને મળે છે. રાજા સાહેબે અથવા તો સાહેબ બહાદુરે મોટા વાઘનો શિકાર ઘણીજ બહાદુરી સાથે કર્યો એમ પેપરોમાં પણ છપાય છે. સુરસંગ ઠાકોરના સંબંધમાં પણ આવુંજ બન્યું. વાઘના મુડદાને લઇ સઘળા નગરમાં આવ્યા. વાઘ માર્યાની વાત આખા નગરમાં ફેલાઇ. ઠાકોરે તેમની જીંદગીમાં પ્રથમજ વાઘ મારેલો હોવાથી બીજે

દિવસ જાહેર તહેવાર તરીકે પાળવા માટે મંડળગઢમાં ઢાંઢી પીટાઇ. રાત્રે મહેલમાં મોટી મીજલસ થઈ. દારૂનાં જામ ઉપરાઉપરી ઉડવા લાગ્યાં. ગાન-તાનની ગમ્મત મોડા સુધી ચાલી. મધ્યરાત્રિ વિતતાં ગાન-તાનની સમાપ્તિ થઇ. બીજા દિવસે પણ એની એજ વાતો ચર્ચાવા લાગી. વાઘને મારી ઠાકોરને બચાવનાર વૃદ્ધ ભાયાતનું તો કોઇ નામજ ઉચ્ચારતું નહોતું. સાંજે મોટો દરબાર ભરાવાનો હતો. તે વખતે ડેવીડ સાહેબ ભાષણ કરી ઠાકોરને અભિનંદન આપનાર હતો. નવેક વાગ્યાના સુમારે ડેવીડ તેના બંગલાના કમ્પાઉન્ડમાં આમતેમ ફરી રહ્યો હતો. એવામાં વાઘ મારનાર ભાયાત ત્યાં થઇને નીકળ્યો. ડેવીડે તેને પોતાની પાસે બોલાવી કહ્યું: "કાં ડોસા! હવે તો ખાત્રી થઇને?"

"શાની?" ભાયાતે હસતા વદને પૂછ્યું.

"અમારી બહાદુરીની." ડેવીડે તેના સામે જોઈ રહેતાં કહ્યું.

"તમે શી બહાદુરી કરી છે?" વૃધ્ધે પૂછ્યું.

"અરે તમારીજ નજરે મેં અને ઠાકોર સાહેબે એટલુંજ ઝટઝટ વાઘને વધેરી નાખ્યો તે શું ભૂલી ગયા?"

"નાજી, મને બરાબર યાદ છે કે તે વખતે તમે અને ના. ઠાકોર સાહેબ ભયભીત બની પીંપળાના પાનની માફક ધ્રુજતા હતા."

"જટ, મોટી ભૂલ થાય છે, અમારી બહાદુરી બધા જાણે છે. તમે ભાંગ કે દારૂ પીધો હોય એમ લાગે છે. વારૂ સાંજે દરબારમાં આવશોને? ત્યાં આજે અફિણ અને દારૂનો છૂટથી ઉપયોગ થનાર છે અને આ સેવક નામદાર ઠાકોર સાહેબને અભિનંદન આપનાર છે."

ભાયાતે મર્મમાં હસીને પૂછ્યું:—"શું આપ મહેરબાન પોતેજ ભાષણ કરી ઠાકોર સાહેબનાં ગુણગાન ગાનાર છો?"

"યસ, હું પોતેજ." ડેવીડે છાતીપર હાથ મૂકતાં કહ્યું.

"પણ સાહેબ! એતો જણાવો કે ઠાકોર સાહેબના ગુણ ગાવાનું કારણ શું બન્યું છે?" વૃદ્ધ ભાયાતે દેવીડને ગમ્મતની ખાતર પૂછ્યું.

"ડોસા! જે ટુંક વાતમાં સમજી ન શકે તે તદ્દન બેવકુફ છે. હું આટલું વિસ્તારપૂર્વક કહી ચૂક્યો છતાં ન સમજ્યા જાણી મને ઘણું હસવું આવે છે અને પરમેશ્વરે તમને આટલી ઉમ્મરે પહોંચાડી બીલકુલ સેન્સલેસ રાખ્યા જાણી ઘણોજ દિલગીર થાઉં છું." દેવીડે કહ્યું.

અપમાનયુક્ત શબ્દો સાંભળી રાજપૂત લોહી ઉકળી આવ્યું. ડોસાની આંખ્યો લાલચોળ બની. અપમાનનો બદલો આપવાને મન ઉશ્કેરાયું, પણ સમય વર્તી તેણે બળાત્કારે મનને મનાવી ત્યાંથી ચાલવા માંડયું. દેવીડ તેને જતો જોઈ ખડખડાટ હસી પડયો અને પછી બંગલાની અંદર ચાલ્યો ગયો.

---

## ૩૬

## અભિનંદનનો દરબાર.

અન્યાય માર્ગે ગમન કરનાર દુષ્ટ દાંભિક એવો જે વ્યસની રાજા તેને અનુસરીને તેની હાજીહા કરીને જે મંત્રિઓ અમલદારો અને તેના મિત્રો વર્તે છે તેઓ પણ તેના પાપના વિભાગી થાય છે. એવા રાજા અને તેના અનુયાયીઓ જે રાજ્યમાં હોય તે રાજ્ય જલ્દીથી નાશ પામે છે. 'સુરસંગ અને તેના સલાહકારો રાજ્યને ફોલી ખાનારા હતા. રાંક રૈયતને રંજાડનારા હતા. તેઓ આ જગતમાં આનંદ વૈભવ માણવાને માટેજ આવ્યા છે એવું સમજનારા હતા. વાઘને મારનાર દૂર રહ્યો, અને વાઘ મારવાનો જશ ઠાકોરને મળ્યો. જીંદગીમાં

પ્રથમજ વાઘનો શિકાર કરવાથી સુરસંગ ઠાકોરની સર્વત્ર વાહવાહ થવા લાગી. કોઈ કહેતું કે ઠાકોરે એકજ ઝટકે વાઘને કાપી નાખ્યો. બીજો કહે ના ભાઈ ના, ઠાકોર સાહેબે તો બંદુકની ગોળીથી તેને વીંધી નાખ્યો. વાઘ મારવાની ખુશાલીમાં આજે સાંજે પાંચ વાગે મંગળગઢના મધ્ય વિભાગે આવેલા એક ખુલ્લા ચોગાનમાં દરબાર ભરાવાનો હતો. વિશાળ મેદાનમાં કિંમતી શેત્રંજીઓ—ગાલીચા બીછાવવામાં આવ્યા હતા. તેની ઉપર અનેક ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. ખુરશીઓની સામે બે ઉંચાં આસનો ગોઠવી તેની આગળ ટેબલ મૂકવામાં આવ્યું હતું. ટેબલપર શાહીનો ખડીઓ હોલ્ડર—પેન્શીલ અને કોરા કાગળો રાખવામાં આવ્યા હતા. પાંચ વાગતાં પહેલાંજ આમંત્રિત માણસોથી દરબાર ચિકાર ભરાઇ ગયો. સઘળા ઠાકોર સાહેબની રાહ જોઈ રહ્યા. પાંચમાં પાંચ મીનીટ બાકી રહેતાં ચાર સેવકોએ એક મોટું ગોળ ટેબલ ઉંચકી લાવી સર્વની નજર પડે એવી જગાએ મૂક્યું, આ પછી તે સેવકોએ વાઘના શરીરને ટેબલપર ગોઠવ્યું. પુનાની પ્રખ્યાત ગાયિકા પન્ના પણ તેના સાજ સાગ્રિતો સાથે સભામાં હાજર થઈ હતી. પાંચના ટકોરા થતાંજ બંદુકોના અવાજ થયા. થોડીવારમાંજ સુરસંગઠાકોર પૂર્ણ યુરોપિયન પોશાક પરીધાન કરી તેમના સેક્રેટરી—કારભારી મી. દેવીડ સાથે સભાસ્થાન સમીપ આવી પહોંચ્યા. દેવીડ યુરોપનો વતની હોવાથી શરીરે ગૌર હતો. તેણે અત્યારે પહેરેલા પોશાકથી તે કોઈ ઉંચ્ચ ખાનદાન યુરોપિય ગૃહસ્થ જેવો જણાતો હતો. જ્યારે ઠાકોરનો મિત્ર એવો સુંદર જણાતો હતો ત્યારે ઠાકોર કંઇક વિચિત્રજ દેખાતો હતો. ઠાકોર હિંદુસ્થાનનો હોવાથી શરીરે શ્યામ હતો, અને એ શ્યામ શરીરપર પહેરેલા અંગ્રેજી ઢબના પોશાકથી તે આ વખતે મર્કટ સમાન ભાસતો હતો. કોઈ અજાણ્યો માણસ તો તેને ઠાકોર નહિ પણ તેની સાથે ચાલનાર દેવીડનો બટલરજ માને. ધન્ય છે યુરોપિયનોને કે તેઓ હજારો માઈલથી

આ દેશમાં આવ્યા છે પણ તેમણે પોતાનો પ્રહેરવેશ કે માતૃભાષાનો પરિત્યાગ કર્યો નથી. ઠાકોરનો મિત્ર દેવીડ પણ ઠાકોરના પોશાકથી મનમાં હસતો હતો. સભાસ્થાનમાં પ્રવેશતાં દેવીડે માથાપરની હેટ ઉતારી હાથમાં લીધી ઠાકોરે પણ મિત્રનું અનુકરણ કર્યું. બન્નેએ ઉંચા આસનોપર સ્થાન લીધું. વાઘને મારનાર વૃદ્ધ ભાયાત પણ આ સભામાં હાજર હતો. સભામાં શાન્તિ પથરાઈ રહી. બાદ મી. દેવીડે ઉભા થઈ બોલવા માંડ્યું:—"નેક નામદાર, ગાય બ્રાહ્મણને માનનાર મહેરબાન ઠાકોર સાહેબ અને અહિં ભેગા થએલા ભાઇઓ ! હું પરદેશી હોવાથી તમારી ભાષામાં બરાબર બોલી શકીશ નહિ; પરંતુ ઘણાં વર્ષના સહવાસથી મેં ગુજરાતી ભાષાનું પુરતું જ્ઞાન મેળવ્યું છે; છતાં કંઇ ભૂલ જણાય તો તમે બધા મને માફી આપશો. મહેરબાનો ! આપણે સઘળા આજે જે કારણથી ભેગા મળ્યા છીએ તે સૌના જાણવામાં હોવાથી હું તે વિષે વધારે કંઈ વિવેચન કરી અમૂલ્ય સમય નકામો ગુમાવવા ઇચ્છતો નથી. વખતની કિંમત અમારા લોકો સારી રીતે સમજે છે. વખતની કિંમતથીજ અમે અમારૂં દરેક કામ પાર પાડી શકીએ છીએ. એશઆરામ-પ્રમાદ અને ભવિષ્યના વિચારોમાં વખત વિતાવનારાં હિંદીઓને અમારા સહવાસથી સમયની કિંમત આખરે સમજાશે.

ગૃહસ્થો ! હું હવે મારે જે કહેવાનું છે તે શરૂ કરૂં છું. આપણા નામદાર ઠાકોરસાહેબે મોટી બહાદુરી સાથે જે પુણ્યકાર્ય કર્યું છે તેને માટે આજનો આનંદનો દરબાર ગોઠવવામાં આવ્યો છે. વળી એક બીજી આનંદની વાત ઓજેજ મારા જાણવામાં આવી છે કે હિંદુસ્થાનમાં જાગેલા બળવાની શાન્તિ થઈ છે. કંપની સરકારને બદલે હિંદમાં મહારાણી વિકટોરીયાદેવીનું રાજ્ય શરૂ થયું છે. તેથી આજનો દિવસ આપણે ખૂબ ખુશાલીમાં ગુજારવો જોઇએ. જે માયાળુ ઠાકોર સાહેબના રાજ્ય અમલથી આપણે સંપૂર્ણ સુખમાં

છીએ તેને માટે આપણે પ્રભુનો પાડ માનવો જોઇએ. ગૃહસ્થો! આપણા માનવંતા ઠાકોર સાહેબે એક મોટામાં મોટા જબરજસ્ત ભયંકર વાઘનો શિકાર કર્યો છે. આ વાઘ આસપાસના ગામડાંઓમાંથી ગાયો–બળદ–ભેંસો–પાડા–બકરાં વગેરે ખેંચી જતો અને વખતે માણસ જાતનું પણ નુકશાન કરતો. એવા વિકાળ જાનવરને મારવા માટે ઘણા બહાદુરો મયદાન પડયા હતા પણ તેઓ વાઘ મારવાના કામમાં તદ્દન નિષ્ફળ નિવડયા હતાં. આ બાબત આપણા ઠાકોર સાહેબના કા'નપર અથડાતાંજ તેઓશ્રીએ વાઘનો નાશ કરવાની તૈયારી કરી. આ સેવકને પણ સાથે ચાલવાનો હુકમ થયો. અમે વિકટ પ્હાડ–જંગલમાં ગયા અને મનુષ્યજાત જે સ્થળે જવાની હિંમત ભાગ્યેજ કરી શકે તેવા ભયાનક સ્થાનમાં અમે તે વાઘને ખોળવા લાગ્યા. છેવટે વાઘની ગુફા મળી આવી. વાઘ ઉંઘતો હતો. આપણા એક સિપાહીએ સળગતો કાકડો અંદર ફેંક્યો. વાઘ મોટી બરાડ પાડી બહાર નીકળ્યો. તેને જોતાંજ ભલ ભલાનાં કાળજાં કંપી જાય એમ હતું. આપણા સિપાહીઓ પણ ધ્રુજી ઉઠયા. અમારો વિચાર એક મર્દની માફક તેની સામે થવાનો હોવાથી અમે તેને ચેતાવવા બંદુકનો અવાજ કર્યો. વાઘ ચારે પગે ઉછળી અમારી તરફ ધસી આવ્યો. અમે લાગલીજ ગોળીઓ છોડી. અમે આબાદ નિશાનબાજ હોવાથી અમારી ગોળીઓ ખાલી ગઇ નહિ. પ્રથમ નામદાર ઠાકોર સાહેબની ગોળી તેના કપાળમાં વાગી અને પછી મારી ગોળી તેના પેટમાં પેઠી. લોહીમાં તરબોળ થએલો વાઘ મોટી ચીસ પાડી જમીનપર પડયો. ઠાકોર સાહેબનું શૌર્ય આ વખતે જોવા જેવું હતું. તેમણે ખૂબ ઉશ્કેરાઇને નીચે પડેલા વાઘને તલ્વારનો મજબૂત ફટકો લગાવ્યો. વાઘ મરણને શરણ થયો. તેના શરીરને અહિં લાવવામાં આવ્યું.

ગૃહસ્થો! આ સામે જણાતા ટેબલ પર જે વાઘનું મુડદું

પડેલું છે એ તેજ વાઘ છે. તમે તેના તરફ જોશો તો તરતજ
ખાત્રી થશે કે તે ઘણો જ ભયંકર હશે; પણ આપણા બહાદુર હિં-
મતબાજ નામદાર ઠાકોરસાહેબે તેની ભયંકરતાનો નાશ કરી તેના-
થી પીડાતી પ્રજાને સુખી કરી છે. મહેરબાનો! આવા ભયંકર-મોટા
વાઘને મારવો તે મર્દનુંજ કામ છે. આવા જબરજસ્ત વાઘનો
શિકાર ખેલનાર નામદાર ઠાકોર સાહેબ ખરેખરા ધન્યવાદને પાત્ર
છે. અમારા દેશમાં શિકારીઓનાં વખાણ ઘેર ઘેર ગવાય છે અને
વર્તમાન પત્રોમાં પણ મોટા અક્ષરે છપાય છે. ગૃહસ્થો! હવે મારે
વિશેષ કંઇ કહેવા જેવું રહ્યું નથી. આજના આનંદનો પ્રસંગ અને
વાઘ મારવાની બહાદુરીનું વર્ણન હું મુંબાઈ તથા અમદાવાદનાં
વર્તમાન પત્રો પર મોકલી આપીશ. નામદાર બ્રીટીશ સરકારને પણ
આપણા નામવર ઠાકોર સાહેબની બહાદુરી તારથી જણાવીશ. ઇચ્છું
છું કે તમે સૌ મારા કહેવાને સંમત થશો." આટલું લંબાણ વિવે-
ચન કરી ડેવીડ ખુરશી પર બેસી ગયો. સભાજનોએ કરતલ ધ્વનિથી
તેના ભાષણને વધાવી લીધું. તાળીયોનો અવાજ શાન્ત થતાં બે
અમલદારોએ ઉભા થઈ ડેવીડના વિચારને અનુમોદન આપ્યું. આ
પછી સુરસંગ ઠાકોરે ઉભા થઈ પોતાને આપેલ અભિનંદનને
માટે સર્વનો ઉપકાર માન્યો અને વાઘ મારવામાં કેટલી મુશ્કેલી
રહેલી છે તથા હિંમત કેવી જોઈએ વગેરેનું વિવેચન કર્યું. ભાષણ
કરતા ઠાકોરની છાતી હર્ષથી ફુલાઈ જતી. પહેરેલું બદન ફાટી જશે
કે શું એમ જણાતું હતું. ઠાકોર ભાષણ પુરૂં કરી તેના આસને
બેઠો. આ પછી દારૂ-અફીણનો છૂટથી ઉપયોગ થયો. સુકો મેવો અને
મિઠાઇ વ્હેંચાઇ. પાન સોપારી અપાયા બાદ અત્યાર સુધી શાન્ત બેસી
રહેલી પન્નાએ પુષ્પનો એક હાર ઠાકોર સાહેબ તથા બીજો હાર મી.
ડેવીડના કંઠમાં પહેરાવ્યો. આ વીધિ સમાપ્ત થતાં કોકિલકંઠી પન્નાએ
સુંદર ગાન ગાવાનું શરૂ કર્યું સવળાએ વાહ-વાહ ઉચ્ચારી ગાયિકાનાં
વખાણ કર્યાં. પન્નાએ ગાન-નાચ પૂર્ણ કરી ઠાકોરને સલામ કરી.

ઠાકોરે મોતીની માળા પોતાના કંઠમાંથી ઉતારી તેના ગળામાં પહેરાવી. દેવીડ સાહેબે પણ કંપની સરકારની છાપની દસ દસ રૂપીઆની દસ નોટો ખીસ્સામાંથી બહાર કાઢી પન્નાના હાથમાં મૂકી. પોતાની બરાબર કદર થએલી જાણી પન્ના પ્રસન્ન થઈ અને તેણે મીઠા મોહક શબ્દોથી ઠાકોરનો ઉપકાર માન્યો. આ પછી એક ભાટે ઉભા થઇ ઠાકોર સાહેબના બાપદાદાઓના વખાણનું એક કવિત લલકાર્યું. તેને પણ ઈનામ મળ્યું. છેવટે આજના આનંદના દરબારની સમાપ્તિ થઈ.

---

## ૩૭

### મંડળગઢમાં.

નવીનપુરથી નીકળેલો કૃષ્ણશર્મા તેની સાથેના માણસો સાથે મંડળગઢમાં આવી પહોંચ્યો. તેણે પોતાના આવવાના સમાચાર મેરૂ ખવાસ સાથે ઠાકોરને મોકલાવી પ્રથમ દેવીડની મુલાકાત લીધી, અને પોતાની મલીન મનોભાવના તેને બરાબર સમજાવી. ધનના લોભી દેવીડે થોડીકવાર વિચારવશ હોવાનો ડોળ કરી તેના કાર્ય પ્રત્યે પોતાની અસંમતિ દર્શાવી. ચાલાક કાળીદાસે ધીમે રહીને સો સોની પાંચ નોટો તેના હાથમાં મૂકી દીધી. કૃષ્ણશર્માએ બીજી કેટલીક લાલચો દર્શાવતાં જણાવ્યું કે જો આ કામમા ફત્તેહમંદ થઈશું તો ઠાકોર સાહેબની પાસેથી પણ સારૂં દ્રવ્ય મેળવી શકીશું. દેવીડે લોભને વશ થઇ કારભારીને પૂરેપૂરી મદદ કરવાનું વચન આપ્યું. કૃષ્ણશર્મા અને કાળીદાસ દરબારી ઉતારે ગયા. મેરૂખવાસ રાત્રિના નવ વાગ્યા પહેલાં બન્નેને બોલાવવા આવ્યો. બરાબર નવના ટકોરે કારભારી અને કાળીદાસ ઠાકોરના દિવાનખાનામાં આવ્યા. ઠાકોર આરામ ચેરમાં પડી સીગાર ફુંકતા હતા.

ડેવીડ નજીકની ખુરશીમાં બેસી અવનવાં ગપ્પાં હાંકી રહ્યા હતા. બન્ને મદિરા દેવીને યોગ્ય ઇન્સાફ આપી ચૂક્યા હોય એમ જણાતું હતું. કૃષ્ણશર્માએ ઠાકોર તથા ડેવીડ સાથે સેકહેન્ડ કરી ખુરશીમાં સ્થાન લીધું. કાળીદાસ થોડેક દૂર શેતરંજી પર બેઠો. ઠાકોરે કારભારીનું કુશળ પૂછી નવીનપુરના જાગીરદાર સંબંધી કેટલીક વાતચીત કરી. કારભારીએ વાતમાંને વાતમાં સુરબાળાની વાત છેડી તેના રૂપનાં પુષ્કળ વખાણ કર્યાં. ઠાકોરે છબી જોવાની ઇચ્છા જણાવતાં જ દૂર બેઠેલા કાળીદાસે બેગમાંથી છબી કાઢી ઠાકોરના હાથમાં મૂકી. નિસાથી ચળકતાં નેત્રો વડે ઠાકોર છબીને અવલોકી રહ્યો. ડેવીડ પણ ઠાકોરના હાથમાંની છબી ધ્યાનપૂર્વક જોઈ રહ્યો. ઠાકોર લોભાયો. તત્ક્ષણ તે બોલી ઉઠ્યો:—"શું તે આવી ખૂબસુરત છે?"

"અરે આથી પણ વિશેષ. નવીનપુરનો જાગીરદાર તો આની પાછળ દિવાનો બન્યો છે." કાળીદાસે કહ્યું.

"શું આવી રૂપસુંદરી એક જાગીરદારના ઘરમાં? છટ, એમ કદી બનેજ નહિ. આવી રમણીઓનું નિવાસસ્થાન તો અમારા માનવંતા ઠાકોર સાહેબના રણવાસમાંજ હોવું જોઇએ." ડેવીડ બોલી ઉઠ્યો.

"એમ સમજીનેજ હું અહિં આવ્યો છું. ના. ઠાકોર સાહેબ મારા પરમમિત્ર છે. ઠાકોર સાહેબના પિતાના અનંત ઉપકાર મારી પર થએલા છે; એ ઉપકારનો કંઇક બની શકતો બદલો વાળું એમ સમજીને કાગ હંસલીને ઉપાડી જાય એ પહેલાંજ તેને હંસ હરી જાય એવી મારી ઇચ્છા છે." કૃષ્ણશર્માએ જણાવ્યું.

ઠાકોરે છબીને નજીકના ટેબલપર મૂકી મંદમંદ હસતાં કહ્યું:— "મી. કૃષ્ણશર્મા! મારા પ્રત્યેની તમારી આવી મહાન લાગણીને માટે હું તમારો આભારી છું. છબીની સુંદરી ઘણીજ ખૂબસુરત

હોય એમ જણાય છે. મારો રણવાસ શોભાવે તેવી છે. આ છબીની સુંદરીએ મારૂં ભાન ભૂલાવી દીધું છે. તેના વિનાની એક પળ પણ હવે મુસ્કેલીથી પસાર થશે. કામદાર! કહો આ સુંદરી મને ક્યારે મળશે ?"

"આ રમણી રાજીખુશીથી તમારા ઝનાનામાં દાખલ થઈ જાય એમ નથી; પણ તેને માટે તો...કૃષ્ણશર્માએ ધીરેથી વાત કરી કે જે દૂર બેઠેલો કાળીદાસ પણ સાંભળી શક્યો નહિ. ઠાકોરે થોડીક ક્ષણ વિચારવશ રહી પૂછ્યું:-"કહો ત્યારે એ કાર્ય ક્યારે પૂરૂં થશે ?"

"એનો નિર્ણય હવે પછીથી કરીશું." કૃષ્ણશર્માએ જણાવ્યું. વાતોમાં ઘણો વખત વિત્યો. મધ્યરાત થતાં કારભારી–કાળીદાસ અને દેવીડ મહેલની બ્હાર નીકળ્યા. દેવીડ તેના બંગલે ગયો. કારભારી અને કાળીદાસ તેમના ઉતારે ગયા. સુરસંગઠાકોર એકલો પડ્યો. પુનઃ દારૂનું એક જામ ઉડાવ્યું. તેના મનમાં સુરબાળાની સુંદરતાના વિચાર થઇ રહ્યા હતા. ટેબલપર મૂકેલી છબીને ઉપાડી ઠાકોર પર્યંકમાં પડ્યો અને એકજ ધ્યાનથી સુરસુંદરીની છબીને નિહાળી રહ્યો. તે જેમ જેમ વધુ સમય છબીને જોઈ રહ્યો તેમ તે વધુ મોહાંધ બનતો ગયો. આ વિષયના કીડા–નારકી ઠાકોરના રણવાસમાં રૂપ સંપન્ન નારીઓ હતી. ગોવાની બે ખૂબસુરત ઉપપત્નીઓ પણ હતી; છતાં પણ આ દુરાચારીને તૃપ્તી થતી નહોતી. આ નારકી જીવ નિરંતર નવીન રમણીને જોતાંજ મોહાંધ બનતો. તેની રાણીઓમાં મુખ્ય રાણી ઘણી સુંદર અને પ્રેમાળ હતી, તેને એક પુત્ર પણ હતો. આ રાણી સાચા દિલથી તેના પતિને ચ્હાતી પણ ઠાકોરની નજરે તો તે એક રૂપ રંગ વગરની ભગતડી ધર્મઘેલી જણાતી. સ્વામીના દુરાચારથી તથા કુમાર્ગે પાણીના પૂરની માફક થતા દ્રવ્ય વ્યયથી રાણીને ઘણું લાગી આવતું. કોઇ વખતે તો તેનું લોહી ઉકળી આવવાથી ઠાકોરને સ્પષ્ટ શબ્દોમાં શીખામણના

શબ્દો સંભળાવતી; પરંતુ નફ્ફટ ઠાકોરને રાણીના હિત શબ્દોની લેશ માત્ર પણ અસર થતી નહોતી. નવીનપુરના કર્તવ્ય ભ્રષ્ટ કામદારને રાણી ઘણી સારી રીતે ઓળખતી હતી. જે સમયે કૃષ્ણશર્મા–દેવીડ અને ઠાકોર સુરબાળા સંબંધી વાતો કરતા હતા તે સમયે રાણી જાગતી હતી. ઠાકોરના શયન સ્થાનની પાછળજ તેનો ઓરડો આવેલો હોવાથી રાણીને તેઓની દરેક વાત સ્પષ્ટ સંભળાતી હતી. છેલ્લો નિર્ણય કરી સઘળા ચાલ્યા ગયા. પાપીઓના નિર્ણયથી રાણી કંપી ઉઠી. તત્કાળ દ્વાર ઉઘાડી ઠાકોર સમક્ષ આવીને ઉભી રહી. ઠાકોર ચમક્યો–સ્તબ્ધ બન્યો. તેણે રાણીના સામે નજર કરી અને આ પાપ અત્યારે શામાટે આવ્યું એમ તેના મનમાં થયું. તેણે હાથમાંની છબીને છૂપાવવાનો પ્રયત્ન કર્યો; પણ તે પહેલાં રાણીએ તેના હાથમાંથી છબી લઈ લેતાં કહ્યું:–"આ શું છે ?" ઠાકોર પલંગમાં બેઠા થઈ હસ્તાવદને કહ્યું:–"તે એક સુંદર છબી છે. કેવી કાચની પુતળી જેવી જણાય છે ?"

"આ કોણ છે ?" રાણીએ ગંભીર મૂખે પૂછયું.

"તે એક ન્હાડી રૂપસુંદરી છે. શિકારમાં મારો અને તેનો અચાનક મેળાપ થઇ ગયો. તે મારા રૂપ–વૈભવથી મારી તરફ આકર્ષાઇ અને છેવટે મારી સાથે પરણવાની તેણે મનથી પ્રતિજ્ઞા કરીછે."

"શામાટે જુઠું બોલી આવરદા ઓછો કરો છો ?" રાણીએ કહ્યું.

"શું હું જુઠું બોલું છું ?" ઠાકોરે ડોળા ઘુરકાવી પૂછયું.

"હા, આ છબી નવીનપુરનો કારભારી અહિં લાવ્યો છે એમ કેમ કહેતા નથી ? "

ઠાકોર સ્તબ્ધ બન્યો. રાણી સઘળું જાણી ગઈ છે. હવે તેની સાથે માથાકુટ કરવામાં સાર નથી એમ સમજી તે બોલ્યો:–"રાણી !

તું માને એ ખરૂં. મેં તો તને જે ખરૂં હતું તે જણાવી દીધું. કહે હવે તારે શું કરવું છે?"

"મારે શું કરવાનું હોય? જ્યાં આભ ફાટ્યું હોય ત્યાં થીગડું ક્યાંથી દેવાય?"

"એટલે? તું કહેવા શું માગે છે?" ઠાકોરે કંઈક ગુસ્સાથી પૂછ્યું.

"ઠાકોર! કહેવાનું હતું તે ક્યારનુંએ કહી દીધું છે; પણ તેની ક્યાં કંઇ અસર થાય છે? હજી ચેતો. સમય વીતી જાય છે. ગોરો દરજી અને કામદાર તમને પાપ માર્ગે દોરે છે. વિચારો, ઉત્તમ કુળને શામાટે કલંક લગાડો છો?"

"મારે તારૂં કંઈજ સાંભળવું નથી." ઠાકોરે જણાવી દીધું.

"તમે નહિ સાંભળો, છતાં હું મારી ફરજ સમજી કહેવાનું હશે તે જરૂર સંભળાવીશ. ઠાકોર! હદ થાય છે. ન્યાય–નીતિનું ઉલ્લંઘન થાય છે. માનવ જન્મ વારંવાર પ્રાપ્ત થનાર નથી. તમે રાજા છો. પ્રજાના પાળક છો. તમે પાપમાર્ગે ગમન કરશો તો અન્યજનો પણ તે માર્ગે ગમન કેમ નહિ કરે? તમારા રણવાસમાં રૂપ રંગવાળી રાણીઓ છે, બે ઉપપત્નીઓ પણ સુંદર છે. તો શું તમને સંતોષ નથી થતો કે જેથી શ્વાનવૃત્તિ ધારણ કરી રહ્યા છો?"

રાણીના શબ્દોએ તીરની ગરજ સારી. ઠાકોર ગુસ્સે થઇ બોલી ઉઠ્યો. "રાણી! તું હવે અહિંથી ચાલી જા. તારૂં બોલવું મને ઝેર જેવું લાગે છે. હું ધર્મ–અધર્મ ન્યાય–નીતિ વગેરેને સારી રીતે સમજું છું. હું તો જેમ કરૂં છું તેમજ કરવાનો. જીવનમાં જે સુખ ભોગવ્યું તેજ પોતાના બાપનું. તું મારૂં સુખ જોઈ બળી જાય છે. તું ઝેરીલી છે, પણ યાદ રાખજે કે આ પ્હાડી રૂપસુંદરીને હું જરૂર અહિં લાવીશ. તું સદાય મનમાં બળી મરજે." ઠાકોરે જણાવ્યું.

"હું તો જ્યારથી તમને પરણી છું ત્યારથીજ બળેલી છું. પ્રભુ જલ્દીથી તેના દરબારમાં બોલાવી લે તો સારૂં કે જેથી એક દુઃખી અબળા તેના ભ્રષ્ટ ભર્તારથી છુટી થાય." રાણીએ સજળ નયને કહ્યું.

"તું હવે અહિંથી જાય છે કે નહિ? આ શાન્તિના સમયે શામાટે મારી શાન્તિમાં વિક્ષેપ પાડવા અહિં આવી છે?"

"હું મારી ફરજ બજાવવા આવી છું. એવી કઇ કમભાગ્ય પત્ની હશે કે જે તેના પતિનો દુરાચાર નિહાળી તેને કંઈ પણ કહેશે નહિ?"

"પણ તારે એકલીને કહેવાનો શો અધિકાર છે? મારે તારા સિવાય શું બીજી રાણીઓ નથી? હું કંઈ તારો એકલીનોજ પતિ છું?"

"કુળના કુવામાં ફેંકાએલી તમારી બીજી રાણીઓ તમારા પાપકર્મો જાણી–નિહાળી છાનું–છાનું રડયા કરે છે. તે ગરીબડીઓ સારી રીતે સમજે છે કે નફટ પતિને તેમના કહેવાથી કંઇ પણ અસર થનાર નથી."

ઠાકોર અકળાઇને બોલી ઉઠયોઃ–"જો તું અને તે રાણીઓ મને નફટજ સમજતી હો તો મને પણ તમારી કંઈજ પરવાહ નથી. હું આજથી તમને સઘળી વાતની છુટ આપું છું. તમારે અહિં ના રહેવું હોય, આ સ્થળ પાપવાળું હોય તો સુખેથી તમને ચાલ્યા જવાની હું રજા આપું છું. જેવો હું સ્વતંત્ર વિચારનો થયો છું તેવા વિચારની થવાનો મારી રાણીઓને સંપૂર્ણ હક્ક છે. હું હવેથી કોઇની સ્વતંત્રતા પર દાબ મૂકવામાં અન્યાય સમજું છું. ગોરા સાહેબો સ્વતંત્રતાના હિમાયતી છે, મેં તેમનું અનુકરણ કર્યું છે, સમજી?"

પવિત્ર રાણીને ઠાકોરના શબ્દો સાંભળી ઘણું લાગી આવ્યું. તેની આંખ્યોમાંથી અશ્રુધારા વ્હેવા લાગી. તે આત્મગત બોલીઃ–

"ઓ પ્રભુ ! હું આ શું સાંભળું છું ? એક પ્રજાપાલક અને દેવના વંશજ કહેવાતા ઠાકોરના મુખમાંથી આવાં વિષ વચનો કેમ નીકળે છે? ખરેખર સમયનોજ પ્રતાપ: પવિત્ર ભારત માતા ! તારાં સંતાનોના આવા અધમ વિચાર તારી અધોગતીજ સૂચવે છે. મનુષ્યો નીતિ વિનાની સ્વતંત્રતાનો સ્વિકાર કરી પરતંત્રતાની બેડીઓને વધુ મજબૂત કરે છે. મારો પતિ અને અન્યજનો ગોરા લોકોનું અંધ અનુકરણ કરે છે, પણ તેમના સાચા ગુણો-કર્તવ્યનું અનુકરણ કરતા નથી. પરીણામે સર્વસ્વ ગુમાવવું પડશે, અને ખરા કર્તવ્ય નિષ્ટ વિદેશી વ્યાપારીઓના ચરણમાં રાજા તથા પ્રજાને શિર ઝુકાવવા પડશે. ભારતની ભયાનકતા હું અત્યારથીજ જોઇ રહી છું. પ્રભુ! તું કરે એ ખરૂં." આમ અંતરમાં બોલતી-વિચારતી રાણી ઠાકોરના મુખ સામે જોઇ રહી. પુન: ઠાકોર બોલી ઉઠયો:-"કાં શું વિચાર કરો છો ?"

"તમારા ભાગ્યના પરીવર્તનનો."

"મારૂં ભાગ્ય તો કયારનુંએ ફરી ગયું છે."

"આખરે વિમાસવું પડશે."

"શું મારે ?" ઠાકોરે મૂછપર હાથ ફેરવતાં પૂછયું.

"હા, તમારે અને તમારા જેવા કુટિલ વિચાર વાળાઓને."

"હું માનતોજ નથી."

"એ તો આગળ ઉપર માનવું પડશે. સ્મરણમાં રાખજો કે ન્યાય-નીતિનું ઉલ્લંઘન કરવાથી-મનસ્વી વર્તન ચલાવવાથી આખરે તમારી સ્વતંત્રતા નષ્ટ થશે. અન્યની દયાપર જીવવું પડશે. દુ:ખનાં રૂદન પરાયાની આગળ રડવાં પડશે. અધમ આચરણથી રાજ્યસત્તા પણ નષ્ટ થશે. તમારી તલ્વારો મ્યાનમાંજ કટાશે. તમારે તમારા ભાગ્યના કર્તા-હર્તા ઉપર આધાર રાખી કાળ નિર્ગમન કરવો પડશે." રાણીએ આવેશ યુક્તવદને જણાવ્યું.

દારૂના નિસામાં ચકચુર બનેલા ઠાકોરે ખડખડાટ હસી પડતાં કહ્યુંઃ—"તું મોટા ભવિષ્યવાદીની દીકરી ખરીને કે જેથી ભવિષ્ય ભાખે છે ? જા, જતી રહે. નાહકનો ટીકટીકારો શાને કરે છે ? હું બીજી રાણી લાવું તેમાં તારૂં શું બગડી જાય છે."

"તમારી અને રાજ્યની પ્રતિષ્ઠાનું લીલામ થાય છે."

"તે મારે સમજવાનું છે. તારે શું ? મારી પ્રતિષ્ઠા તું ભલે ગમે એમ માને; પણ જગતમાં મારી આબરૂ ઘણી વધી છે."

"અને પ્હાડી કન્યા લાવવાથી તેમાં વધુ વધારો થશે નહિ વારૂં ?" રાણીએ રોશથી પૂછયું.

"જરૂર. તે ભણેલી–ગણેલી અને સુંદર છે."

"પણ તેના યોગ્ય તમે કયાં છો ?"

"કેમ વારૂં ?" ઠાકોરે ડોળા ઘુરકાવી પૂછયું.

"મને શું પૂછો છો ? તમારા દુર્ગુણ અને તેના ગુણની તુલના કરો. તેની વિદ્વતા અને તમારી મૂર્ખતા વિચારી જુઓ." રાણીએ છેડાઇને કહ્યું.

"બસ તું એકદમ અહિંથી ચાલીજા, નહિ તો કંઇક નવાજુની થઈ જશે. જાય છે કે નહિ ?" ઠાકોરે બરાડ પાડી.

પોતાના કહેવાની કંઇપણ અસર થનાર નથી સમજી પવિત્ર રાણી પોતાના ભાગ્યને નિંદતી પોતાના ઓરડામાં ચાલી ગઇ. તેના ગયા પછી ઉશ્કેરાએલા સુરસંગે મગજને શાન્ત કરવાના ઈરાદે નજીકમાં પડેલા ટેબલ પર મૂકેલી સૂરાની શિરોહીમાંથી મદ્યનો ગ્લાસ ભરી કંઠસ્થ કર્યો અને છેવટે પાછલી રાત્રે નિદ્રાધિન થયો.

---

# ૩૮

## કરૂણ દશા.

ચંદ્રાવતી જવા નીકળેલા કુમુદ અને હરનામના ઘોડા પૂર ઝડપે દોડતા હતા. કમિલિનીને જોવા-મળવા કુમુદનું મન અધીરૂં બન્યું હતું. તેના હૃદયમાં કમિલિનીના જ વિચાર તરંગો ઉછળી રહ્યા હતા. ચંદ્રાવતી હવે નજીક હોવા છતાં તેને ઘણું દૂર હોય એમ લાગતું. છેક સાંજના તેઓ ચંદ્રાવતીમાં પ્રવેશ્યા જમીનદાર લક્ષ્મીદાસની હવેલી આગળ આવી ઘોડેથી નીચે ઉતર્યા. રામપુર વાળો વજેસંગ વાઘેલો હવેલીના ઓટલા પર બેઠો હતો. કુમુદને જોતાંજ તેની ખુશાલીનો પાર રહ્યો નહિ. તેણે હવેલીમાં જઈ કુમુદના આવવાના સમાચાર જણાવ્યા. લક્ષ્મીદાસે કુમુદને હૃદય સરસો દાબ્યો. તેની આંખ્યો સજળ બની. તેણે ગળગળે સાદે કહ્યું:— "ભાઈ! છેવટે તું આવી પહોંચ્યો એ સારૂં કર્યું. કમળની સ્થિતિ ગંભીર છે, તે થોડા કલાકની મહેમાન હોય એમ જણાય છે." આવું સાંભળી કુમુદના હૃદયને સખ્ત આઘાત થયો. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. તે મનમાંજ બોલી ઉઠ્યો "શું કમિલિની આ અવનિમાંથી સદાયને માટે ચાલી જશે? શું તે મને એકલો મૂકીને સ્વર્ગમાં જશે? ના, ના, મારો અંતરાત્મા ના કહે છે. મારી કમળ એટલી નિષ્ઠુર નથી કે મને ત્યજીને ચાલી જાય" કુમુદે આંખ્યોનાં અશ્રુ લ્હોઈ લક્ષ્મીદાસ પ્રત્યે કહ્યું:—"મને કમળની પાસે લઇ જાઓ."

લક્ષ્મીદાસ તેને કમિલિની પાસે લઈ આવ્યો. કમિલિનીને જોતાંજ કુમુદનું હૃદય રડી ઉઠ્યું. શરીરે શુષ્ક-કાષ્ટવત્ બનેલી કમિલિની પથારીમાં સૂતી છે, તેની આંખ્યો બંધ છે. શ્વાસથી

તેનું હૃદય ઉછળી રહ્યું છે. તેના ઉસીકા આગળ બેઠેલી એક વૃદ્ધ બાઈ થોડી થોડીવારે તેના મુખમાં ચમચાથી પાણી નાખે છે. પાણી ગળામાં ઉતારતાં તેને દુઃખ થતું હોય એમ જણાય છે. મુખ ઉઘડે છે. તેમાંથી નીકળતા શ્વાસોશ્વાસમાં રામ—નારાયણ--કુમુદના નામના ધીમા અવાજ સંભળાય છે. તેની આ કરૂણા દશા અવલોકતાં જ કુમુદ દિવાના જેવો બન્યો. તે આત્મગત બોલી ઉઠયો : “ આહ ! કમળની આ કેવી અવદશા ? ઓ વિભુ ! આ શા લેખ ? ” કુમુદ તેની પથારી પાસે બેઠો. તેની આંખ્યોમાંથી અશ્રુધારા વ્હેવા લાગી. ત્યાં બેઠેલા વૈદ્યરાજે તેને ઇસારતથી શાન્તિ ધારણ કરવાનું સૂચવ્યું; પણ તેનું હૃદય શાન્તિ શી રીતે ધારણ કરી શકે ? કમિલિનીનું કષ્ટ નિહાળી તેના હૃદયમાં દુઃખની પ્રચંડ આગ સળગી રહી હતી. તેને સમસ્ત જગત ઘોર અંધકારમાં વિલિન થતું જણાયું. તેણે ધીમેથી કમિલિનીના કપાળપર હાથ મૂકી રડતા અવાજે કહ્યું :—“ કમળ ? ” પણ કોણ સાંભળે ? શરીરમાં સખ્ત તાવ હોવાથી કપાળ ખૂબ ગરમ લાગ્યું. કુમુદે તેના કાંન નજીક મુખ રાખી પુનઃ તેના નામનો ઉચ્ચાર કર્યો. કપાળપર મૂકેલા હાથથી અથવાતો પરિચીત અવાજ કાંનના ઉંડાણમાં ઉતરવાથી કમિલિનીએ એકાએક આંખ્યો ઉઘાડી. તેની નજીક બેઠેલા લક્ષ્મીદાસે કહ્યું:—“ બ્હેન ! કુમુદ આવ્યો છે. ”

કમિલિની પોતાના મુખ સામે જોઈ રહી છે; પણ તે હજી ઓળખતી હોય એમ જણાતું નથી. એમ સમજી કુમુદ ધીમા અવાજે બોલ્યો:—“ કમળ ! હું આવી પહોંચ્યો છું. તું...” કુમુદથી વધારે બોલી શકાયું નહિ. એક નાના બાળકની માફક તેનાથી રડી જવાયું. આ સમયેજ કમિલિનીએ તેને ઓળખ્યો હોય એમ જણાયું. બન્નેની આંખ્યો મળી. કમિલિનીની આંખ્યોમાંથી એકાએક અશ્રુ નીકળ્યાં. તેણે એક દીર્ઘ શ્વાસ મૂકી આંખ્યો બંધ

કરી. તેને શાન્તિ વળી હોય એમ જણાયું. પાસે બેઠેલી વૃદ્ધાએ તેના મુખમાં જળ રેડયું. આ વખતે પાણી વગર મુશ્કેલીએ કંઠમાં ઉતરી ગયું. કુમુદ હજી પણ રડતો હતો. લક્ષ્મીદાસ તેને બીજા ઓરડામાં લઈ ગયો; અને તેને ધૈર્ય ધારણ કરવાનું સુચવી જમી લેવાનું કહ્યું. કુમુદે જમવાની અનિચ્છા જણાવી. છેવટે હરનામ એકલાએ ભોજન કરી લીધું, રાત્રિ વિતવા લાગી. કમિલિની અચેતનાવસ્થામાં હતી; પણ ખૂબ જોરથી ઉછળતો શ્વાસ કંઇક ધીમો પડયો હતો. વૈદ્યરાજને કંઇક આશા બંધાઈ. મધ્યરાત્રિ થતાં વજેસંગ વાઘેલા સિવાય સઘળાએ શયન કર્યું. કુમુદ અને હરનામ એક ઓરડામાં પથારી પર આડા થયા હતા. કમિલિની હવે જીવશે નહિ ધારી કુમુદના દુઃખ શોકની સીમા રહી નહોતી. પોતે જાણે અંધકારના મહાસાગરમાં મૃત્યુના કિનારે ઉભો હોય એમ તેને થવા લાગ્યું. તેનું સમસ્ત શરીર કંપતું હતું. તે મન સાથે બોલતો હતો કે :—"કમળ વિના આ જીવન વૃથા છે. દેવી કમળ! હું તારી સાથેજ સ્વર્ગમાં આવીશ. આહ! તારી આ દશા થવાનું કારણ હુંજ છું. હું તારા સાચા હૃદયને–તારા વિશુદ્ધ સ્નેહને ઓળખી શકયો નથી. તારૂં અકાળે કરૂણ અવસાન આણનાર હુંજ અભાગિ છું. કમળ! મારા જીવન રત્ન! તારા વિના આ અસાર સંસાર સ્મશાન સમાન છે, તારા સિવાય હું એકલો કેવી રીતે જીવન ધારણ કરી શકીશ?" કુમુદ ઉંડા વિચારમાં પડી પુનઃ થોડી વારે બોલ્યો : "કમળ! હું તને એકલી તો નહિજ જવા દઉં? મને તારી સાથે લઇ જવા હું મૃત્યુદેવને વિનવિશ, તેમના પગે પડીશ. પ્રભુ! શું કમળને તમારી પાસે બોલાવી લેશો? ના, ના, અમારી પર દયા કરો. મારા જીવનનું અર્ધું આયુષ પણ તેને સમર્પી તેના બુઝાતા જીવન દીપકને બચાવવાની કરૂણા કરો. આપ કરૂણા સાગર છો. વેદનામય હૃદયની આ કારમી વેદના આપ ભગવાન નહિ સાંભળો તો કોણ સાંભળશે? અરેરે! અનેક અનેરી આશાઓથી ભરેલી

કુમારિકા ! તારી અવદશા કરનાર અધમ હું પોતેજ છું. ધિક્કાર છે મારા જીવનને." કુમુદનું હૃદય ઉન્મત્ત જેવું જણાયું. તે એકાએક ઉભો થયો, અને ધીમા પગલે હવેલીની બહાર નીકળ્યો. સઘળે ઘોર અંધકાર વ્યાપેલો હતો. દિશાઓ શૂન્ય જણાતી હતી. પવન પણ શાન્ત હતો. સમસ્ત વિશ્વ અંધકારમાં ડુબ્યું હોય એમ જણાતું હતું. કુમુદની સ્થિતિ કલ્પી હરનામ ચોંક્યો. તેના દિલમાં પણ દુઃખ અને સંતાપની સરિતા વહી રહી હતી. કુમુદને જતો જોઈ તે તત્કાળ ઉભો થયો અને હવેલીથી થોડેક દૂર ગએલા કુમુદની નજીક જઈ પહોંચી બોલ્યો :—"ભાઈ! આ કાળી રાત્રે ક્યાં જાઓ છો ?"

કુમુદે તેને પોતાની પાસે જોઈ કહ્યું:—"હરનામ! મને શા માટે રોકો છો ? મને જવા દ્યો. આ ઘોર અંધકારમાં મને અદશ્ય થવા દ્યો. કમિલિનીના મૃત્યુનું કારણ હુંજ છું. મને મારા પાપનું પ્રાયશ્ચિત કરવા દયો."

"તમારે ક્યાં જવું છે ?" હરનામે પૂછયું.

"પ્રભુના અક્ષયધામમાં. કમળ ત્યાં પહોંચી જાય એ પહેલાં જ હું તે પુણ્યસ્થાનમાં જવાની ઇચ્છા ધરાવી રહ્યો છું."

હરનામે નિઃશ્વાસ નાખતાં કહ્યું :—"ભાઈ! તમારા જેવા જ્ઞાની–સમજુને આવી રીતે વર્તવું યોગ્ય નથી. કોણ કહે છે કે કમિલિની બ્હેન મરણને શરણ થનાર છે? હજી શ્વાસ છે ત્યાં સુધી એવી અમંગળ શંકા શાને કરો છો? હું ખાત્રીથી કહું છું કે તેમને કંઇજ થનાર નથી. થોડા દિવસમાંજ તે સારાં થઈ જશે."

કુમુદ કંઈક સ્વસ્થ થયો. પોતાની વિકળ દશાનું તેને ભાન થયું. તે દુઃખી દિલે બોલ્યો :—"હરનામ! હું સઘળું સમજું છું.

આ કુમુદ એક સમયે આત્મબળ–જ્ઞાનની મોટી–મોટી વાતો કરતો હતો. જગતમાં દુઃખ–કલેશ–શોક જેવું કંઈજ નથી. સર્વ કાંઈ શકય છે, એમ સમજતો હતો. મારી પુણ્યશાળી બ્હેનના તથા શ્રી ગુરૂદેવના જ્ઞાનમય શબ્દોને હું હસી કાઢતો. હા! તે કુમુદ અત્યારે જ્ઞાન–ભાન વિહીન બની શોક–સંતાપથી સળગી રહ્યો છે. મારી કમળની કરૂણ દશા નિહાળી કુમુદની સમજ શક્તિ ગૂમ થઈ છે. અભિમાન ગળી ગયું છે. સમસ્ત સંસાર શૂન્યવત્ જણાય છે, અને તેમાં જાણે કંઇ રસ કે આનંદ જેવું રહ્યુંજ નથી એમ મને સમજાય છે."

હરનામે કુમુદના શરીરે હાથ ફેરવતાં કહ્યું:—"ભાઈ! શાન્ત થાવ. તમે પૂર્ણ જ્ઞાનવાન છો એમ તમારા દિલમાં અભિમાન ઉત્પન્ન થવાથી કદાચ આ કસોટીનો સમય આવ્યો હોય તો કોને ખબર? ભાઈ! પ્રભુની અકળકળાને પ્રણામ કરો. દુઃખના પોકાર પાડવાથી દુઃખ દૂર થનાર નથી. સુખ દુઃખ એ તો ભ્રમણા માત્ર છે, પણ આ સત્ય આપણા હૃદયમાં હજી ઉંડું ઉતર્યું નથી. અનુભવ મેળવનારજ આગળ વધી શકે છે પણ અનુભવ વિનાના ખાલી ભ્રમણામાં ભટકે છે—દુઃખી થાય છે. આપણે હજી અનેક અનુભવ અનુભવવાના બાકી છે, જનક વિદેહીને યાદ કરો. તેજ જીવન સાચું કહેવાય. જગતના કડવા–મીઠા અનુભવો અનુભવીનેજ આપણે આપણા ખરા સ્વરૂપને ઓળખી આખરે સત્ય જ્ઞાનના અધિકારી બની અખંડ શાન્તિ પ્રાપ્ત કરી શકીશું."

હરનામનાં વચનો સાંભળી કુમુદ વિચારમાં પડયો. બન્ને ઘણીવાર સુધી ત્યાં બેઠા. કુમુદે ગુરૂદેવનું ધ્યાન ધર્યું, પણ એકાગ્રતા સાધી શકયો નહિ. ધ્યાનમાં કમિલિનીનું શુષ્ક દયામણું મુખ જણાયું. કુમુદ દુઃખી દિલે હરનામની સાથે હવેલીમાં પાછો ફર્યો.

કમળના ઓરડામાં ડોકીયું કર્યું. વજેસંગ જાગૃતાવસ્થામાં પથારી પાસે બેસી પ્રભુના નામની માળા ફેરવી રહ્યો હતો. કુમુદ હરનામને સૂઈ રહેવાનું કહી વજેસંગની પાસે આવીને બેઠો અને અનિમેષ દષ્ટે કમિલિનીના મુખ સામે નજર કરી રહ્યો. કમિલિનીને નવજીવન સમર્પવાને તેનું હૃદય પ્રભુને પોકારી રહ્યું હતું. નિષ્પાપ હૃદયની પ્રાર્થના પ્રભુએ સાંભળી હોય એમ જણાયું. મોટા પરોઢીએ કમિલિનીએ આંખ્યો ઉઘાડી ક્ષીણ અવાજે પાણી માંગ્યું. વજેસંગે બે ત્રણ ચમચા ભરી પાણી પાયું. ઘણા દિવસે આજે તેણે પાણી માંગ્યું જાણી વજેસંગને આશા બંધાઈ. તેણે લક્ષ્મીદાસને ત્યાં બોલાવ્યો. કમિલિનીએ તેના પિતા સામે નજર કરી. જમીનદારે તેના માથા પર હાથ ફેરવતાં કહ્યું:-"બ્હેન! તને મટી જશે હાં ?"

કમિલિનીના મુખ પર સ્હેજ હાસ્ય ફરક્યું. તેણે ક્ષીણ સ્વરે પૂછ્યું: "કુમુદ ક્યાં છે?"

"આ રહ્યો." પાસે બેઠેલા કુમુદે તેના માથે હાથ મૂકયો.

"મને દુધ આ..." કમિલિનીથી વધારે બોલાયું નહિ.

કમિલિની આજે ઘણા દિવસે દુધ માગે છે જાણી જમીનદારને અતિ આનંદ થયો. તેણે તરતજ દુધ મંગાવ્યું. કુમુદે બે ચમચા ભરી સ્વહસ્તે તેને દુધ પાયું. અઠવાડીયું વિતતાં તો તેના શરીરમાં કંઇક શકિત આવી. એક સવારમાં કુમુદ તેની પથારી પાસે બેસી તેના માથા પર હાથ ફેરવી રહ્યો હતો. કમળના ફિક્કા મુખ પર હાસ્ય ફરકી રહ્યું હતું. તેણે મંદ સ્વરે પૂછ્યું:—
"કુમુદ! તું હવે જતો તો નહિ રહે ને?"

"ના, હવે તો આ કુમુદ કમિલિની સાથેજ જીવન પર્યંત રહેશે." કુમુદે ગંભીરતાથી કહ્યું.

"હાશ, હવેજ મને આનંદ અને સંપૂર્ણ શાન્તિ થઇ. સુરબાળા બ્હેન ક્યાં છે?"

"ભીલગ્રામમાં."

"તેમને અહિં તેડાવોને ?"

"તને બરાબર આરામ થયા પછી તેને અહિં તેડાવીશું."

"ના, આજેજ તેમને લઈ આવવા પાલખી મોકલો. કદાચ મરી જાઉં તો સુરબાળાને કેવી રીતે મળું ?"

"કમળ ! ભયંકર વખત વહી ગયો છે. પ્રભુની દયાથી હવે કંઈ ભય નથી."

"બાપાજીને બોલાવો." કમિલિનીએ પોતાના પિતાને બોલાવવા કહ્યું.

કુમુદે જમીનદારને બોલાવ્યો. કમિલિનીએ સુરબાળાને તેડી મંગાવવા વિશે તેને કહ્યું. લક્ષ્મીદાસે વજેસંગને પાલખી સાથે ભીલગ્રામ જઈ સુરબાળાને તેડી લાવવાની આજ્ઞા કરી. બીજા દિવસના પ્રાતઃકાળે વજેસંગ વાઘેલો આઠ હથીઆર બંધ માણસો સાથે પાલખી લઈ ભીલગ્રામ જવા નીકળ્યો.

## ૩૯

## ગયબી ઇન્સાફ.

નેલસન ઘણા દિવસે નવીનપુર આવી પહોંચ્યો. મિત્રના મેળાપથી શૈલેન્દ્રને અપાર આનંદ થયો. નેલસને આવતાંજ સુરબાળાની ખબર પૂછી. શૈલેન્દ્રે મિત્રને તમામ વાત વિદિત કરી. નેલસને મિત્રને મીઠો ઠપકો આપતાં કહ્યું :—"દેવભૂમિ હિંદુસ્થાનમાં સ્ત્રીઓના સન્માનનું પૂરેપુરૂં પાલન થતું નથી જાણી આશ્ચર્ય પામું છું. હિંદુસ્થાનમાં સ્ત્રી સન્માનના કારણે અનેક જનોએ દેહનાં બળિદાન આપ્યાં હતાં, ભારતની ભાગ્યવતિ ભામિનીઓના સતીત્વથી આજે હિંદુસ્થાન જગતમાં પુણ્ય પ્રદેશ મનાય છે. તે પવિત્ર દેશમાં અત્યારે સ્ત્રીઓની કરૂણ દશા અવલોકી મારા હૃદયમાં ઘણોજ ખેદ

થાય છે. જે રામને તમે પ્રભુ રૂપ માનો છો, તેમના એક પત્ની વ્રત અને સુરાજ્યના આદર્શથી આજે તે વંદનિય મનાય છે, આજે હિંદી મહિલાઓ પરતંત્ર જીવન જીવે છે. તમે સ્વતંત્રતા માગો છો. પણ તમારી સ્રીયો-માતાઓ-બ્હેનો વગેરેને તમે સાચી સ્વતંત્રતા આપવા ઇચ્છતા નથી. તેમનું જીવન તમારી સેવા કરવામાં-ખોટી મોટાઇથી પડદામાં પૂરી રાખવામાં પૂરૂં થાય છે. હિંદી મહિલાઓના ભાગ્યના કર્તા-હર્તા પુરૂષો મનાય છે. પુત્રીના જન્મથી શોક અને પુત્રના જન્મથી ખુશાલી ફેલાય છે. એક પુરૂષ અનેક સ્રીયો સાથે પરણી મનસ્વિ વર્તન ચલાવી શકે છે. કન્યાઓનાં વેચાણ થાય છે. પહેરામણીમાં પુષ્કળ ધનની વર વાળાઓ તરફથી માગણી થાય છે. લગ્ન માતા-પિતાની ઇચ્છાનુસાર થાય છે. પરિણામે ભારતીય મહિલાઓના નિઃશ્વાસ સ્થળે-સ્થળે સંભળાય છે. તમારોજ દાખલો વિચારી જુઓ. તમે સુરબાળાને તમારી કહી ચૂકયા. સુરબાળા પણ તમને તેના માની ચૂકી. તે તેના વચન પાલનમાં છેવટ સુધી અચળ રહી; પણ તમારા મનનું કેવું પરિવર્તન થયું? શૈલેન્દ્રભાઈ! જ્યાં સ્રીયોનું પૂરેપૂરૂં સન્માન જળવાય છે. સ્રીયો સુખ આનંદમાં રહે છે; ત્યાં સુખ-આનંદ સદા કાળ કાયમ રહે છે. જો તમારે તમારા આ દેશને પૂર્વવત સુખી-સ્વતંત્ર બનાવવો હોય તો રામ-સીતાના આદર્શનું પૂરેપુરૂં પાલન કરો. અમારો દેશ ગમે એવો છે પણ અમે સ્રીયોનું સન્માન સંપૂર્ણ સાચવીએ છીએ." નેલસનનું તમામ કથન શૈલેન્દ્ર ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો અને છેવટે પોતાના નિર્બળ મનને માટે પશ્ચાતાપ જાહેર કર્યો.

એક દિવસે સાંજના ખુશનુમા સમયે શૈલેન્દ્ર-નેલસન અને સત્યવ્રત મહેલની પાછળના ભાગમાં આવેલા એક સુંદર બગીચામાં બેઠા હતા. નેલસન બળવાની વાત કહેતો હતો. દિલ્હીના છેલ્લા મોગલ બાદશાહે બળવામાં લીધેલો ભાગ-મોગલ સલ્તનતનો કરૂણ અંત-ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનું અપૂર્વ વીરત્વ અને છેવટે રણ

શયન–કાનપુરનો હત્યાકાંડ. બન્ને બાજુની ભયંકર વૈર વૃત્તિ, નાના સાહેબનું પલાયન. હજારો નિર્દોષ હિંદી અને અંગ્રેજોનાં મરણ તાત્યાટોપીનાં પરાક્રમ–તેનું પકડાવું અને ફાંસી. બળવાનો આવેલો અંત. વિક્ટોરીયા રાણીના રાજ્ય અમલનું જાહેરનામુ વગેરે વૃતાંત નેલસને કહી સંભળાવ્યું. બળવાની ભયંકરતા અને જુલ્મો સાંભળી સાંભળનારાઓનાં હૃદય કંપી ઉઠ્યાં. વાતોમાં રાત્રિ પડી. આ વખતે એક માણસે ત્યાં આવી સત્યવ્રતને પોતાની સાથે આવવાને કહ્યું. સત્યવ્રત આશ્ચર્ય પામી તેની સાથે બગીચાની બહાર આવ્યો. બગીચાથી થોડેક દૂર એક વૃક્ષ નીચે પરીમળ ઉભી હતી. રાત્રિના સમયે તેને જોઇ સત્યવ્રતના આશ્ચર્યમાં વૃદ્ધિ થઈ. પરીમળે તેને પોતાની પાસે નજીક બોલાવીને કહ્યું:—"જેમ બને એમ જલ્દીથી ભીલગ્રામ પહોંચી જાવ, વિલંબ થશે તો સુરબાળા ગંભીર આફતમાં સપડાશે. મારા પિતાએ તેને મંડળગઢના ઠાકોરના જનાનામાં ઉપાડી જવાનું કાવત્રુ રચ્યું છે અને તેનો અમલ કરવા તેઓ આજ સાંજના નીકળી ચૂકયા છે." કારભારીના કારસ્થાનની વાત સાંભળતાં સત્યવ્રતનું સમસ્ત શરીર ધ્રુજી ઉઠ્યું. કૃષ્ણશર્મા પ્રત્યે તેના હૃદયમાં તિરસ્કાર ઉત્પન્ન થયો. તેણે પૂછ્યું:—"તેમની સાથે બીજા કોણ ગયા છે?"

"કાળીદાસ–મેરૂ ખવાસ અને બીજા પાંચ માણસો છે."

"તમે આ બધું કેવી રીતે જાણ્યું?"

"મારા શયનગૃહની બાજુના ઓરડામાં આ મસલત ચાલતી હતી."

"આ સમાચાર જણાવવાને માટે તમારો આભાર માનું છું."

"આભારની કિંમત તો ભારે આપવી પડશે. અત્યારે તો પધારો અને સુરબાળાનું રક્ષણ કરો." આટલું કહી પરીમળ તેના માણસ સાથે તત્કાળ ત્યાંથી ચાલતી થઈ. સત્યવ્રતે મિત્રોની પાસે

આવી આ વાત જણાવી. શૈલેન્દ્ર તથા નેલસનના ગુસ્સાનો પાર
રહ્યો નહિ. તેમણે ભીલગ્રામ જવાની તેજ વખતે તૈયારી કરી.
નેલસનની સાથે કાનપુરથી બે પહેલવાનો આવ્યા હતા. આ બે
જણાએ બળવામાં સારી બહાદુરી બતાવેલી હોવાથી સરકાર તરફથી
સારાં ઇનામ મેળવ્યાં હતાં. આ બન્ને ગુજરાત તરફના હતા.
આનંદરાય તથા જગદીશચંદ્રના નામથી ઓળખાતા હતા. આ
કસરતી શરીરના બહાદુરો પણ સાથે જવાને તૈયાર થયા. જોત
જોતામાં સઘળા શસ્ત્રોથી સજ્જ થઈ ગયા. મધ્યરાત્રિ થતાં બધા
મળીને પચીસ હથીઆર બંધ માણસો ઘોડે ચઢ્યા; અને પછી
નગરની બહાર નીકળી પાણી પંથા અશ્વોને ભીલગ્રામ તરફ પૂર
વેગથી દોડાવી મૂક્યા.

\+ \+ × ×

કૃષ્ણશર્મા અને તેના સાથીઓ રાત્રિના સમયે ભીલગ્રામ
નજીક આવી પહોંચ્યા. બીજા પ્રહરનો આરંભ થઈ ચૂક્યો
હતો. નિશાચરોએ એક ઘીચ ઝાડીમાં મુકામ કર્યો અને
પછી થોડીકવાર વિશ્રાન્તિ લઇ કાળીદાસ સુરખાળાના ઘર
તરફ જવા નીકળ્યો. અંધારી રાતે ચોર–ડાકુની માફક લપાતો
છૂપાતો પાપાત્મા સુરખાળાના મકાનની પછવાડેના ભાગમાં આવી
ઉભો. ત્યાંથી તેણે જોયું તો એક ફાનસ સળગતું જણાયું. તે
થોડાક આગળ વધ્યો. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. સુરખાળાના
ઘરના આંગણામાં બે ગાયો અને ત્રણેક વાછરડાં બાંધેલાં તેની નજરે
પડયાં. ઘરના બારણાં નજીક ભીલવીર એભલ ખાટલાપર નિદ્રાધિન
થએલો હતો. કાળીદાસ ધીમા પગલે એભલના ખાટલાની પાસે
ગયો, અને ગજવામાંથી એક નાની શીશી કાઢી એભલના નાક
આગળ ધરી. થોડીવાર પછી તેણે એભલનું માથું હલાવી જોયું.
એભલ દવાની અસરથી ભાન ભૂલ્યો હતો. કાળીદાસ ત્યાંથી ચાલતો
થયો અને કારભારી પાસે પાછો આવ્યો. પાપાત્માઓ પરસ્પરમાં

થોડીકવાર મસલત ચલાવી ઉભા થયા. બરાબર મધ્યરાત્રિના સમયે કારભારી–કાળીદાસ મેરૂ ખવાસ અને બીજા બે માણસો પોતાનું પાપકર્મ પૂર્ણ કરવા સુરબાળાના ઘર તરફ ચાલ્યા. બાકીના ત્યાંજ ઝાડીમાં બેસી રહ્યા. સર્વત્ર શાન્તિ છવાઈ રહી હતી. સ્વચ્છાકાશમાં તારાઓ ઝગઝગી રહ્યા હતા. ગામનાં છૂટાં–છવાયાં ઘરોમાં પણ આ સમયે કોઇ જાગતું હોય એમ જણાતું નહોતું. પાંચે નરાધમો ઘરની પાસે આવી ઉભા. કાળીદાસે ધીમેથી બારણાં ધકેલ્યાં. અંદર સાંકળ વાસેલી નહિ હોવાથી દ્વાર તત્કાળ ઉઘડી ગયાં. ચાર જણા અંદર પ્રવેશ્યા. કૃષ્ણશર્મા બારણા આગળ ઉભો રહ્યો. સુરબાળા જમીન પર પાથરેલા એક વ્યાઘ્ર ચર્મ પર નિદ્રાધિન થએલી હતી. કાષ્ટની દીવી પર દીપકનું કોડીયું મંદ પ્રકાશે પ્રકાશી રહ્યું હતું. પાપીઓ સુરબાળાની છેક નજીક આવી ઉભા. કુમારિકાના વદનનું દૈવી તેજ નિહાળી દુષ્ટો ભયભીત બન્યા. તેમનાં હૃદય ધડકવા લાગ્યાં. પગ ધ્રુજવા લાગ્યા. શરીર શિથિલ થતાં જણાયાં. "આ શું ચમત્કાર ?" પાપીઓ સ્તબ્ધ બન્યા. સમય ગુમાવવા જેવો નથી. જેમ જેમ વખત વિતે છે તેમ શરીર શિથિલતાને વધુ આધિન થતું જાય છે. આ સ્થળે કંઇક ચમત્કાર છે. કામ જલ્દીથી આટોપવું જોઇએ. આમ વિચારતા કાળીદાસે હિંમત એકત્રં કરી ઘેનની દવાની શીશી સુરબાળાના નાક આગળ ધરી. પણ આ સાથે જ કાળીદાસના શરીરમાં વિજળીની માફક આંચકો લાગ્યો. તે થોડીક ક્ષણ જમીનપર બેસી ગયો. તેની આંખ્યોએ અંધારાં વળ્યાં. બીજા ત્રણના હૃદયમાં પણ કંઇક અજબ વેદના થઈ રહી હતી. આવું થોડીકવાર રહ્યું. પવિત્ર–નિર્દોષ માણસોને પીડવાથી સતાવવાથી ભવિષ્યમાં ઘણું ભયાનક પરિણામ આવે છે તેની આગાહી આ થોડાક ભયથી થઈ પરંતુ નીચ કામના કરનારાઓનાં હૃદય પત્થર જેવાં હોવાથી તેઓ ભવિષ્યની કંઇ પણ ભીતી રાખતા નથી. આવા નરાધમો તેમના અંત સમયે દારૂણ વેદનાઓ સહન

કરી ચીસે ચીસ નાખે છે અને એ વેદનાથી છૂટવા શ્રી હરીને
પોકારે છે. પ્રભુ તે વખતે હસે છે, કાળ દૂતો પાપીઓને યાતના
કુંડ તરફ ખેંચી જાય છે.

કાળીદાસ અને મેરૂખવાસ સાવધ થઈ બેશુદ્ધ બાળાને
ઉપાડી ધીમા કદમે બહાર આવ્યા. દૈવી તેજથી પ્રકાશતું વદન
નિહાળી કૃષ્ણશર્માના હૃદયમાં પણ કંપ શરૂ થયો. શું કરવું અને
શું ન કરવું તેનું ભાન ભૂલ્યો. તેની વિચાર શક્તિ નષ્ટ થઈ હોય
એમ જણાયું. કાળીદાસ અને બીજા માણસો સુરબાળાને ઉપાડી
ચાલતા થયા.

કૃષ્ણશર્મા ભયભીત અવસ્થામાં ચારે તરફ નજર કરતો
તેઓની પાછળ ઉતાવળા પગે જવા લાગ્યો. સુરબાળાને નિર્ણીત
સ્થાન સુધી લાવતાં આ નિશાચરોને અનેક અદ્ભુત ચમત્કારો
જણાયા, પણ તેની અસર વધુ વાર રહી નહિ. સુરબાળા જાદુ
જાણનારી છે. ભૂત-પ્રેત સાધનારી છે; આ પ્રદેશમાંથી નીકળી
જઈશું તો ભય નથી. આવી રીતે મનનું સમાધાન કરતા પાપીઓ
તેમના પ્રથમના સ્થાને આવ્યા. પાલખી સાથે લાવેલા હતા. સુર-
બાળાને તેમાં સુવારી, અને પછી બે માણસોએ પાલખી ઉપાડી
જવાની તૈયારી કરી; પણ અરે આ શું? કારભારી કૃષ્ણશર્માએ
હૃદય ચીરી નાખે એવી કારમી ચીસ પાડી. કાળીદાસ અને
મેરૂ ખવાસ તેની નજીક દોડી ગયા. પાલખી ઉપાડનારાઓ
પણ પાલખી નીચે મૂકી બીજાઓ સાથે એ તરફ દોડયા. ઘોર
અંધકાર વ્યાપેલો હતો. એક માણસે બુઝાવી નાખેલી મશાલ તરત
સળગાવી. તેમણે શું જોયું. કારભારી જમીન પર પડયો છે. તેની
આસપાસ એક ભયંકર કાળો નાગ ફરે છે. કૃષ્ણશર્માના શરીરે
ઝેર ચઢે છે. વેદનાથી અસ્પષ્ટ શબ્દો ઉચ્ચારે છે. સઘળા અવાચક
બનીને કારભારીની કરૂણ દશા અવલોકી રહ્યા. કોઈની હિંમત નજીક

જવા ચાલતી નથી. આ અરસામાં જ દૂર અજવાળું જણાયું. ઘોડાનાં પગલાં પણ સંભળાયાં. કારભારી અને તેની સાથેના ઘોડાઓએ હણહણાટ કરી મૂક્યો. જોત જોતામાં શૈલેન્દ્ર વગેરે ત્યા આવી પહોંચ્યા. ગામમાં જવાનો રસ્તો આ સ્થળે થઇને હતો. આ લોકોને જોતાં જ કાળીદાસ અને બીજાઓએ નાસવા માંડયું; નેલસનના પહેલવાનોએ તેમની પાછળ દોડી તેમને પકડી ચતુર્ભુજ બનાવી દીધા. શૈલેન્દ્ર–નેલસન વગેરેએ સઘળી વસ્તુ સ્થિતિ જાણી લીધી. શૈલેન્દ્ર સુરબાળાની પાલખી પાસે ઉભો. સત્યવૃત અને નેલસન કારભારીની નજીક ગયા. આ ક્ષણે જ વિષધર નાગ ફુંફાડા મારતો એક બાજુએ ચાલ્યો ગયો. નેલસને કૃષ્ણશર્માના શરીરે હાથ ફેરવ્યો. શરીર શીતળ જણાયું. તેની નાડીઓ તૂટતી હતી. જોત જોતામાં તેનો પ્રાણ તેના પાપી શરીરનો ત્યાગ કરી ચાલ્યો ગયો. સત્યવૃતે પકડાએલા માણસો પાસેથી સઘળી વાત જાણી લીધી. પહેલવાનોએ પકડાએલાઓને સારી પેઠે મેથીપાક જમાડયો. કાળીદાસે પોતાની પાસેથી શુદ્ધિની દવા આપી. તેનો ઉપયોગ કરતાં સુરબાળા થોડીવારે જાગૃત થઈ. પૂર્ણ શુદ્ધિ પ્રાપ્ત થતાં તેણે સઘળી વાત જાણી લીધી. કૃષ્ણશર્માના થએલા કરૂણ મૃત્યુ માટે તેને ઘણું લાગી આવ્યું. પવિત્ર બાળાએ તેના આત્માની શાન્તિને માટે પ્રભુની પ્રાર્થના કરી. કારભારીના શબને અગ્નિદેવને સ્વાધિન કરી સઘળાં ગામમાં આવ્યાં. સવાર થતાં તો સઘળાને આ વાતની ખબર પડી. એભલને પણ સાવધ કરવામાં આવ્યો. સુરબાળા ઉપરથી આફતનું વાદળ વિખરાયું જાણી ભીલ લોકોએ ભગવાનનાં ભજન ગાયાં.

શૈલેન્દ્રે પોતાના હૃદયની નિર્બળતાને માટે સુરબાળાની ક્ષમા માગી. વિશુદ્ધ હૃદયની રમણીએ સ્નેહથી તેને શાન્તિ સમર્પી. નેલસને અને સત્યવૃતે ઘણી વાતો સુરબાળા સાથે કરી. તેના જ્ઞાનથી–તેના વિશુદ્ધ દૈવી હૃદયની સ્નેહભરી વાતોથી સઘળા અતિ આનંદ પામ્યા. એભલ અને ભીલોએ મ્હેમાનોનું સારી રીતે

સ્વાગત કર્યું. આનંદમાં કેટલાક દિવસો પસાર થયા. શૈલેન્દ્રે સુર-
બાળાને પોતાની સાથે નવીનપુર આવવાને વિનંતિ કરી; પણ
સુરબાળાએ કુમુદના આવ્યા પછી ત્યાં આવવાનું જણાવ્યું. આ
અરસામાંજ ચંદ્રાવતીથી નીકળેલો વજેસંગ વાઘેલો સુરબાળાને
તેડવા તેનાં માણસો સાથે આવી પહોંચ્યો. તેણે કમિલિની વિશેની
સઘળી વાત જણાવી. કમિલિનીને આરામ થતો જાણી સઘળાં
ખુશી થયાં. બીજા દિવસે સુરબાળા સર્વને મળી ચંદ્રાવતી જવા
પાલખીમાં બેઠી. પાલખી દૃષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થઈ ત્યાં સુધી
સઘળા જોઈ રહ્યા. આ પછી શૈલેન્દ્ર વગેરે બે દિવસ સુધી ભીલગ્રામ
રોકાઈ પકડાએલાઓને લઇ નવીનપુર આવ્યા. પરીમળને પિતાના
અવસાનથી ઘણું લાગી આવ્યું. સત્યવ્રત-શૈલેન્દ્ર વગેરેએ તેને
સમજાવી શાન્ત કરી. નેલસને બનેલા બનાવનાં કાગળીયાં તૈયાર
કર્યા. મંડળગઢના ઠાકોરની તરફ તેને સખ્ત ધીક્કાર પ્રગટયો.
એવામાં એક દિવસના બપોરના સમયે એક સરકારી ઘોડેસ્વાર
નવીનપુરના જાગીરદારના મહેલ આગળ આવી ઘોડેથી નીચે
ઉતર્યો, તેણે નેલસનને મળવાની ઇચ્છા જણાવી. એક સેવક તેને
નેલસનની પાસે લઈ ગયો. સ્વારે એક બંધ પાકીટ નેલસનના
હાથમાં મૂક્યું. નેલસને પાકીટ ઉઘાડી તેમાંનો પત્ર બહાર કાઢયો.
અંગ્રેજી લખાણ આ પ્રમાણે હતું. "મી. નેલસન ! આ હુકમ
મળતાં જ તમારે મંડળગઢ જવું. તમારી સાથે નવીનપુરમાંથી સો
ઘોડેસ્વારોની ટુકડી લઈ જવી. મંડળગઢમાં અશાન્તિ વ્યાપી રહી
છે. ઠાકોર અને તેના અમલદારોના જુલમથી અનેક માણસો મરાયાં
છે. અનેક કેદમાં પૂરાયા છે. ધનવાનોને લુંટવામાં આવ્યા છે.
આપણી મદદને માટે ત્યાંના પ્રજાજનો તથા રાણીસાહેબનો વિનંતિ
પત્ર આવેલો છે. આ કારણથી તમારે વગર વિલંબે નિર્દોષજનોનું
રક્ષણ કરવા મંડળગઢ ઉપડી જવું; ત્યાંના ઠાકોર તથા તેના કારભારી
કેદીને કેદ કરી કલકત્તે મોકલી આપવા, અને જેલમાં પૂરાએલા

તમામ માણસોને મુક્ત કરી કુંવરને ગાદી પર બેસાડી રાણીને રાજ્યવહિવટ સોંપવો. રાણીને સારી સલાહ આપી શકે એવા કાર્યકુશળ દિવાનની પણ તમારે નીમણુંક કરવી."

પત્ર પૂરો વાંચી નેલસને શૈલેન્દ્રને સઘળી વાત જણાવી મંડળગઢ જવાની તૈયારી કરી. નવીનપુરના સૈનિકો તેની સાથે જવા તૈયાર થયા. સત્યવ્રતે નેલસનની સાથે જવાની ઇચ્છા જાહેર કરવાથી શૈલેન્દ્રે તેને જવાની રજા આપી. સઘળા મંડળગઢ તરફ કુચ કરવા લાગ્યા.

## ૪૦

## મંડળગઢમાં અશાન્તિ.

મંડળગઢનો ઠાકોર મદોન્મત બની મનસ્વી વર્તન ચલાવી રહ્યો હતો. તેના નોકરો પણ દેવીડ યથેચ્છ વર્તન ચલાવી રહ્યા હતા. કારભારી ઠાકોરને હમ્મેશાં નિશામાં ચકચૂર રાખી પોતાની હાએ હા ભણાવતો હતો. ઠાકોર અનેક વ્યસનોને આધિન હતો. સવારમાં ઉઠતાં કસુંબાનું સેવન કરતો. ગાંજો-ચડસ ફુંકતો. મધ્યાન્હે ભાંગ ઘુંટાતી. સાંજના મદિરાનું સેવન થતું. તેના સલાહકારો અને નોકરો હાજીહા કરનારા હતા. ઠાકોર તો નામનોજ રાજા કહેવાતો. સઘળી સત્તા દેવીડના હાથમાં હતી. પોતાની હાએ હા ભણનારા માણસોનેજ તેણે રાજ્યસંચાલકો નીમ્યા હતા. પ્રજા ત્રાસી રહી હતી. ખોટાં ખર્ચના પરિણામે ત્રીજોરીનું તળીયું દેખાયું હતું. દેવું વધી ગયું હતું. દિવાન પૂર્વકાળનો વૈરી હોય એમ સર્વત્ર કહેવાતું. તેણે તેની કારકીર્દીમાં રાજ્યને પાયમાલ કરી નાખ્યું હતું. પ્રજાજનોમાંના ઘણાજનો ગામ-નગર તજી બીજે સ્થળે જઇને વસ્યા હતા. દિવસ ઉગે નવનવા સુધારા જાહેર થતા. દેશી દારૂને બદલે

વિલાયતી દારૂ અને સ્વદેશીને બદલે વિદેશી વસ્ત્રો વાપરવાનો કાયદો અમલમાં મૂકાયો હતો. નોકરોને તથા દરબારમાં આવનારાઓને કોટ–પાટલુન હેટ પહેરીને આવવાનું ફરમાન હતું. આ ફરમાનનું ઉલ્લંઘન કરનારને ભારે દંડ થતો. અનેક પ્રકારના જુલ્મી કાયદાઓથી પ્રજા દુઃખી થઈ રહી હતી. જુદી–જુદી જાતના કરવેરાથી પ્રજા કંગાલ બની હતી. કોઇને ત્યાં બાળક જન્મે–કોઈ મરે–કોઇ સારૂં ખોટું ખર્ચ કરે–વેપાર કરે તો અમુક કર આપવોજ જોઇએ, ઘરમાં કેટલી રોકડ–કેટલા દાગીના કેટલાં વાસણ વગેરે છે તેનો હિસાબ દરેકે દર માસે દિવાન સાહેબ પર મોકલી આપવો જ જોઈએ, મંડળગઢના તમામ નોકરો તથા બહારથી આવનાર ઠાકોરોના પ્રીતિપાત્રો–મિત્રો પૂર્ણ યૂરોપી પોશાકમાં રહેતા. કાલા સાહેબોથી મંડળગઢ કંઈક અવનવુંજ ભાસતું. અધીકાર ઉપર હલકા લોકો હોવાથી ન્યાયનીતિનું પ્રતિપળે ખૂન થતું. ધોળે દિવસે આબરૂદાર કુટુંબની બ્હેન–દિકરીઓનાં અપમાન થતાં. રંક પ્રજા પ્રભુ સિવાય ફરીયાદ ક્યાં કરે ? રાજ્યમાં આવું અંધેર નિહાળી મુખ્ય રાણીના હૃદયમાં અપાર દુઃખ ઉત્પન્ન થઈ રહ્યું હતું. રાણી પવિત્ર–પ્રભુભક્ત હતી. તેણે ઠાકોરને શીખામણ દેવામાં કંઈ બાકી રાખ્યું નહોતું; પણ પરિણામે તેને ઠાકોરના કોપને પાત્ર થઈ મંડળગઢની બહાર નીકળી એક એકાંત કિલ્લામાં રહેવું પડયું હતું. રાણીએ છેવટે પ્રજાનાં દુઃખ વિદારવા દ્રઢ નિશ્ચય કર્યો. તેણે મંડળગઢ રાજ્યના વિદ્વાન–આબરૂદાર માણસોને ખાનગી રીતે પોતાની પાસે બોલાવી રાજ્ય સંબંધી ચર્ચા ચલાવી. પ્રજાને આગેવાનની જરૂર હતી. રાણી આગેવાન થઇ. મંગળગઢની બહાર જંગલના એક એકાન્ત ભાગમાં પ્રજાજનોની પ્રથમ સભા મળી. દુઃખથી કંટાળેલી પ્રજામાં હિંમત આવી. જુલ્મને તાબે નહિ થવાની પ્રતિજ્ઞાઓ લેવાઈ. રાજ્યકર્માચારીયો ગભરાયા. દિવાનની આજ્ઞાથી પ્રજાના આગેવાનોને કેદખાનામાં પૂરવામાં આવ્યા. લોકો પણ જીવ પર આવ્યા. રાજ્યસત્તાનો ખુલ્લો અનાદર થવા લાગ્યો.

રાતું દોઢીયું પણ કોઈ કર–વેરા દાખલ આપતું નહિ. બંદોબસ્ત જાળવવો પણ મુસ્કેલ થઈ પડયો. અમલદારો જુલ્મી બન્યા. પ્રજા સશસ્ત્ર હોવાથી સામે થઈ. હમ્મેશાં ઝપાઝપી થવા લાગી. મુડદાં રસ્તામાં રઝળવા લાગ્યાં. ઠાકોર અને દિવાન રાણીને જીવતી પકડવા યા મારવા આતુર બની રહ્યા હતા. આવી રીતે વધુ વખત ટકી શકાશે નહિ ધારી રાણીએ પ્રજાજનોની સંમતિથી સરકારને એક પત્ર લખી પ્રજાને જુલ્મમાંથી બચાવવા મદદની વિનંતિ કરી. પરિણામે સરકાર બહાદુરે નેલસનને આજ્ઞાપત્ર મોકલી આપ્યો અને નેલસન મંડળગઢની પ્રજાની વ્હારે ચઢયો, તે મંડળગઢ આવે તે પહેલાં રાજ્ય મહાલયમાં એક અજબ ઘટના બની રહી હતી. ઠાકોર અને તેના સલાહકાર સરદારો–અમલદારો મદિરાથી મદમસ્ત બની રાજમહેલના દિવાનખાનામાં આમોદ–પ્રમોદ કરી રહ્યા હતા. આ તકનો લાભ લઈ બહાદુર રાણીએ ઠાકોર–દિવાન તથા અમલદાર વર્ગને જીવતા પકડી લેવાનો નિશ્ચય કર્યો. સઘળી તૈયારી થઈ ચૂકી હતી. નિસામાં ચકચૂર થએલા દિવાન દેવીડે વધુ આનંદની ખાતર કેદખાનામાં પૂરેલા એક વૃદ્ધ આબરૂદાર માણસને ત્યાં પકડી મંગાવ્યો, તેના મ્હોને લાલ રંગે રંગી તેને એક થાંભલા સાથે બાંધ્યો. એક પાટીયાપર રાજદ્રોહી અક્ષરો લખી તે પાટીયું વૃદ્ધના ગળામાં લટકાવ્યું. એકત્ર થએલા અમલદારો આ બંધિવાનને ફાવે એમ અપ શબ્દો સંભળાવી આનંદ મેળવવા લાગ્યા. આ અરસામાં રાજ્યના ગુરૂએ એકાએક પ્રવેશ કર્યો. આ ગુરૂ કેટલાક મહિનાથી જાત્રાએ ગયો હતો. રાજ્યની તમામ ખીના તેના જાણવામાં આવતાં તેને ઘણું દુઃખ ઉત્પન્ન થયું. દિવાનખાનામાં આવતાં અને ત્યાંનું દૃશ્ય જોતાં તેનું હૃદય કંપી ઉઠયું. ગુરૂદેવનો વિચિત્ર પોશાક નિહાળી સઘળા દરબારીયો માટેથી હસી પડયા. પ્રથમ જે ગુરૂનું સારું સન્માન સચવાતું; જેને ઠાકોર દેવરૂપ માનતો, તે ધર્મ ગુરૂનું આજે હાસ્ય થયું. ગુરૂને ઘણું લાગી આવ્યું. તેણે ગુસ્સા ભરેલા અવાજે ઠાકોરને ઉદ્દેશી કહ્યું:–"ઠાકોર! આ શો અત્યાચાર છે?"

ઠાકોરે મર્મમાં હસતાં કહ્યું:–"કોણ ગુરૂદેવ! તમે તો કંઈ ઘણા દહાડે દેખાયા? ગીરનારની ગુફામાંથી પાછા ક્યારે આવ્યા?"

પ્રશ્નના જવાબને બીજુંજ સાંભળી ગુરૂનું મુખ રાતું ચોળ બન્યું. તેણે વિફળ વદને કહ્યું:–"તારાં તમામ પાપની પ્રબળતા જાણી મારે અહિં આવવું પડ્યું છે. ઠાકોર! જવાબ આપ કે આ પુરૂષને શા માટે આવી રીતે બંધિવાન બનાવવામાં આવ્યો છે?"

"મહારાજ! એના ગળામાં ભરાવેલું પાટીયું વાંચો એટલે તરતજ ખબર પડશે." દિવાને કહ્યું.

"શું આ વૃદ્ધ પુરૂષ રાજદ્રોહી છે? હું માનતો નથી. આ વૃદ્ધના જેવો રાજ્યભક્ત આ રાજ્યમાં કોઈ નથી. ઠાકોર! તારી આવી વિપરીત બુદ્ધિનું પરિણામ ઘણું ગંભીર આવશે. તારા પિતાના રાજ્ય અમલને યાદ કર. તે વખતે પ્રજા કેવી-કેટલી સુખી હતી? પ્રજાના સુખેજ તારા પિતા સુખી હતા. પ્રજાને પાયમાલ કરી ત્હેં તારા રાજ્યની પણ પાયમાલી કરી છે. જગરાય રૂઠે છે ત્યારેજ દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય છે. ઠાકોર! યાદ રાખજે કે પ્રજાનો અસંતોષ પ્રચંડ જ્વાળામુખી છે. તેમાં તું અને તારા દુષ્ટ સલાહકારો આખરે બળીને ભસ્મ થશો. તું...

વચમાંજ દેવીડ ગર્જી ઉઠ્યો:–"મહારાજ! હવે દોઢડહાપણ રહેવા દ્યો. ઠાકોર સાહેબને તમારી શીખામણની જરૂર નથી. તમારા જેવા જુના વિચારવાળાઓની શીખામણોથીજ રાજાઓ રાંક બની ગયા છે. તમે તમારાં પેટ ભરવાને માટે રાજા અને પ્રજાને અવળે રસ્તે દોરેલ છે. પણ હવે સમય બદલાઈ ચૂક્યો છે. ના. ઠાકોર સાહેબને હવે સાચો ધર્મ સમજાયો છે; અને તેથી તેઓશ્રી તમારા સગવડીયા ધર્મનો ત્યાગ કરી સાચા ધર્માનુરાગી બન્યા છે."

"શું સુરસંગ ખ્રીસ્તી થયો?" ગુરૂએ ગુસ્સાથી પૂછ્યું દેવીડ જવાબ આપે તે પહેલાંજ ઠાકોર બોલ્યો:–"મહારાજ! મારો દિવાન

સાચુંજ કહે છે. તમે આજ સુધી મને અંધારામાં રાખી ઠગ્યો છે; પણ મારા સદ્દભાગ્યે આ વિદ્વાન-કાર્યદક્ષ દિવાનના સહવાસે મને સાચા ધર્મનું ભાન થયું છે. મને તારનાર મળ્યો છે. ભગવાન ઈશુએ મારો ઉદ્ધાર કર્યો છે."

"ઓ દિવાના ઠાકોર! તારી મંદ બુદ્ધિ તારો વિનાશજ સૂચવે છે. જો તું સાચા ધર્મનો અધિકારી થયો હતો તો હું ખુશી થાત, પણ તું અને તારો દિવાન પાખંડી છો. તને અને તારા કારભારીને ઈશુ ખ્રીસ્તના એકપણ બોધ વચનનું સ્મરણ હોય એમ મને જણાતું નથી. તમે...ગુરૂને આગળ નહિ બોલવા દેતાં દેવીડ બોલી ઉઠ્યો– "હું મારૂં શાસ્ત્ર સારી રીતે સમજી શકું છું. તમે પાખંડી વગેરે શબ્દો ઉચ્ચારી અમારૂં અપમાન કર્યું છે પણ તમારી અગાઉની પદવી અને માનનો ખ્યાલ કરતાં મારે લાચારીથી મારા ગુસ્સાના ઘુંટને ગળી જવાની જરૂર પડે છે."

ગુરૂએ ગંભીર વદને કહેવા માંડ્યું:-"દુરાચારી દિવાન! જો તું તારા ધર્મશાસ્ત્રને યથાર્થ ';જાણતો હોય તો જણાવ કે ભગવાન ઈશુએ શાસ્ત્રમાં શું કહ્યું છે? શું તેમણે દારૂ-વ્યભિચારની આજ્ઞા કરેલી છે? શું તેમણે પ્રજાને પીડવાનું ફરમાન કર્યું છે? શું લોહીની નદીયો વહાવાની આજ્ઞા કરી છે? બોલ જવાબ આપ? તું જાણતો નથી એના કરતાં તારૂં શાસ્ત્ર હું કંઈક વિશેષ જાણું છું. શયતાન! સાંભળ. ઈશુ ખ્રીસ્ત તો દયાનો સાગર હતો. એતો કહે છે કે તમે જેમ પોતાને ચાહો છો તેમ અન્યને પણ ચાહો. શયતાનથી દૂર રહો. અન્યના ઉદ્ધારને અર્થે જીવન સમર્પો, દુર્ગુણોનો ત્યાગ કરો. દેવીડ! વિચારી જો. તે દેવનાં બોધ વચનોનું સ્મરણ કર. તણે પાપાત્મા-ઓના ઉદ્ધારને અર્થેજ વધસ્થંભ પર ખીલાથી જડાઈ પોતાનો જીવ આપ્યો હતો. વિચાર કર. ખ્રીસ્તી કોને કહે છે? જેનામાં દયા શ્રદ્ધા ક્ષમા અને સેવાના ઉમદા ગુણ હોય છે તેજ ખરો ખ્રીસ્તી કહેવાય છે. આ ગુણોથી વિરૂદ્ધ વર્તનારા પવિત્ર ખ્રીસ્તના

નામને કલંક લગાડનારા છે. મને પારાવાર અફસોસ થાય છે કે મહાન ખ્રીસ્તના ધર્માવલંબીના પાપમય હૃદયમાં ભયંકર શયતાન ભરાયો છે અને તેથીજ આ ઠાકોરનું અને તેની પ્રજાનું અનિષ્ટ થવા બેઠું છે."

દેવીડના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ઠાકોર સામે જોઈ કહ્યું:-"નામદાર! હદ થઈ ગઇ. આના શબ્દો સહન થઈ શકતા નથી. આ મહારાજને અહિંથી જવાનું કહો, નહિ તો પરિણામ ગંભીર આવશે."

સુરસંગે નિસાના તાનમાં મોટેથી હસીને કહ્યું:-"મહારાજ! મારા દિવાનજીને શામાટે ગાળો આપો છો? તે ઘણો સારો માણસ અને ભગવાન ઈશુનો ભક્ત છે. તે મારા રાજ્યનો ઉદ્ધાર કરવા ઘણા ગાઉથી આવ્યો છે, તેણે મારી આંખ્યો ઉઘાડી છે. પ્રજામાં પાપી શયતાન ભરાયો છે. મહારાજ! મેં આજ સુધી તમારૂં માન જાળવ્યું છે. તેના બદલામાં તમે મારી વિરૂદ્ધ વર્તી મને દબાવો છો. બસ તમે આજથી મારા ગુરૂ નથી. હું સાચા ધર્મના સિદ્ધાંતથી અને મારા આ ગોરા મિત્રના સહવાસથી સઘળું સમજી ચૂકયો છું. રાજદ્રોહી રૈયતનો નાશ કરવો તે મારી પ્રથમ ફરજ છે. રાજા ગમે એવો હોય પણ તેને અને તેના અમલદારોને પ્રજાએ પ્રભુ તુલ્ય માનવાજ જોઈએ."

ગુરૂએ ઠાકોરના ઉદ્‌ગાર સાંભળી એક ઉષ્ણ નિઃશ્વાસ નાખતાં કહ્યું:-"ઠાકોર! સાહસ થાય છે. તારે મારી શીખામણ માનવી યા ન માનવી તે તારી મરજીની વાત છે. પણ આ રાજ્યની-મારી જન્મભૂમિની લાગણી મારા મનમાં હોવાથી તારાં પૈશાચિક કાર્યોથી મારૂં હૃદય દુભાય છે, અને તેથીજ આ હૃદયમાંથી કડવા શબ્દો નીકળે છે. રાજા! તું ભૂલ્યો છે. એક અજ્ઞાની-સ્વાર્થી વિદેશીના સહવાસથી શયતાન બન્યો છે. તેં તારી શક્તિનો ગેરઉપયોગ કર્યો

છે. જે પ્રજાના પ્રતાપે તું સુખી છે પ્રજાને તેં દુઃખ દેવા તું તૈયાર થયો છે, એથી મને સ્પષ્ટ સમજાય છે કે તારી ઉપર દૈવજ રૂઠ્યો છે."

ઠાકોર ક્રોધથી કકળી ઉઠ્યોઃ–"બસ કરો–ચૂપ થાવ, હું બળવાન છું–ધારૂં એ કરવા પૂર્ણ શક્તિમાન છું."

ગુરૂએ ગંભીર વાણીએ પુનઃ કહેવા માંડ્યું:–"તારા જેવા પ્રજા પીડક પાપીઓઓએજ આ પવિત્ર વસુધાને અપવિત્ર બનાવી છે. અફસોસ! જ્યારે તારા જેવા નામના પુતળાં–પ્રજાનું રક્ત ચુસકારા રાજા–ઠાકોરો આ પૃથ્વી પર પાકશે ત્યારે આ પવિત્ર વસુંધરા ધ્રુજશે; યાદ રાખજે કે પ્રજાની વ્હારે શ્રી ભગવાન જરૂર ચડશે. જો તારી ચારે તરફ નજર કર. અત્યારે શું બની રહ્યું છે? તારા જેવા અત્યાચારીઓથી પીડાતી પ્રજાનું અત્યારે કોણ રક્ષણ કરી રહ્યું છે? એજ શ્વેતવર્ણના લોકો પરોપકારના સિદ્ધાંતથી પ્રજાની વ્હારે ચઢ્યા છે. તેમનામાં ન્યાય–પરોપકાર બુદ્ધિ હોવાથીજ તેઓ સર્વત્ર વિજય મેળવે છે. જો તેઓનામાં સદ્ગુણો ન હોત તો તે વેપારીઓ આજે આ વિશાળ રાજ્યના માલીક બની શક્યા નહોત. તમારા અતિ ત્રાસ જુલ્મથી તમે જતે દિવસે કંગાલ બની જશો; અને એજ ગોરાઓના તાબેદાર બની જીવન ગુજારશો. ઠાકોર! આ મારી ભવિષ્યવાણી છે. જે થવાનું છે તે હું અત્યારથીજ જોઈ શકું છું."

"આહ! હું શું સાંભળું છું?" ઠાકોર ક્રોધાક્રાન્ત બની બોલી ઉઠ્યોઃ

"તારા મ્હોતનો પયગામ." ગુરૂએ પણ ગુસ્સાથી જવાબ વાળ્યો.

"હું તારૂં ખૂન કરીશ."

"રાક્ષસનો એજ ધર્મ છે."

"આહ! કેવું ભયંકર અપમાન? હું આ પળેજ તને મારી નાખીશ."

"બસ એજ કે કાંઇ બીજું? શરીરનો નાશ થશે પણ અમર આત્મા સદાય કાયમ રહેશે. ઠાકોર! ઉઠ, ઉભો થા. તાકાત હોય તો આ શરીરના ટુકડે ટુકડા કરી નાખ."

ઠાકોરે ક્રોધથી અંધ બની તલ્વાર ખેંચી; અને જેવો ગુરૂ તરફ ધસે એ પહેલાં જ એક સરદાર ખુલ્લી તલ્વારે દોડી આવ્યો અને ઠાકોરને રોકતાં બોલી ઉઠ્યો:—"આ શું? એક સાધુ પુરુષનું લોહી વહાવવાનું શું કારણ છે?"

આવનાર રાણીનો વફાદાર સેવક હતો. રણમલના નામથી ઓળખાતો હતો. ઠાકોરે તેને જોતાં જ કહ્યું:—"હું આજ્ઞા કરૂં છું કે આ રાજવિરોધી સાધુને વધેરી નાખ."

"તે મારાથી નહિ બને?" રણમલે કહ્યું.

"શું તું તારા રાજાની આજ્ઞાનો અનાદર કરે છે?"

"રાજાની આજ્ઞા કરતાં પ્રભુની આજ્ઞા પાળવી એ મારી પ્રથમ ફરજ છે."

"શું તું મારો નોકર નથી?" ઠાકોરે પૂછ્યું.

"ના, હું તો રાણી સાહિબાનો સેવક છું." રણમલે જણાવ્યું.

"બસ આ સઘળો પ્રપંચ રાણીનો જ છે. તમને આ પળે જ તેનાં ફળ મળશે. હું..." ઠાકોર વધુ કંઈ બોલે એ પહેલાં જ ત્યાં અસંખ્ય સશસ્ત્ર સિપાહીઓ ધસી આવ્યા. વીર વેશથી શોભતી રાણીએ આગળ આવી કહ્યું:—"હથીયાર નીચે મૂકી દયો."

ઠાકોર-દિવાન અને બીજાઓ ધોળાપુણી જેવા બની ગયા.

"રાણી! તું આ સારૂં કરતી નથી." ઠાકોરે મોટા અવાજે કહ્યું:—

"તે મારે સમજવાનું છે." રાણીએ શાન્તિથી જવાબ આપ્યો.

"તું મારી આજ્ઞાનો ભંગ કરી પાપની ભોક્તા થાય છે." ઠાકોરે જણાવ્યું.

"તમે પવિત્ર ન્યાયી હોત તો હું તમારી દરેક આજ્ઞા પાળત,

પરંતુ પ્રજા પ્રત્યેના તમારા અમાનુષી જુલ્મ-દુરાચાર વગેરેથી તમારી સામે હથીઆર ઉંગકવાની નિરૂપાયે જરૂર પડી છે.” આટલું કહી રાણીએ પોતાના સૈનિકોને કહ્યું:-“દરેકનાં હથીઆર ખુંચાવી લઈ સઘળાને કેદ કરો.”

સિપાહીઓ ઠાકોર અને તેના સલાહકારોની આસપાસ ફરી વળ્યા. સઘળાનાં હથીઆર લઇ લેવામાં આવ્યાં. વાને વેગે વાત ઉડી. સ્વાર્થી અમલદારો અને બીજા સિપાહીઓએ ઠાકોરને છોડાવવાનો નિશ્ચય કર્યો. રાણી કેદીઓને લઈ દરબારગૃહની બહાર નીકળી કે તરત જ આ લોકોએ ધસારો કર્યો. રૈયત પણ હાથમાં આવ્યું તે લઈ રાણીની મદદે દોડી. દરબારગૃહનું મેદાન રણાંગણ જેવું થઈ પડયું. મારો કાપોના ઝનુની પોકાર સંભળાવા લાગ્યા. લડાઇએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું; પણ પ્રજાના સુભાગ્યે નેલસન-સત્યવ્રત વગેરે ખરા અણીના સમયે આવી પહોંચ્યા. સરકારી વાવટો પવનમાં ફરકી રહ્યો હતો. નેલસનની સાથેના જગદીશે જોરથી બ્યુગલ વગાડયું. હરામખોરોનાં હાંજા ગગડી ગયાં. પ્રજામાં નવીન બળનો સંચાર થયો. નેલસને રાણીની પાસે જઈ નમન કર્યું. રાણીએ મદદને માટે સરકારનો આભાર માન્યો. પ્રજા પીડકોએ નાસવા માંડયું. સત્યવ્રત અને સાથેના સૈનિકોએ ઘણાને કેદ કર્યા. ઠાકોર અને તેના સલાહકારોને રાજગઢમાં પૂર્યા. બીજા દિવસે નેલસને દરબાર ભર્યો. પ્રજા વત્સલ સરદારો અને નાગરીકોની સંમતીથી બાળકુમારને રાજગાદીએ બેસાડવામાં આવ્યો. રાણીને રાજકારભાર ચલાવવાની સરકાર તરફથી સંમતિ મળી. સત્યવ્રત મંડળગઢના દિવાન પદે નિમાયો. કેદમાં પૂરાએલા પ્રજાજનોને મૂક્ત કરવામાં આવ્યા. ઠાકોર અને તેના દિવાનને સખ્ત બંદોબસ્ત સાથે કલકત્તે મોકલી આપવામાં આવ્યા. ઠાકોરની બીજી રાણીયો-ઉપપત્નીઓને માશીક પગાર બાંધી આપવામાં આવ્યા. આવી રીતે મંડળગઢમાં શાન્તિ સ્થાપિ નેલસન તેના રસાલા સાથે નવીનપુર ઉપડી ગયો.

## ૪૦

### ઉપસંહાર.

સુરબાળા ચંદ્રાવતીમાં આવી પહોંચતાં સૌના આનંદનો પાર રહ્યો નહિ. અશક્ત કમિલિની તેને જોતાંજ "મોટાં બ્હેન" કહી તેના કંઠે વળગી પડી. સુરબાળાએ સસ્નેહથી તેના શરીરે હાથ ફેરવતાં તેને સ્નેહ શબ્દો સંભળાવ્યા. ભાઇ બ્હેને પણ ભેગાં થઈ ઘણી વાતો કરી. વિશુદ્ધ હૃદયની–સ્નેહમયી બાળાના આગમનથી જમીનદારના મહાલયમાં અનેરો આનંદ છવાઈ રહ્યો. દિવસે દિવસે કમિલિનીના શરીરે આરામ થતો ગયો. થોડાક મહિના વિતતાં તો તેણે સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરી લીધું. ચંદ્રાવતીનાં નર નારીઓ લક્ષ્મીદાસની હવેલીએ આવતાં અને સુરબાળાની સાથે સ્નેહથી વાતો કરતાં. સુરબાળા પ્રસન્ન મુખે સર્વની સાથે રસમય–જ્ઞાનમય વાતો કરતી. સઘળાં તેને એક દેવી–આદર્શ કુમારિકા માનવા લાગ્યા.

એક દિવસે જમીનદારે કુમુદ અને સુરબાળાની સમક્ષ પોતાના હૃદયની વાત વિદિત કરતાં પોતે સદ્દગત જમીનદાર રામનાથ પ્રત્યે ચલાવેલા અન્યાયી વર્તનને માટે પુષ્કળ પશ્ચાતાપ જાહેર કર્યો. કુમુદ તથા સુરબાળાએ યોગ્ય શબ્દોમાં શાન્તવન આપતાં કહ્યું કે :–"બની ગએલા બનાવને હવે યાદ કરવાની જરૂર નથી. પ્રભુએ આપને સન્મતિ સમર્પી અને આપે એકત્ર કરેલા દ્રવ્યનો સદ્દમાર્ગે વ્યય થાય છે જાણી અમે આનંદ માનીએ છીએ, અને આપના વિશુદ્ધ સ્નેહથી અમે આપનેજ અમારા પિતા તુલ્ય સમજીએ છીએ." ભાઇબ્હેનના શબ્દો સાંભળી લક્ષ્મીદાસની આંખ્યોમાં સ્નેહાશ્રુ ઉભરાયાં કેટલાક મહિના વિતી ગયા. લક્ષ્મીદાસે સુરબાળા તથા કમિલિનીના લગ્નને માટે એક શુભ દિવસ નક્કી કર્યો. નવીનપુરથી શૈલેન્દ્રની જાન આવી પહોંચી. ચંદ્રાવતીમાં ધામધૂમ થઇ રહી. મંડળગઢથી

સત્યવ્રત પણ પોતાનાં માણસો સાથે આવી પહોંચ્યો. શૈલેન્દ્રની સાથે પરીમળ પણ આ લગન સમારંભમાં ભાગ લેવા આવી હતી. પૂર્ણ સાદાઇથી શૈલેન્દ્ર-સુરબાળા, કુમુદ અને કમિલિનિનાં લગન થયાં, વિદ્વાન બ્રાહ્મણે નવ દંપતિને લગ્નનું રહસ્ય સમજાવ્યું. નેલસને નવદંપતિને પોતાની તરફથી અમૂલ્ય ભેટો સમર્પી. આખરે જાન નવીનપુર સીધાવી. લક્ષ્મીદાસે કન્યાદાનમાં પોતાનું સર્વસ્વ આપી દીધું. કુમુદ જમીનદારની મોટી મીલ્કતનો માલીક થયો.

થોડા દિવસ બાદ નવીનપુરમાં પણ સત્યવ્રત્ત અને પરીમળનાં લગ્ન થયાં. શૈલેન્દ્રે પોતાની સગી બ્હેનની માફક પરીમળને કન્યા દાનમાં ઘણું દ્રવ્ય આપ્યું. મંડળગઢથી રાજમાતાએ પણ પરીમળને માટે સુંદર-કિંમતિ વસ્ત્રા ભુષણો મોકલી શુભાશિર્વાદ પાઠવ્યા.

કેટલાક દિવસો વિત્યા બાદ એક પૂર્ણિમાની રાત્રે ભીલગ્રામમાં જ્યાં બાવાજીની સમાધ હતી ત્યાં સઘળાં એકત્ર થયાં. કુમુદ અને સુરબાળાએ પોતાના પાલક બાવાજીની સમાધ પર પૂર્ણ ભક્તિભાવે પુષ્પહાર ચડાવ્યા. બન્નેએ એકાગ્ર હૃદયે પ્રભુની પ્રાર્થના કરી બાવાજીના અમર આત્માને પ્રણામ કર્યા. આ વીધી પૂર્ણ થયા બાદ સઘળાએ સ્વદેશસેવા કરવાના ઈરાદે ભારતસેવા મહામંડળની સ્થાપના કરી. લક્ષ્મીદાસે આ મંડળને દ્રવ્યની સ્હાયતા કરવાનું જણાવ્યું. શૈલેન્દ્ર મંડળનો પ્રમુખ નીમાયો. કેવી રીતે કાર્ય કરવું તેના વિચાર ચાલી રહ્યા હતા એવામાંજ "જય સચ્ચિદાનંદ-નારાયણ-હરી ૐ" ના ગંભીર મધુર અવાજ સાથે કુમુદ તથા સુરબાળાના ગુરૂદેવનાં એકાએક દર્શન થયાં, સાનંદાશ્ચર્ય વદને કુમુદ તથા સુરબાળા ગુરૂદેવના ચરણમાં નમી પડયાં. અન્યજનો વિસ્મય થઈ બે હાથ જોડી ગુરૂદેવના દિવ્ય તેજોમય વદનને અવલોકી રહ્યાં. ગુરૂદેવે સર્વને સુમંગળમયી શુભાશિષ સમર્પી.

લક્ષ્મીદાસે ગુરૂદેવને ચંદ્રાવતી પધારવાની પ્રાર્થના કરી. સઘળાના આગ્રહને માન આપી ગુરૂદેવ ચંદ્રાવતી પધાર્યા. અનેક જનોએ તેમનાં દર્શન અને સદ્બોધનો લાભ લીધો. લક્ષ્મીદાસે ગુરૂ સમક્ષ પોતાની એકાન્ત નિવાસની ઇચ્છા જાહેર કરી. ગુરૂદેવે સહાસ્ય વદને જણાવ્યું કેઃ—" એકાન્ત નિવાસને બદલે પૂર્ણ શાન્તિથી જગતમાં નિવાસ કરી ભારત સેવા મહા મંડળદ્વારા દારિદ્રય નારાયણોની સેવા કરવી એ જ ઉત્તમ કાર્ય છે, જનસેવા એજ સ્વયં ઇશ્વરની સેવા છે. માનવ જીવનની સાફલ્યતા એમાં જ છે."

આ પછી ભારત સેવા મહામંડળના આશ્રય નીચે ચંદ્રાવતીના એક વિશાળ મયદાનમાં મોટી સભા ભરવામાં આવી. કુમુદે ભારત સેવા મહામંડળના ઉદ્દેશો સમજાવ્યા. શૈલેન્દ્રે દેશ સેવા વિશે ટુંકું વિવેચન કર્યું. નેલસને પણ સ્વદેશ પ્રત્યે કેવો પ્રેમ હોવો જોઇએ—સ્વદેશાભિમાન કેવું હોવું જોઇએ વગેરે સમજાવ્યું. સત્યવ્રતે યુગને ઓળખી તે પ્રમાણે વર્તવાને કહ્યું. આ પછી સૌએ ગુરૂદેવને વિનંતિ કરતાં ગુરૂદેવે સર્વને કલ્યાણકારી આશિષ સમર્પતાં ગંભીર વાણીએ બોલવા માંડયુંઃ—" દેવનાં સંતાનો ! તમે સૌએ ભારતસેવા મહામંડળદ્વારા સ્વદેશ સેવા કરવાની જે ઉત્કર્ષ અભિલાષા પ્રદર્શિત કરી છે. તેને માટે હું તમને ધન્યવાદ આપું છું. સ્વદેશ સેવા સમાન એક પણ મહાવ્રત કે મહાપુણ્ય નથી. આ ભારતભૂમિ ખરે જ સ્વર્ગ ભૂમિ છે. શ્રી રામચંદ્ર શ્રી કૃષ્ણચંદ્રની આ લીલા ભૂમિ તે હિંદુસ્થાન. આ ભવ્ય ભૂમિમાંથી જ મહાન પ્રભુએ આત્મજ્ઞાનના અમૃતનું સમસ્ત વિશ્વને પાન કરાવ્યું હતું. અધર્મ અન્યાયનાં આવરણ દૂર કરી ન્યાય-નીતિ અને ધર્મનું સ્થાપન કરનારા એ ધર્મ ધુરંધરના પવિત્ર નામ સ્મરણ માત્ર જ ભારતીય જનતા પોતાને પાવન અને કૃતાર્થ થએલ માને છે. એ પ્રભુને પધાર્યાને હજારો વર્ષનાં વ્હાણાં

વહી ગયાં છે. અહા ! કેટલાં પરીવર્તન ? હિંદુસ્થાને ચડતી પડતીના અનેક ચમત્કારો નિહાળ્યા છે. હજારો વર્ષ પૂર્વે આપણું ભારત વર્ષ આખા જગતમાં નંદનવન સમાન હતું. ઉચ્ચતાના શૃંગપર હતું. દેવ-દેવીઓનાં જુથ આ પુણ્ય ભૂમિપર પધારી આનંદોત્સવ કરતાં.

આ દેવ ભૂમિમાં જ શ્રી કૃષ્ણચંદ્ર સમા રાજનીતિજ્ઞો, શ્રી રામચંદ્ર શ્રી યુધિષ્ટિર સમા પ્રજા પાલક ધર્મ સમ્રાટો, જનક વિદેહી સમા તત્વજ્ઞાનિઓ મુત્સદ્દી ગીરીમાં પ્રવિણ ચાણક્ય સમા મહા આમાત્યો, હરીશ્ચંદ્ર સમા સત્યવાદી ભૂપાલો ઉત્પન્ન થયા હતા. સંપૂર્ણ પ્રજાસત્તાક રાજ્ય નીચે ભારતવાસીઓ કળા કૌશલ્ય સંપન્ન અને સર્વાંશે પ્રગતિશીલ હતાં. ન્યાય સોંઘો-નિષ્પક્ષપાત-પણે અપાતો. પ્રજાના આરોગ્ય સંરક્ષણાર્થે મનુષ્ય પાલ સંસ્થા-સમિતીઓ હતી, તે સમયે ન્યાય મનુસ્મૃત્તિના આધારે થતો. હાલના કાયદા પણ મનુસ્મૃત્તિ ઉપરથી રચાએલા માલમ પડે છે.

જ્યારે આપણો ભારતવર્ષ એટલો બધો સર્વ શ્રેષ્ટ સાધન સંપન્ન-સ્વાતંત્ર્ય દેશ હતો ત્યારે એની અધોગતિ શી રીતે થઈ એ પણ આપણાથી અજાણ્યું નથી.

ભારત ભૂમિમાં જો દેશદ્રોહીઓ પાક્યા નહોત, રાજ્યોએ સંપ-ઐક્યનો પરિત્યાગ કરી પરસ્પરમાં વૈર-દ્વેષની પ્રચંડ આગ સળગાવી ન હોત તો એ સ્વતંત્રતાના ઉદ્યાનમાં આનંદ અનુભવી રહેલી ભારતમાતાને આજે અશ્રુપૂર્ણ વદને ગુલામીની લોખંડી જંજીરોમાં જકડાઈ ચુસાવું પીસાવું ન પડત.

આજે આપણું સઘળું ગયું છે. આખા જગતનો નકશો સામે રાખીને જુઓ કે ભારતભૂમિના સમાન અવદશા કોઈ દેશની છે ? તેત્રીસકોટી દેવનાં સંતાનો ગણાતાં માનવો, આજે કેવી કંગાલીયત-દારીદ્રતા અનુભવી રહ્યાં છે ? આમાં કોઇનો દોષ નથી. દોષ આપણો

જ છે. આપણે સાચો ધર્મ, સાચું કર્તવ્ય, સંપ વગેરે વિસારી અનેક ધર્મ પંથ ન્યાત જાતમાં વ્હેંચાઈ, અન્યો અન્યનાં અનિષ્ટ ઇચ્છનારા બન્યા છીએ. શિક્ષણમાં આપણે પ્રથમ એકડો ઘુંટીએ છીએ પણ એ એકડા એકનું તત્વ—અર્થ જો પૂર્ણ સમજ્યા હોત તો આજે આ સ્થિતિ ન હોત. આપણે બાવન પાનાનો ગંજીફો રમી આનંદ માનીએ છીએ. તે બાવન પાનામાંના તમામ આંકડા, ગુલામ રાણી બાદશાહ ઉપર ફક્ત એક એક્કાનું જ પાનું વિજય મેળવે છે. એકડો ઘુંટનારા પાનાં રમનારા એ એકડા એક્કાનું રહસ્ય હજી પણ ક્યાં સમજે છે? હજી તો એનો એજ ગાડરીયો પ્રવાહ વહે જાય છે. શ્વાન જેમ ટુકડા રોટલાથી સંતોષ માને છે એમ ગુલામીથી ટેવાએલા માણસો દુઃખદાવસ્થામાં પણ સંતોષ માની જીવન ગુજારી રહ્યા છે. પોતાની ચારે તરફ શું થાય છે? આસપાસ પ્રચંડ જવાળામૂખી સળગી રહી છે અને તેમાં ભસ્મ થવાની ઘડી છેક નજીક આવી પહોંચી છે છતાં એને એ રૂઢીઓ મતમતાંતર વગેરે દુર્ગુણોમાં મોજ માની રહ્યા છીએ. હૃદયમાં રહેલા પ્રભુરૂપ આત્મદેવ, સાચું કર્તવ્ય સાચો રસ્તો સૂચવી રહ્યા છે છતાં અજ્ઞાન મનુષ્યો ખોટી રૂઢીઓને તજવાની અને સાચા ધર્મ કર્તવ્યના પંથે પળવાની હિંમત કરી શકતા નથી. આજે સત્યાસત્યનો નિર્ણય કરવાની બુદ્ધિ ઓછી હોવાના કારણે કષ્ટ સહન કરવું પડે છે. શ્રી ભગવાન સિવાયની કોઈ જગા ખાલી નથી એમ માનીએ છીએ, બોલીએ છીએ, છતાં તેને જોવાને જાણવાને તેજસ્વી આંખ્યો નથી. પ્રભુ સત્યના સૂર મોટા અવાજે સુણાવે છે પણ તે સાંભળવાને આપણા કાન ખુલ્લા નથી. આજે તો ધર્મ ધર્મની ખોટી મોટી બૂમો પાડતા ભગવાનને ખોળવા, જોવા બોલાવવા દોડા દોડી કરી રહ્યા છીએ; પણ ભગવાન એવી રીતે ક્યાંથી મળે?

આજે પરીવર્તન યુગ હોવા છતાં ભારતીયજનો નવયુગને નહિ ઓળખતાં રૂઢીના દાસ કાયમ રહી અંધ અનુકરણમાં આગળ વધીએ

છીએ એમ માની પોતાની જાતને છેતરી રહ્યા છે. આપણા દેશમાં દોઢસો વર્ષથી અંગ્રેજો રાજ્ય કરે છે. એ કયા સદ્‌ગુણોના પ્રતાપે રાજ્ય કરી રહ્યા છે તે કોઈએ વિચાર્યું છે ? તેમનું ઐક્ય, સાહસ, હિંમત, વિશાળ દેશ ભાવના, નિયમિતપણું વગેરે સદ્‌ગુણોનું અનુકરણ કોઈએ કર્યું છે ?

અફસોસ! આજે તો અંધ અનુકરણનો પાઠ બરાબર ભજવાઈ રહ્યો છે. ધન્યવાદ ઘટે છે એ સાહસીક અંગ્રેજોને કે હજારો ગાઉ દૂરથી આવી આ દેશમાં વર્ષોથી વસ્યા છે છતાં ભાષા વેશ અને તેમના દેશની ઉન્નતિની સ્વદેશભાવના ભૂલ્યા નથી. ત્યારે આપણે જાણે આપણા દેશી પોશાકથી શરમાતા હોઈએ તેમ અનેક જનો અંગ્રેજી પોશાક પરિધાન કરી અંગ્રેજોના મશ્કરી રૂપ બની રહ્યા છે. સ્વાતંત્ર પ્રેમિ બહાદુર અંગ્રેજો તેમનો દેશપ્રેમ–સાહસ સાચું કર્તવ્ય વગેરેના આદર્શ જનતા સમક્ષ મૂકે છે; છતાં સાચા દિલથી કોણ ગ્રહણ કરે છે? જો સાચા હૃદયથી તેમની ઉન્નત ભાવનાઓ ગ્રહણ કરી હોત તો સ્વતંત્રતા દૂર નહોત. અફસોસની વાત છે કે અંગ્રેજી ભણેલા અને વિદ્વાનોમાં ખપતા આપણા અનેક દેશી ભાઈઓ પણ માતૃભાષાની ભાવના ત્યાગી પોતાના દેશ બંધુઓની સાથે પણ પરદેશી ભાષામાં વાતચીત કરવામાં ગૌરવ માને છે. અરે કેટલાકતો માતૃભાષાના શબ્દો પણ ભૂલી ગયા છે અને તેના ઉપયોગ વખતે તે શબ્દો શોધવા–જાણવા ફાંફાં મારવાં પડે છે. આ નવયુગનો કેટલો સુધારો ? ? હિંદીઓ ઘણા કેળવાયા છે–આગળ વધ્યા છે એમ અંગ્રેજો અને ભણેલા હિંદીઓ કહે છે–બોલે છે; પણ અક્ષર જ્ઞાન સિવાય શું ભણ્યા કેળવાયા ? ? ?

કેળવણીમાં આજે ક્યાં છે દેશભક્તિ ? ક્યાં છે દેશ માટે મરવાની તમન્ના? ક્યાં છે સ્વદેશી વસ્તુઓ અપનાવવાની ધગશ ? ક્યાં છે નૈતિક સદ્‌ચારિત્ર ખીલવવાની વિશુદ્ધ ભાવના? ત્યારે સુધર્યા શું અને

આગળ વધ્યા ક્યાં? વર્ષો વિત્યા છતાં હજી એની એ ગુલામી કપાળે ચોંટેલીથીજ છે. આજે તો ઉપરના ડોળ દેખાવ સિવાય કંઇજ નથી. આંતરીક અવદશાનો કોઈ ખ્યાલ–વિચાર કરે છે? હિંદુસ્થાન કદી પણ વિલાયત બનવાનું નથી. પૂર્વ સંસ્કૃતિ વિચારી નવયુગને અનુકૂળ થવાથીજ દેશનો ઉદ્ધાર–આબાદી છે. બાકી બૂમો દેખાવો અને અંધ અનુકરણથી સાચી સ્વતંત્રતા પ્રાપ્ત થનાર નથી.

આપણે જાતેજ આગળ વધવાનું છે. આપણો ઉદ્ધાર અન્યથી થનાર નથી. આટ આટલી દુર્દશા છતાં તેનાં કારણો દૂર કરવાના પ્રયત્ન કર્યા છે? આપણો ધર્મ–આપણાં કર્તવ્ય વિચાર્યા છે? આપણે ધર્મ–ધર્મની મોટી બૂમો મારી ધર્મનું કેવું પ્રતિપાલન કરીએ છીએ? જન્માષ્ટમીનોજ દાખલો બસ થશે. પાંચ હજાર વર્ષથી કૃષ્ણાષ્ટમી આવે–જાય છે. આપણે શું કરીએ છીએ? તે દિવસે શ્રીકૃષ્ણના નામે અપવાસ કરીએ છીએ, અને ફળ–ફળાદિ–મેવા વગેરે આરોગી જીભ અને પેટને તૃપ્ત કરીએ છીએ. રાત્રિ પડતાં ભજન–કિર્તન કરી ગાઇએ છીએ કે "વ્હાલે વાંસળી વગાડી ઘેલી કીધીરે–મહી લુંટયાં–દાણ માગેરે દાણ માંગે–વગેરેનાં ગાયનોની ઝાંઝ–પખાજ સાથે ધૂન મચાવીએ છીએ. લોકોનાં ટોળેટોળાં એમાં રસ લે છે. પછી બાર વાગતાં ભગવાનનો જન્મ થયો–જન્મ થયોની બૂમો પાડતાં દેવ મંદિરોમાં દોડીએ છીએ વળી કેટલાક જુગાર ખેલનારા જુગાર રમે છે. મંદિરોમાં જઈ પાઈ–પૈસો કે ચપટી દાણા નાખી પુણ્ય પ્રાપ્ત કર્યું સમજી પંચાજીરીનો પ્રસાદ આરોગી ઘેર આવીએ છીએ અને પછી મીષ્ટાન્ન આરોગી જન્માષ્ટમી વ્રત-ઉત્સવ પૂર્ણ કરી પોતાને પાવન થએલાં માનીએ છીએ. આ આપણાં વૃત્ત અને ઉત્સવો. અફસોસ! આ બધું શું? આમાં ખરી ભાવભીની ભક્તિ–શ્રદ્ધા ક્યાં છે? આપણાં વૃત્ત આપણા ઉત્સવો અને આપણી ભક્તિ તો એવી હતી કે જેથી નરના નારાયણ બનતા. સ્વર્ગીય દેવતાઓ પણ આ શ્રદ્ધાને અવલોકવા સ્વર્ગમાંથી દોડી આવતા, પણ આજે તે સઘળું

ફક્ત દેખાવ પૂરતું જ રહ્યું છે. અંધ શ્રદ્ધાના કારણે અજ્ઞાન જનતા લુંટાઈ રહી છે.

જે શ્રીકૃષ્ણચંદ્રે, ધરણીને ધ્રૂજાવનારા અન્યાયી–અત્યાચારી રાક્ષસોનો નાશ કર્યો. આંગળીએ પર્વત તોળ્યો, બાલ્યકાળમાં પુતના રાક્ષસીના પ્રાણ લીધા, વિષધરને નાથ્યો–જુલ્મી કંસના પ્રાણ લીધા, વાંસળીના મોહક જ્ઞાનસુરે ત્રીભોવન ડોલાવ્યાં, વિશ્વને ગીતાજીના જ્ઞાનનું અમૃત પાયું.

શ્રીકૃષ્ણના નામથી પુષ્કળ ધન હરનારા અને કૃષ્ણના કિર્તન લીલા ગાનારાઓ તમે કેટલા ગૌપાલક છો. એ જણાવશો? કૃષ્ણ જીવનનું રહસ્ય કેટલું જીવનમાં ઉતાર્યું એ સમજાવશો? ભગવાને પ્હાડ ઉંચક્યો અત્યાચારીઓનો સંહાર કર્યો, જ્ઞાનની ગંગા વહાવી, તેમાંનું તમે કાંઈ કરી શકશો? જો એમાંનું તમે કંઈ પણ ન કરી શકો તો એ પ્રભુનું પુણ્ય નામ પણ ઉચ્ચારવાને તમે લાયક નથી.

આજે આપણા વર્તનથી–આપણી કહેવાતી ભક્તિ અને અંધશ્રદ્ધાથી આપણી મૂર્ખાઈ પર ભગવાન હસી રહ્યા છે. આપણે દુઃખથી છૂટવાને ભજનોદ્વારા–વાણીદ્વારા–ભક્તિદ્વારા તેને પોકારીએ છીએ પણ તે કેમ વ્હારે આવતા નથી? કારણ એજ કે ખરી ભક્તિનું ભાન–ભાવના ભૂલાઈ છે. ભગવાન તો મર્દનાજ સ્હાયક છે. નામર્દોનાથી નથી. ખરી ભક્તિ તો તલ્વારની ધાર જેવી છે. તેની તેજીલી ધાર પર ચાલવાને બહાદુર–શૂરવીર બન્યા છો? ભગવાને ભય ત્યાગી મર્દ થવાની આજ્ઞા કરી છે; તમે તેની આજ્ઞાનો અંગીકાર કર્યો છે?

આજે નવયુગનાં વ્હાણાં વ્હાયાં છે. આ કર્તવ્ય યુગ છે. સમય વર્તે સાવધાનના નાદ ચારે તરફથી સંભળાય છે. આજે તો જે જાગશે એ જીવશે અને ઉંઘશે એ મરશે. કથા–કિર્તન–ભાષણ–ઉપદેશ વગેરેનો વખત વિતી ગયો છે. અત્યારે તો દેશ અને સાચા ધર્મના

માટે સાચા કર્મવીરોની જરૂર છે. દેશ પરતંત્ર છે. ગુલામો ધર્મ કેવી રીતે સંભાળી શકે? સ્વાતંત્ર્ય વિના ધર્મ સંભવેજ નહિ. ભારત આજે માતાને સાચા સ્વદેશભક્ત–કર્તવ્યપ્રેમિ–ચારિત્ર્યશિલ કર્મવીરોની જરૂર છે.

હિંદી જનતા સ્વતંત્રતા ચાહે છે. સ્વતંત્રતા પોકારો કરવાથી કે વાણી વિલાસદ્વારા ઠરાવો કરવાથી મળનાર નથી. તેને માટે તો સાચા કર્મયોગી બની મહા મોંઘા બળીદાન સ્વાતંત્ર્ય દેવીને સમર્પવાં પડશે. ઇતિહાસ તપાસો. બળીદાન સિવાય સ્વાતંત્ર્ય દેવી તૃપ્ત થઈ છે? પ્રભુ કહે છે કે નિરાશ થવાની જરૂર નથી. કરેલી ભૂલોથી વિમાસણમાં પડવાની જરૂર નથી. ભૂલ કરતાજ આગળ વધીશું. પણ સંભાળવાનું છે, સ્વતંત્રતા મેળવવાની ધગશમાં સ્વચ્છંદતા ન પ્રવેશે. આપણને સ્વતંત્રતા જોઇએ છે, પણ સ્વચ્છંતા નહિજ. પશ્ચિમનું અનુકરણ આપણે માટે ઇષ્ટ નથી. તેમાંથી જે સારૂં હોય તેજ ગ્રહણ કરી પચાવવાની જરૂર છે. આપણે એ ખાસ કરીને યાદ રાખવાનું છે કે આપણી માતૃભૂમિ તો આ હિંદુસ્થાનજ છે.

એક વખતની આ સ્વર્ગભૂમિપર આફતનાં આક્રમણ અનેક થયાં. હિંદી જનતા ઘોર આફતમાં આવી પડી. હિંદી સંસ્કૃત્તિનો નાશ થશે કે શું એવી શંકા ગભરાવી રહી પણ હિંદી સંસ્કૃત્તિ કંઇક ઓરજ છે. દેશ અને ધર્મની રક્ષા માટે અનેકવીરો ઝઝુમ્યા. પ્રાણ –દેહનાં મહા મોંઘાં બળીદાન આપ્યાં, આજે એ પુણ્યાત્મા–મહાન પુરૂષોનાં અમર નામોનું સ્મરણ કરી આપણે પાવન થઇએ છીએ. આપણો દેશ–આપણો ધર્મ આદિ શ્રેષ્ટ છે. જગતનો શિક્ષાગુરૂ છે. જ્ઞાનનો ભંડાર છે. અજરાઅમર છે અને રહેશે. કાળની ગતી અગમ્ય છે. એક સમય એવો હતો કે રોમન જાતીના નામ માત્રથીજ આખા યુરોપની પ્રજા ધ્રુજી ઉઠતી. એક સમયે બેબીલોનીયનોના ભયથી યરોપિયનો થર થર કાંપતા, એક સમયે ઇજીપ્શીયનોનો દોરદમામ

આફ્રિકા–યૂરોપ અને એશીયામાં ચાલતો, વળી એક સમયે ગ્રીક લોકોની બોલબાલા બોલાતી. મુસ્લીમ સલ્તનત પણ એક સમયે મહાસાગર સમાન હિંદમાં અને અન્ય સ્થળે વ્યાપી હતી, પણ કાળના વહેવા સાથે એ બળવાન–અજીત મનાતી જાતિઓ કાળના કરાળમુખમાં અદ્રશ્ય થઈ ગઈ, પરંતુ ભારતીય જનતા કે જે જુનામાં જુની જાતિઓ કરતાં પણ જુની છે તે આજપર્યંત પોતાની પુનીત–પાવન સંસ્કૃત્તિમાં આનંદ માનતી હિમાચળ સમાન અડગ ઉભી છે–ટકી છે. આનું કારણ એજ કે તેની અજબ સંસ્કૃતિ અને ઉદાત સાહિત્ય, આખા જગતના ગ્રંથો કરતાં ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે હિંદી પ્રજાને આપેલો અમૂલ્ય પવિત્ર ગ્રંથ શ્રી ગીતાજી શ્રેષ્ટ છે. વિદેશીઓએ પણ આ પવિત્ર ગ્રંથ પ્રત્યે માનની લાગણી ધરાવી છે અને હજી ધરાવે છે. વિદેશી વિદ્વાનોએ પણ ગીતાજીનો અનુવાદ કરીને ઘણી શૂન્ય જાતિઓમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવવા પ્રયત્ન કર્યો છે.

હિંદીઓ પર ભગવાનની પરમ કૃપા છે, પણ આજે સાચો ધર્મ અને ગીતાજીના જ્ઞાનનાં તત્વ ભૂલવાના પરીણામે આજે દેશની દુર્દશા થઈ રહી છે, શ્રી ભગવાન પણ પાપનું પ્રાયશ્ચિત કરાવી રહ્યા છે. પરંતુ હિંદ એક દિવસે તો જરૂર સત્ય તત્વ અને જ્ઞાન ગૃહણ કરી પોતાની પૂર્વની શ્રેષ્ટતા સાબીત કરશે. આજે તો સત્ય–જ્ઞાનના અભાવે હિંદની કારમી કસોટી થઇ રહી છે. સમયના પ્રભાવે કહો કે ભારતના દુર્ભાગ્યે કહો પણ હજી આપણે ઘોર પ્રમાદમાં પડી રહ્યા છીએ, આપણે શ્રી ગીતાજીમાંથી "निर्वैर सर्व भूतेषु" વાંચીએ છીએ પણ આપણા ઘરમાં જ વેર–ઝેરની આગ સળગી રહી છે, આપણે युद्धस्वविगतज्वरः નું વાક્ય ઉચ્ચારીએ છીએ પરંતુ દેશ–ધર્મની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતાં ભયભીત થઇએ છીએ. માતા–બ્હેનોને અપમાનીત થતાં–જોતાં–જાણતાં કાયરપણું બતાવીએ છીએ. પ્રભુએ આપણને અર્પેલું અમૃત યથાર્થ નહિ પીતાં

તેનો દુરૂપયોગ કરીએ છીએ. અફસોસ ! આજે હિંદી પ્રજા ગુલામ છે. દરિદ્ર છે. છિન્ન-ભિન્ન છે. આજે કોઇને કોઈની પડી નથી. ખોટી રૂઢીઓ-કુસંપ ઈર્ષા-સ્વાર્થ વગેરે નાલાયક દુર્ગુણો હિંદી જનતાને જળોની માફક વળગી લોહી ચૂસે છે. હિંદીઓ ! ક્યાં સુધી ઉંઘશો ? ક્યાં સુધી ઘોર પ્રમાદમાં પડી રહેશો ? સાવધ થાઓ, યુગને ઓળખો, આજે તમારૂં સ્થાન ક્યાં છે ? ભગવાનના કથનનું-આજ્ઞાનું યથાર્થ પાલન કરો. ઝેર-વેર-દ્વેશ-ખોટી રૂઢીઓ વગેરે નાલાયક દુર્ગુણોને દિલમાંથી દૂર કરો. એક બીજાને ભાઇ સમાન સ્નેહથી ચાહી જગતમાં વિશ્વ બંધુત્વની ભાવના ફેલાવો. ધૈર્યની ઢાલ અને સાચા ધર્મ-સત્યની સમશેર ધારણ કરી મયદાનમાં નીકળી પડો. સાચા કર્મવીર બનો, શ્રીકૃષ્ણ ભગવાન તથા મહાન પુરૂષો સાચા મર્દ થવાનું સૂચવે છે. પ્રભુનો આદેશ પયગામ પણ એજ છે કે " ભયનો પરીત્યાગ કરી નીડર બનો. અંતે સત્યનો જ વિજય છે."



ભારત માતાની જય-ભારત સેવા મહામંડળની જય. ગુરૂ મહારાજની જય "ના પોકારો વચ્ચે સભા વિસર્જન થઈ. ગુરૂદેવ કોઈને કહ્યા વિના જોત જોતામાં સભાસ્થાનમાંથી નીકળી અદશ્ય થઈ ગયા. ફરીથી કોઈની નજરે પડયા નહિ. સઘળાં પોત પોતાના સ્થાને સીધાવી ગયાં. અને સ્વદેશ સેવા સમાન એક મહાવ્રત નથી એ સૂત્રને યથાશક્તિ અમલમાં મૂકી જીવનની સાફલ્યતા કરવા લાગ્યાં.

શાન્તિ: શાન્તિ: શાન્તિ:

# વાંચવા લાયક પુસ્તકો

| | રૂા. આ |
|---|---|
| બહાદુર કલોજી | ૦—૮ |
| મધુકાન્તા | ૦—૮ |
| રસીક મેના | ૦—૮ |
| અટક પાંસળી હજામ | ૦—૮ |
| દસહજારનો ચેક | ૦—૮ |
| જંગલમાં મંગલ | ૦—૮ |
| દુઃખી સરલા | ૦—૮ |
| તુળસીદાસ | ૦—૭ |
| સી આઇ. ડી. | ૦—૮ |
| ભોજ કાળીદાસ | ૦—૮ |
| ગુલાબી ગુણકા | ૦—૮ |
| ખૂની શેતાન | ૦—૮ |
| બોલતો પલંગ | ૦—૮ |
| બીરબલ | ૦—૮ |
| સુડા બોતેરી | ૦—૮ |
| ચોકટનો એક્કો | ૦—૮ |
| લાલનો એક્કો | ૦—૮ |
| સતિ ગુણવંતી | ૦—૮ |
| સૌંદર્ય સંગ્રામ | ૦—૮ |
| અધુરી આશા | ૦—૮ |
| રા'માંડલીક | ૦—૮ |

| | રૂા. આ |
|---|---|
| બે ઘડી મોજ | ૦—૮ |
| ડાકુની દીકરી | ૦—૮ |
| અક્કલનો નમુનો | ૦—૮ |
| ભામિનીનો ભોગ | ૦—૮ |
| સેતાની સંસાર | ૦—૮ |
| પાપનું પડીકું | ૦—૮ |
| જાદુઇ માછલી | ૦—૮ |
| સીનેમાની રાણી | ૦—૮ |
| છેલ્લાં આંસુ | ૦—૮ |
| યુવરાજ | ૦—૮ |
| અજબ ગજબ | ૦—૮ |
| ઝેરની પ્યાલી | ૦—૮ |
| ઘડીભર ગમ્મત | ૦—૮ |
| છેલની વાર્તા | ૦—૮ |
| મડા પચીસી | ૦—૮ |
| જાદુઈ દેવવિદ્યા | ૦—૮ |
| સોળ વરસની સતિ | ૦—૮ |
| કાળીનો એક્કો | ૦—૮ |
| મારી કુસુમ | ૦—૮ |
| પવિત્ર કુમાર | ૧—૦ |
| જરદાલુ | ૦—૮ |
| યોગિના ચાવી | ૦—૮ |

# વાંચવા લાયક પુસ્તકો

| | રૂ. આ |
|---|---|
| અનંગ મોહિની | ૦—૮ |
| રણજીત કુસુમ | ૦—૧૨ |
| આનંદ લક્ષ્મી | ૦—૧૨ |
| અન્ન પૂર્ણા | ૦—૧૨ |
| કમળા કુમારી | ૦—૧૨ |
| પ્રબોધ કુમાર | ૦—૧૨ |
| દુઃખી દંપતી | ૦—૧૨ |
| સંન્યાસીની | ૧—૦ |
| બીરબલ | ૧—૦ |
| હુન્નર શિક્ષક | ૧—૮ |
| સચીત્ર કોકશાસ્ત્ર | ૧—૮ |
| જાદુકળા સંગ્રહ | ૧—૮ |
| ઇંગ્લીશ ટીચર | ૧—૮ |
| અકબર રહસ્ય | ૨—૦ |
| અંગના કે દેવાંગના | ૨—૦ |
| રાજપૂતોની રંગભુમિ | ૨—૦ |
| કુંજ કિશોરી | ૨—૪ |
| દંતકથાઓ | ૦—૮ |
| પકવાન પોથી | ૦—૩ |
| મોટર ગાઈડ | ૨—૦ |
| જુલસી જનેતા | ૦—૬ |

## કેટલીક વાર્તા

| | રૂ. આ |
|---|---|
| ઢોલા મારૂની વાર્તા | ૦—૫ |
| સદેવંત સાવળીંગા | ૦—૩ |
| ગુલબકાવલી | ૦—૩ |
| ગજરાસારૂ | ૦—૩ |
| બરાસકસ્તુરી | ૦—૩ |
| સુંદર કામદાર | ૦—૩ |
| સ્ત્રી ચરિત્ર | ૦—૩ |
| હોથલ પદમણી | ૦—૩ |
| બાદશાહ બીરબલ | ૦—૩ |
| પ્રપંચી પ્યાર | ૦—૩ |

## છુટું મહાભારત

| | |
|---|---|
| અભિમાન્યુ ચકાવો | ૦—૬ |
| મચ્છવેદ | ૦—૬ |
| સુરેખાહરણ | ૦—૬ |
| સ્વર્ગા રોહણી | ૦—૬ |
| વલ્લભનીતી | ૦—૬ |
| પાંડવ અશ્વમેઘ | ૦—૬ |
| મહાભારત મોટું | ૫—૦ |
| ભગવદ્ ગીતા | ૦—૬ |
| હનુમાન ચાલીસા | ૦—૨ |
| સત્યનારાયણની કથા | ૦—૩ |

“ઉત્કૃષ્ટ મુદ્રણાલય”—અમદાવાદ.

# વાંચવા લાયક પુસ્તકો

| | રૂ. આ |
|---|---|
| **ઇતિહાસિક** | |
| પૃથ્વીરાજ ચૌહાણ | ૧—૦ |
| સોનેરી સંધ્યા | ૦—૫ |
| દયાની દેવી | ૦—૪ |
| રા,નોંઘણજી | ૦—૬ |
| બુલબુલ | ૦—૫ |
| રાંહડીઆસ | ૦—૫ |
| પોરસ સિકંદર | ૦—૬ |
| **વિર રસત્વપુર્ણ** | |
| પવિત્ર કુમાર | ૦—૬ |
| પવિત્રતાનો પ્રતાપ | ૦—૬ |
| વિરનું વેર | ૦—૬ |
| વિર પુજન | ૦—૬ |
| અર્જુન દેવ | ૦—૫ |
| સવાશેરની શોધમાં | ૦—૪ |
| યુવકરાજ | ૦—૫ |
| અજબ ગજબ | ૦—૬ |
| તવંગરતા | ૦—૭ |
| કુસુમ કુમારી | ૦—૭ |
| બહાદુર કલોજી | ૦—૬ |
| મધુ કાન્તા | ૦—૫ |
| કિશોર કુમાર | ૦—૫ |
| વિર વિજયસિંહ | ૦—૫ |

| | રૂ. આ |
|---|---|
| એભલવાળો | ૦—૪ |
| ખીમરો ખંભાતણ | ૦—૪ |
| વિક્રમ ચરિત્ર | ૦—૪ |
| કૃષ્ણા કુમારી | ૦—૪ |
| ભાગ્યવાનઅભયસિંહ | ૦—૪ |
| શૂરવીર છેલજરાર | ૦—૩ |
| ભારતનો ભુપાલ | ૦—૩ |
| શૂરી ક્ષત્રાણી | ૦—૬ |
| **ડીટેકટીવ.** | |
| સરોવરની સુંદરી | ૦—૬ |
| કાળીનો એક્કો | ૦—૬ |
| ઝેરી ઝવેરી | ૦—૬ |
| ખૂનની ખોપરી | ૦—૬ |
| સાડા ત્રણ ભાઇબંધ | ૦—૬ |
| જાદુઇ આયનો | ૦—૬ |
| આબાદ ડીટેકટીવ | ૦—૬ |
| ડીટેકટીવ કે દેવ | ૦—૬ |
| કોણ ચાલાક | ૦—૫ |
| ભયંકર કુતરો | ૦—૬ |
| ચોકટનો એક્કો | ૦—૬ |
| લાલનો એક્કો | ૦—૬ |
| ખુની કોણ | ૦—૬ |

# વાંચવા લાયક પુસ્તકો

| | રૂ. આ |
|---|---|
| **ડીટેકટીવ.** | |
| ડાકટર કે દૈત્ય | ૦—૬ |
| શયતાની લીલા | ૦—૬ |
| સોનાની ખાણ | ૦—૬ |
| ભયંકર મૂર્તિ | ૦—૬ |
| લક્ષાધિપતી કે લુંટારો | ૦—૬ |
| સોનેરી જાળ | ૦—૬ |
| અદ્દભુત ખુન | ૦—૬ |
| અઠંગ ઉઠાઉગીર | ૦—૫ |
| ડાકટર કે ડાકુ | ૦—૫ |
| રાક્ષસી કુતરો | ૦—૫ |
| ચંડાળ ચોકડી | ૦—૫ |
| ગુલાબી ગણીકા | ૦—૫ |
| ચંદ્રબાળા | ૦—૫ |
| જબરજસ્ત જાસુસ | ૦—૬ |
| ચારલાખની ચોરી | |
| સાડાસાત | |
| શયત | —૪ |
| નિર્દોષ | ૦—૪ |
| સાડા આઠ ખુન | ૦—૪ |
| સમાજની સંધ્યા | ૦—૬ |
| ઝેરની પ્યાલી | ૦—૬ |
| હિંદુ સંસાર | ૦—૬ |
| ચમ્પા | ૦—૬ |




| | રૂ. આ |
|---|---|
| સમાજનો શિકાર | ૦—૬ |
| જુલ્મી જનેતા | ૦—૬ |
| પતિ નારાયણ | ૦—૫ |
| જીવતી ચુડેલ | ૦—૬ |
| મ્હારી કુસુમ | ૦—૬ |
| શયતાની સંસાર | ૦—૬ |
| અભાગીની લક્ષ્મી | ૦—૬ |
| અધુરી આશા | ૦—૬ |
| રંભા શેઠાણી | ૦—૬ |
| સમાજનું પાપ | ૦—૫ |
| **નવલીકાઓ** | |
| જળ કુમારી | ૦—૬ |
| ભામીનીનો ભોગ | ૦—૬ |
| વારાંગના | ૦—૬ |
| ...લુ | ૦—૬ |
| ...પડીકું | ૦—૬ |
| ...વપનો વરસાદ | ૦—૬ |
| રક્ષક કે ભક્ષક | ૦—૬ |
| દોઢ દિવસની દુનીયા | ૦—૫ |
| જગતનો જાદુગર | ૦—૫ |
| એકજ પૈસો | ૦—૬ |
| વિજયા વિજય | ૦—૬ |
| જળ સમાધિ | ૦—૬ |

# વાંચવા લાયક પુસ્તકો

| પુસ્તક | રૂ. આ. |
|---|---|
| નવલશાહીરજી | ૦—૬ |
| ઇશ્કનો અંજામ | ૦—૬ |
| કમળા કિશોરી | ૦—૪ |
| લાલ કમળા | ૦—૪ |
| મનહર મેના | ૦—૪ |
| રસિક મેના | ૦—૪ |
| દુઃખી દંપતી | ૧—૦ |
| મેનાશેઠાણી | ૦—૪ |
| સતિ તેજબા | ૦—૪ |
| તવંગરની તોપ | ૦—૪ |
| **ધાર્મિક** | |
| નરસિંહ મહેતો | ૦—૭ |
| ભક્ત સુરદાસ | ૦—૬ |
| વિણાવેલી | ૦—૬ |
| કૃષ્ણ સુદામા | ૦—૬ |
| હરિશ્ચંદ્ર તારામતી | ૦—૬ |
| મદાલસા | ૦—૬ |
| નળદમયંતી | ૦—૬ |
| સતિ સીતા | ૦—૬ |
| દ્રૌપદી | ૦—૬ |
| સીતાવનવાસ | ૦—૬ |
| મીરાંબાઈ | ૦—૬ |
| રામલીલા | ૦—૬ |
| પવિત્ર લીલાવતિ | ૦—૫ |

| પુસ્તક | રૂ. આ. |
|---|---|
| સતી લીલાવતી | ૦—૪ |
| બોડાણો | ૦—૮ |
| રણછોડ લીલા | ૦—૮ |
| શેઠ શગાળશા | ૦—૭ |
| જેસલ તોરલ | ૦—૬ |
| રાજા ભરથરી | ૦—૬ |
| ભક્તરાજ પ્રલ્હાદ | ૦—૬ |
| ઓખા હરણ | ૦—૬ |
| મહાત્મા તુલસીદાસ | ૦—૮ |
| સિદ્ધરાજ જસમા | ૦—૪ |
| સતી સાવિત્રી | ૦—૪ |
| **હાસ્ય રસિક** | |
| બ્રીફલેસબેરીસ્ટર | ૦—૫ |
| બેરીસ્ટરની બેરી | ૦—૫ |
| મુંબઇનો મવાલી | ૦—૫ |
| લાલ બતી | ૦—૫ |
| જેન્ટલમેન લોફર | ૦—૫ |
| અમેરિકન ડાકટર | ૦—૫ |
| અપ ટુ ડેટ સેમ્પલ | ૦—૫ |
| **ચમત્કારીક** | |
| હીમરાણી | ૦—૫ |
| જગતનો જાદુગર | ૦—૫ |
| બોલતો પલંગ | ૦—૫ |
| જાદુઈ વાતો | ૦—૫ |
| માયાવી મહેલ | ૦—૫ |